વિવેચકના ગ્રાહકોને સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષની ભેટ.

# ખલીફનાં

## અદ્ભુત્ પરાક્રમ.


લેખક,—

મણીલાલ કેશવલાલ પરીખ

અમદાવાદ.



પ્રકાશક.

હીરાભાઇ દાજીભાઇ દેશાઈ.

લાછરસ, નાંદોદ

# કૉરોનેશન મ્યુઝીક ગાર્ડન.

## છપાઇ બહાર પડી છે

રચી છપાવી પ્રગટ કરનાર **રૂ. બ. છાપગર,**

આ ગાયનમાં શરૂઆતના શીખનારને માટે જુદા જુદા **રાગોની સ્થાઇ અંતરા** સાથે **તાલ માત્રામાં** ૫૦ **સરગમો** આપવામા આવી છે તે સાથે જાણીતા ઉત્તમ નાટકો જેવા કે **ખુશરૂ હસીના, આઝમશાહ, ખુદાદાદ, હામાનચત્રા, શાહીદેનાજ, મુર્ગીદે શક, ગોપીચંદ, સુનહરી, ખંજર, ભોલા શીકાર, ક્રુરે અરબ, ફાંકડોફીતુરી ધરતીકંપ, સરસ્વતીચંદ્ર અજીતસીંહ** વગેરે છેલા છેલા ઉર્દુ તેમજ ગુજરાતી નાટકોના ઉત્તમ ગાયનો **સરગમ નોટેશનમાં તાલ, માત્રા** વગેરેમા **રાગરાગણીઓ** સાથે આપવામા આવ્યા છે આ ગાર્ડન **૪૫૦ પાનાની** મોટા કદની સુંદર પાકાં કપડાની બાઇન્ડીંગના **ભેટ આપવા લાયક બનાવવામાં આવી છે** આમા દરેક વાજીત્રની સમજણ પણ પુરેપુરી આપવામા આવી છે આજ સુધી આટલી સસ્તી કીમ્મતના આવી ઉત્તમ ગાર્ડન એક પણ બહાર પડી નથી **કીંમત રૂ ૩॥ તથા ટપાલ ખર્ચ જુદો**

**રચનાર રૂસ્તમજી બરજોરજી છાપગર મ્યુઝીક ટીચર**

નં ૩૩, ફ્રીયર રોડ, **ફીરદોસ મ્યુઝીક કલાસ-કોટ, મુંબઇ;**

તથા દરેક જાણીતા બુકસેલર્સ અને હારમોનીયમ વેચનારને ત્યાથી મળશે.

વિવેચકના ગ્રાહકોને સન ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષની ભેટ.

# ખલીફનાં

## અદભુત્ પરાક્રમ.

લેખક,—

મણીલાલ કેશવલાલ પરીખ

પ્રકાશક.

હીરાભાઇ દાદાભાઇ દેશાઈ.

સંપાદક 'વિવેચક' માસિક પત્ર.

લાછરસ, નાંદોદ

સન ૧૯૧૪. સંવત ૧૯૭૦

પ્રથમાવૃતિ. પ્રત ૧૬૦૦.

કીંમત રૂ. ૧—૦—૦

ઔદાર્યાશ્રિય આપનાર સદ્ગૃહસ્થ

MR GULABDAS BHAIDAS PLEADER

SURAT



માન્યવર વકીલ ગુલાબદાસ ભાઈદાસ.

સુરત.

The 'Lakshmi Art',—Bombay

# અર્પણપત્રિકા.

શ્રીયુત્ ગુલાબદાસ ભાઇદાસ વકીલ.

સુરત,

સુજ્ઞ મહાશય !

આપશ્રી વિદ્યાવૃદ્ધિના કાર્યમાં સદા ઉત્તેજન આપો છો, જગતમાં ધર્મ નીતિ અને જ્ઞાનના વધારા માટે આપશ્રી સતત પ્રયાસ કરો છો અને તે કાર્યોમાં યથાશક્તિ આશ્રય આપો છો. જનસેવા અને લોક કલ્યાણ માટે આપશ્રી તન મન અને ધનથી કોઇપણ જાતની આશા રાખ્યા વિના નિઃસ્વાર્થભાવે-વૃદ્ધવયે પણ પરિશ્રમ કરોછો; ઈત્યાદિ આપશ્રીના અંગે રહેલા અલૌકિક દૈવીગુણોથી આકર્ષાઈ આ લઘુ પુસ્તક હું આપશ્રીને અર્પણ કરૂં છું તે સ્વીકારવા કૃપા કરશો.

આપનો આભારી.

હી. દા. દેશાઇ.

# શ્રીયુત ગુલાબદાસ ભાઈદાસ વકીલ.

---

**यस्मिन जीवति जीवन्ति वहवः स तु जीवतु ।**

**काकोऽपि किं न कुरुते चंच्वा स्योहर पुरणम् ॥ पंचतंत्र.**

આ પુસ્તક જે મહાનુભાવ સજ્જનને અર્પણ કરવામાં આવ્યું છે. તેઓશ્રીનો કાઇક પરિચય આ પુસ્તકના વાચકોને આપવાના હેતુથી અત્રે બે શબ્દો લખવા અમે ઉચિત ધારીએ છીએ.

શ્રીયુત્ ગુલાબદાસ ભાઇદાસ વકીલ, સુરતના અનાવિલ જ્ઞાતિના એક સાધન સમ્પન્ન ગ્રહસ્થ છે. તેઓશ્રીની વય ૭૨ વર્ષની છે. તેઓશ્રી હસમુખા સ્વભાવના, ઉદાર અને પરોપકારનાં કાર્યોમાં હમેશાં તત્પર રહે છે. સ્વાશ્રયથી વકીલાતના ધંધામાં આગળ વધી, ધીરેધીરે તેઓશ્રીએ પોતાના ધંધામાં એવું યશસ્વી નામ કહાડ્યુ છે કે, આખા ગુજરાતમા તેમનો કોઇ પ્રતિસ્પૃદ્ધિ નીકળે તેમ નથી. અને તેથીજ તેઓશ્રીને સુરતના " ઇનવરેંગીટી " તરીકે ઓળખવામા આવે છે! તેઓશ્રી જેમ ધારામંડળમાં અગ્ર ગણાય છે, તેમ સામાજિક સેવામાં અને લોકકલ્યાણાર્થે પણ તેમની સેવા અતિ પ્રસંશનીય અને અનુકરણીય છે. તેઓશ્રીએ સુરતમાં એક ઘણાજ નમુનેદાર ધોરણપર કન્યાશાળા સ્થાપન કરી છે, જેના ફત્તેહમંદ કારોબાર માટે વર્તમાન-

પત્રોએ તેમજ જાહેર પ્રજાએ પોતાનો પુરતો સંતોષ બતાવ્યો છે. નવસારીમાં ઘરવેરા સામેની છેલ્લી લડત ચલાવવામાં આ વયોવૃદ્ધ ગ્રહસ્થે આગેવાની લીધી હતી અને તેમાં તેઓશ્રીએ પ્રજા અવાજની ફત્તેહ પોકરાવી હતી. આવા આવા અનેક પરોપકારી કાર્યો તેઓશ્રીએ તન, મન અને ધનના વ્યયે કર્યા છે અને હજુપણ પોતાના પરોપકારી સ્વભાવને લીધે કરતા જાય છે.

વિદ્યાવૃદ્ધિના કાર્યમાં તેઓશ્રીનો ઉદાર હાથ હમેશાં લંબાતોજ રહે છે, ધર્મ નીતિ અને જ્ઞાનના વધારા માટે તેઓશ્રી અતિશય ઉત્કંઠા ધરાવે છે અને તેથી તેઓશ્રી જાતિભોગ આપીને કેવળ નિ-સ્વાર્થવૃત્તિથી એ કાર્યમાં નિરંતર મચ્યા રહે છે. એઓશ્રીનું ધર્મ-જ્ઞાન ઘણું પ્રબળ છે. તેમ ધર્મ પ્રત્યેની તેઓશ્રીની શ્રૃદ્ધા પણ અલૌ-કિક છે. ઉચી કેળવણી, ખેતીવાડી અને આ ઇલાકાની ટ્રેનીંગ કોલે-જોમાં ભણતા વિદ્યાર્થીઓને તેઓશ્રી તરફથી હમેશાં આશ્રય મળે છે. એ સિવાય તેઓશ્રીના તરફથી બીજી કેટલીક સ્કોલરશીપો નામ-દાર શહેનશાહ અને શહેનશાહબાનુના નામથી આપવામાં આવી છે.

જનકલ્યાણમાં ભેદભાવ અંતરાયરૂપ છે, અને તેથી તેઓશ્રી જનકલ્યાણમાં ધર્મ અને જ્ઞાતિનો ભેદ ગણતા નથી. પરંતુ હમણાંના સુધારકો જે વિચારો ધરાવે છે, તેનાથી તેઓશ્રી વિરૂદ્ધ છે. સનાતન આર્યધર્મના સિદ્ધાંતો અને પ્રાચીન ૠષિ મુનિઓના સુત્રોના તેઓશ્રી

**મુળથીજ અભ્યાસી હોવાથી તેને અનુસરતુંજ તેઓશ્રીનુ વર્ત્તન છે. તેઓશ્રીનો ટૂંકો પણ અમુલ્ય મુદ્રાલેખ, પરમાત્માને આત્માની પ્રાર્થના અને ભેદભાવ રહિત જનસેવા એ છે.**

તેઓશ્રીની ઉદાર સખાવતો અને સ્ત્રી કેળવણી-પ્રત્યેની તેઓ-શ્રીની ઉદાર ભાવનાઓ અને સહાયતાઓ માટે દિલ્હી દરબાર વખતે નામદાર શહેનશાહના યશસ્વી નામથી તેઓશ્રીને સર્ટીફીકેટ અને ચાંદ આપવામાં આવ્યો હતો. તેઓશ્રી હંમેશાં સાદુ જીવન ગાળે છે અને મિથ્યા આડંબરપર તેઓશ્રીનો મૂળથી દ્વેષ હોવાથી, તેઓશ્રી પોતાના પુણ્યકૃત્યોને પ્રકાશમાં લાવવા ઇચ્છતા નથી. દાન અને દાતાની રીતિ તો એજ સ્વીકારવા યોગ્ય છે. આ વયોવૃદ્ધ ગ્રહસ્થ હાલ વાનપ્રસ્થ જીવન ગાળે છે અને તેથી અન્ય પ્રવૃત્તિઓને તજી ઇશ્વર ભક્તિમાં તેઓશ્રી સમયનો સદુપયોગ કરે છે. તેઓશ્રીના સવિસ્તર જીવન-ચરિત્રને માટે અમે માંગણી કરેલી પરંતુ તેઓશ્રી હાલ પોતાનુ જીવન-ચરિત્ર લખાયલુ જોવાને ઇચ્છતા નહિ હોવાથી અમને તેઓશ્રીના જીવનને લગતી જે જે હકીકતો અન્ય તરફથી મળી આવી હતી તેને આધારે અમે અમારા વાચકોને તેમનું સહજસાજ પરિચય કરાવ્યું છે. આશા છે કે એમાથી તેઓ હંસક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરશે ?

---

# પ્રકાશકની પ્રસ્તાવના.

"વિવેચક" ના ગ્રાહકોને સને ૧૯૧૩-૧૪ ની ભેટ તરીકે આ પુસ્તક સાદર કરવામાં આવે છે. પ્રસ્તુત પુસ્તક ધારવા કરતા મોટું થઈ જવાથી તેને બે વર્ષની ભેટ તરીકે ગણવામાં આવ્યું છે. આશા છે કે અમારા માનનીય ગ્રાહક બંધુઓને આ પુસ્તક પસંદ પડશે. પ્રથમ "વિવેચક" માં પહેલા વર્ષની ભેટ તરીકે, એ પત્રના તંત્રી શ્રીયુત છગનલાલ નારાયણભાઇ મેશ્રીકૃત પાપપુંજ નામનું પુસ્તક ભેટ આપવા અમે જણાવેલું અને તે પ્રમાણે લીંબડીના શ્રી જશવંતસિંહ સ્ટીમ પ્રીન્ટીંગ પ્રેસમાં છપાવવા પણ મોકલેલું પરંતુ કામના અતિશય દબાણને લીધે, એ પુસ્તક વહેલું તૈયાર થઇ શક્યું નહિ અને ગ્રાહકોએ ઉપરા ઉપરી માંગણીઓ કરવા માંડી એટલે પ્રસ્તુત પુસ્તક જે તેના કર્તા અમદાવાદમા છપાવતા હતા, તેમની પાસેથી તેનો હક્ક લઈ અમારા ગ્રાહકોની આતુરતા તપ્ત કરવાને માટે તેને આવી રીતે પ્રકટ કરવું પડ્યું છે. "પાપ પુંજ" પણ પ્રેસમાં છપાય છે અને પ્રથમ આપેલા વચન પ્રમાણે અમે અમારા ગ્રાહક બંધુઓની સેવામાં તેને સન ૧૯૧૫ ની ત્રીજી ભેટ તરીકે સાદર કરીશું.

"વિવેચક" માસિક પત્રની ઓફીસ.<br>લી૦ લાછરસ—નાંદોદ.

હીરાભાઇ દાદાભાઇ દેશાઇ.<br>પ્રકાશક.

**શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ યોગ્ય ઉત્તેજન આપીને શાળા લાયબ્રેરી ખાતે મંજૂર કરેલું!**

# કામિની અને કાંચન.

**કર્ત્તાઃ શ્રીયુત્ છગનલાલ નારાયણ મેશ્રો.**

**"નંદનવનનો નાશ, ઇંદુકુમારી, ગૃહલક્ષ્મી" ઇ. ના કર્તા અને "વિવેચક" ના તંત્રી.**

શ્રીમદ્ રામકૃષ્ણ પરમ હંસના ઉપદેશોને આધારે લખાયેલી આ બોધદાયક સાંસારિક નવલકથા, જેમાં કામિની અને કાંચનના લોભનું પરિણામ, હાલની અર્ધદગ્ધ કેળવણી અને સભ્યતાના આવરણ નીચે થતા કાળા કૃત્યોનું અસર કારક ભાષામાં વિવેચન કરવામાં આવ્યું છે. એને માટે જાણીતા વિદ્વાનોએ તેમજ જાહેર વર્તમાન પત્રો અને માસિકોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે. ત્રણ ભાગ સાથે, ઉંચા ગ્લેઝ કાગળ પૃષ્ટ સંખ્યા ૩૨૫. મૂલ્ય કાચા પુઠાનો રૂ ૧) સોનેરી નામ સાથેના પુઠાનો રૂ, ૧ાા ટપાલ ખર્ચ જુદું. આ પુસ્તક મુંબાઈ. સુરત અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી અથવા નીચે લખેલા ઠેકાણેથી મળશે.

**હીરાભાઇ દાદાભાઇ દેશાઇ.**

વ્યવસ્થાપક "વિવેચક"

**લાછરસ-નાંદોદ.**

# અનુક્રમણિકા.

# બે બોલ.

ટેઇલ્સ ઓફ ખલીફ ( Tales of Khaliph ) નામના પુસ્તકનુ ગુજરાતી ભાષામા બને તેટલી સરળ રીતે ભાષાંતર કરી ગુર્જર વાંચકોને અર્પણ કર્યું છે.

પુસ્તકનુ સાધન અવલોકન કરતાં જણાશે કે તેમાંના કેટલાક પ્રસગો માનવ પ્રકૃત્તિના વિચિત્ર સ્વરૂપોનું દર્શન કરાવે છે એટલે **વિદ્યા અને વિનોદ** બન્નેનો લાભ એક સાથે મળે છે.

વિવેચકના ઉત્સાહી વ્યવસ્થાપકે આ પુસ્તક પોતાના ગ્રાહકોને ભેટ તરીકે આપવા માગણી કરવાથી તેમને આ પુસ્તકનો હક આપતાં અમને આનદ થાય છે અને તેમની શુભેચ્છા માટે ધન્યવાદ આપીયે છીએ

સહૃદય પુસ્તકમા થયેલા દોષ તરફ લક્ષ ન આપતા માત્ર '**હંસ ક્ષીર નીર**' ન્યાયે ગુણના અશોનુ ગ્રહણ કરવા અમારા ગુર્જર વાંચક બધુઓ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

કલ્પિત વાર્તાઓ કરતાં આવા ઐતિહાસિક વાચન પ્રજાને ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવા માટે એક સાધન છે એમ સમજી આ પ્રયાસ આદર્યો છે તેમા કેટલે અશે સફળતા પ્રાપ્ત થાય છે તે જોવાનુ છે.

સર્વ સાધારણ વાંચકોને આ પુસ્તક પસદ પડે અને '**અરેબિયન નાઇટસ**' જેવાં ખ્યાલી પુસ્તકોના કરતા આ ઐતિહાસિક પુસ્તક વિશેષ ઉપયોગી જણાશે એવી આશા છે

**પરમાત્મા તે આશા પૂર્ણ કરો.**

**અમદાવાદ**
વસત પચમી.
વી. સં. ૧૯૭૦

ગુર્જર ગીરાનો
ઉપાસક
**મણીલાલ કશવલાલ પરીખ.**

---

# ખલીફનાં અદ્દભૂત પરાક્રમ.

## ખલીફ અને ચાંચીયા.

બગદાદ શહેરમા હરૂન અલ રશીદ નામનો એક ખલીફ થઇ ગયો છે. રાજ્યના જુદા જુદા પ્રાતમાં ગુપ્ત વેષે ફરીને લોક સ્થીતિનુ અવલોકન કરવાનો તેનો નિયમ હતો એક વખતે બસોરા શહેરમાં આવીને રહ્યો હતો ત્યારે પોતાના નિત્ય નિયમ પ્રમાણે એક દિવસ રાત્રે સ્વત વ્યાપારીનો વેશ લઈ જાફર નામના પોતાના મુખ્ય વજીરને પોતાની સાથે લઇ, કોઇને પણ ખબર ન પડે તેવી રીતે તે ત્યાંની બજાર પેઠમાં લોક સ્થીતિનુ અવલોકન કરતો ફરવા લાગ્યો. પરંતુ ત્યાંના નદી કિનારાપર આવતા સુધી કાંઈ પણ નવીન હકીકત તેના જાણવામાં આવી નહિ. નદિના કાંઠે અત્યત અધાર તથા ભયાનક ગલીઓ આવેલી હતી, આ સ્થળે પુષ્કળ ધર્મશાળાઓ હતી તેમાં મુખ્યત્વે કરીને ખલાસી લોક ઉતરતા હતા. ખલીફ અને વજીર આ મુસાફરખાના પાસે આવ્યા ત્યારે સામેથી આવતાં કેટલાક માણસો તેમની દૃષ્ટિએ પડયાં, આ માણસો ભારે ગુણો વહી જતા હતા. તે વજનદાર હોવાથી એક એક કોથળો ઉચકવા બબે માણસો કામે લાગેલા હતા. તે ભાર વહેનાર માણસો મુસાફરખાનામાં દાખલ થયાં ઘણો વખત ચાલવાથી ખલીફ થાકી ગયેલો હતો, એટલે થોડોક વિસામો લેવા માટે તેમજ તે માણસોએ આણેલા કોથળામાં શું છે તે જોવાનું બની શકે એવા ઇરાદાથી વજીરને અદર ઘુસવાની ઇશા-

રત કરી અને તે બને જણ અંદર દાખલ થઇ ગયા. આ ખોલીમા મીઠા તેલના દીવા ઝાંખા ઝાખા બળતા હતા અને એટલુ બધુ અંધારૂ હતું કે દીવાનો પ્રકાશ હોવા છતા પણ અંદર આવેલા મનુષ્યને ત્યાંના પદાર્થ સ્પષ્ટ પણે ઓળખવાનું કઠણ હતું.

ખલીફ અને વજીર કોઇને પણ ખબર ન પડે તેવી રીતે અંદર દાખલ થયેલા હતા. ખોલીમા ગયા પછી થોડીકવારે તેમને ત્યાના પદાર્થો દેખાવા લાગ્યા. એટલે તેઓ ભીતની નજીક પડેલા કોચપર જઇને બેઠા. ભાર વહેનાર ટોળીના લોકની મુખમુદ્રા ઘણી ક્રુર અને બદશીકલ હતી. તે લોક સમુદ્ર યાત્રાએ નિકળ્યા હોય એમ જણાતુ હતું તેમનામાનો એક જણ નીચે બેઠેલો હતો તેના પોષાક પરથી તે ટોળીનો સરદાર અથવા તાડેલ હોય એમ સ્પષ્ટ દેખાતું હતું કોથળામા શુ છે? એવો સરદારે પ્રશ્ન કર્યો, ત્યારે 'અબ્બાસબેગની માલમત્તા' એવો તેને પ્રત્યુત્તર મળ્યો. અબ્બાસબેગ એ રાજવાડાનો એક કામદાર હતો, એક બાજુએ સરકારવાડાની પુષ્કળ મૂલ્યવાન જણસો ગૂમ થયેલી હતી અને તે બદલ શક પરથી કેટલાકને સાશન પર કરવામાં આવ્યુ હતું, તેમજ કેટલાકને બરતર્ફ પણ કરવામા આવ્યા હતા. છતાં પણ ગૂમ થયેલો માલ અમુક માણસેજ ઉડાવ્યો એવી ખાત્રી પૂર્વક તપાસ ન મળવાથી, આ લોકનો તો તે ચોરીના કામમાં કાંઇ સબંધ નહી હોય એ બદલ શોધ કરવાની ખલીફને ઉત્કટ ઇચ્છા થઇ રહી

તે લોકોએ અંદર આણેલા કોથળામા સરકારવાડાની ચોરીમા ગયેલી વસ્તુઓ હશે અને તે માલ આ ચોર લોકોને દગલબાજ અબ્બાસબેગેજ નિસશય આપેલો હોવો જોઇએ એવો ખલીફને સંશય આવ્યો. ખલીફ ઘણો ક્રોધી પ્રકૃતીનો મનુષ્ય હોવાથી તેને

ઉપરનો પ્રકાર જોઇને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો અને તેને દબાવી રાખવો એ તેને માટે અતિ કઠિન કાર્ય થઇ પડયુ. છતાં પણ આગળ શું થાય છે તે જોવાની તેના મનમાં હોસ હોવાથી તે ક્રોધને ગળી જઇ તે સ્વસ્થ થઇને બેઠો એટલે આગળનો પ્રકાર તરતજ તેની નજરે પડયો થેલા લાવનાર લોકને તાડેલે થોડોક દારૂ આપ્યો અને આજજ રાત્રે વહાણ હંકારી જવાનાં છે માટે સર્વેએ વહાણપર જવું એવો તેણે હુકમ ફરમાવ્યો. આ હુકમ સાંભળતાંજ ખલીફે ધીરેથી વજીરના કાનમાં કહ્યું ' ખાલી થયેલા :થેલા લઇ તે લોક બહાર જાય છે તેની સાથે તું પણ બહાર જા અને પાસેની ચોકી પરથી સિપાઇ લોકની એક ટોળી લઇ આવ અને આ ઘરને ઘેરો ઘાલી અંદરનાં સર્વ મનુષ્યોને કેદ કર '

માલીકની આજ્ઞા પ્રમાણે તજવીજ કરવાને જાફર ત્યાંથી નિકળી ચૂકયો પણ ચાચીયાનો નાયક પોતાની ટોળીના અન્ય માણસો કરતાં વધારે ધૂર્ત અને કાગ દ્દષ્ટિવાળો હોવાના કારણે આ પરકીય મનુષ્યોનુ આગમન તેમનુ એક બીજાના કાનમાં કંઇ કહેવું અને જાફરનુ બહાર જવું વગેરે હકીકત તેણે ધ્યાનપૂર્વક જોયા કરી. પોતાનુ ગુપ્ત કાર્ય પ્રગટ થયુ છે અને આ સર્વ વર્તમાન અધિકારીઓના કાનપર લાવવાને એક જણ બહાર ગયેલો છે એ તે નાયક તત્કાળ કળી ગયો; અને પાસે બેઠેલા એક મનુષ્યના કાનમા તેણે કંઇક કહ્યું, એટલામાં ટોળીનાં સર્વ મનુષ્યો ખલીફના ઉપર તૂટી પડયાં અને તેના મ્હોમાં ડુચો મારી તેને જકડીને બાંધી લીધો આ સર્વ એટલી ત્વરાથી અને એકદમ થયુ કે તેનો પ્રતિકાર કરવા માટે ખલીફને અવસર મળ્યોજ નહિ. પછી કેદીને ચારે તરફ ઘેરી લઇ વહાણપર લઇ જવાનો તેણે હુકમ કર્યો. તે લોક સશસ્ત્ર અને સાહસીક

હોવાથી તેમજ રાત્રી અંધકારમય હોવાથી પ્રયત્ન કરવા છતાં પણ તેઓ સહજ પકડાય તેમ નહોતું. મુસાફર ખાનામાંથી પાણીના કિનારે જતા સુધી તેમને કોઇપણ માણસ સામુ મળ્યુ નહિ. પોતે કેદ થવાથી અસહાય છે અને આ લોક પોતાને કોઇ અજ્ઞાત સ્થળે લેઈ જાય છે એ હકીકત જાફરના ગયા પછી થોડાજ વખતમાં ખલીફને સમજાઇ ચૂકી.

બીજે દિવસે એક ખલાસીએ ખલાફના મ્હોમાં મારેલો ડુચો કાઢી નાંખી તેને કાઇ ખાવાનું આપ્યુ. ખાવાપીવાથી પરવારી ખલીફે પોતે કોણ છે એ તેને જણાવ્યુ અને સરદારને પોતાના તરફ મોકલી આપવાનું તેને કહ્યુ, તે સાંભળી તે મનુષ્ય હસી પડયો અને સરદારની પાસે જઇને બોલ્યો "આપણે જે વ્યાપારીને કેદ કરીને લાવ્યા છીયે તે ગાંડો થઇ ગયો છે. 'પોતે સદ્ધર્મપ્રતિપાલક છે અને તમે સર્વ મારા ગુલામ છો' એમ તેનુ કહેવું છે." કેદીએ મોકલેલો સદેશો સાંભળી નાયક ખડખડ હસી પડયો અને બોલ્યો "ચિંતા નહિ ! તે મનુષ્ય હૃષ્ટપુષ્ટ અને નિરોગી હોવાથી ઇચ્છિત બદરે પહોંચતાં તેને સારી કિંમતે વેચી નાખીશું એટલે થયુ." ઘણી નાખુશીથી આરભેલો આ પ્રવાસ પૂર્ણ કરવાને ખલીફને છોડી દઈ, હવે આપણે જાફર તરફ વળીયે. જાફર વજીર તે મુસાફરખાનામાંથી બહાર પડતાંજ પાસેની ચોકીપર ગયો અને પહેરાપરથી જમાદારને બોલાવી પોતાનાં માણસો એકત્ર કરી તાબડતોબ પોતાની સાથે આવવાનો તેણે હુકમ કર્યો. મુસાફરખાના નજીક પહોંચતાં અંદરથી કોઇપણ બહાર આવી શકે નહિ તેટલા માટે તેણે દરવાજા પર કેટલાક સિપાઇ ઉભા રાખ્યા અને પોતે, જમાદાર તથા કેટલાક સિપાઇ સાથે લઇ અંદર ઘૂસ્યો. પણ ત્યાં કોઈ નથી એ જોઈ તેના

મનમાં ફાળ પડી અને તરતજ સઘળા સિપાઇને સાથે લઈ તે નદીના કાંઠા હરૂપ ચાલતો થયો પરતુ વખત ઘણો થઇ ગયો હતો. અધકાર ઘણો થઇ જવાથી ચાંચીયાનો પતો કાંઈ લાગતો નહોતો; વજીર હમેશાં મ્હોં સભાળીને બોલનારો અને ધૂર્ત માણુસ હોવાથી, તેણે ખલીફનું નામ સભાર્યું નહિ–" ચોર આપણા હાથમાંથી છટકી ગયો છે માટે તમે સર્વ અત્યારે ચોકીપર પાછા જાઓ," એટલુંજ માત્ર તે બોલ્યો.

રાજવાડામાં આવ્યા પછી હવે શુ કરવું એ વિચારમા તે પડયો. જીવપર ઉદાર થયેલા ચાંચીયાના હાથમાંથી ખલીફનો છૂટકો થવાની તેને બિલકુલ આશા નહોતી. તથાપિ તે બન્ને જણુને આજ પર્યંત અનેક પ્રકારનાં સાહસનો અને વિચિત્ર પ્રસંગનો ઘણો સારો અનુભવ મળ્યો હતો અને ખલીફની જિજ્ઞાસુ અને સાહસીક પ્રકૃત્તિના લીધે તેમનાપર અનેક સંકટ પણ આવી ગયા હતાં પણ તેમાંથી તે સુર-ક્ષિતપણે પાર ઉતર્યા હતા તેથી પ્રસ્તુત પ્રસગે પણ પોનાનો માલિક બધનમાં રહેશે એમ તેને લાગતું નહિ.

કદાપિ પોતાનો માલિક પાછો ન આવે તો, ગાદીપર કોને બેસા-ડવો આ પણ એક મહત્વનો પ્રશ્ન તેના આગળ ઉભો થયો. કારણ મુસલમાન કાયદા પ્રમાણે ખલીફની પાછળ તેનો સાવકો ભાઇ ઇબ્રા-હીમ ગાદીપર આવે અને તેમ થાય તો તેનો સહકુંટુબ નાશ થવાનો એ તેને પક્કી ખાત્રી હતી. આ સબંધી પુષ્કળ વિચાર કર્યા પછી તેને એક ઉપાય સુઝયો. આ ઉપાય સાહસ જેવો હતો. પણ તે યોજવા સિવાય ગત્યંતર નહોતો. એટલે કેટલાક સિપાઇ પગપાળા લઇને તે બીજે દિવસે પ્રાત:કાળે બસોરાથી બગદાદ તરફ જવાને ચાલી નિકળ્યો.

**બગદાદ** શહેરમાં પહોંચતાંજ તેણે ખલીફની પટરાણી **ઝોબીદીને** એક પત્ર લખી ખબર આપી કે-" ખલીફ નિત્ય નિયમ પ્રમાણે ગુપ્ત-પણે ફરતા રહેવાથી હાલ કેટલાક દિવસ સુધી પ્રગટ થનાર નથી. પણ તમારા સ્વતઃના તેમજ રાજપુત્રના હિતાર્થ લોકમાં તમારે પ્રસિદ્ધ કરવું કે ખલીફની પ્રકૃતિ નાદુરસ્ત હોવાથી તે પરદેશી રાજ્યમાં વિશ્રાંતિ લેવા માટે જઇને રહેલા છે અને ત્યાં તેમની મુલાકાત કોઇને પણ થઇ શકે તેમ નથી. પ્રકૃતિ સુધરતા સુધી રાજ્ય સબધી સર્વ પ્રકારનુ કામકાજ તેમણે પોતાના જુના અને વિશ્વાસુ વજીરને સોંપેલું છે." આ પ્રમાણે વ્યવસ્થા કરીને તે ધુર્ત જાફરે ખલીફનુ રાજ્ય તેની ગેરહાજરીમાં સુયંત્રીત રીતે ચલાવ્યું

હવે આપણે ખલીફ તરફ પાછા ફરીએ. ચાંચીયાના વહાણને પવન અનુકૂળ હોવાથી ત્રણ દિવસ સુધી તે બેધડક ચાલ્યા કર્યું. ચોથે દિવસે તેણે એક વ્યાપારીનું વહાણ જોયુ, એટલે તેણે તે વહાણની પૂઠ પકડી. પોતાનાપર આવી પડેલું સકટ જોઇ તે વ્યાપારી વહાણના કમાને પોતાના વહાણને ઘણી ઝડપથી હકારવા માંડ્યુ. તે વહાણ પણ જલદી માર્ગ કાપતું હોવાથી સાયકાળ થતાં લગભગ ચાંચીયા લોકની દૃષ્ટિથી પાર થઇ અદૃશ્ય થઈ ગયુ. આ ખટપટને લીધે ચાંચીયા લોકને રસ્તો મૂકીને ભળતીજ બાજુએ જવું પડયુ. દુર્દૈવે બીજે દીવસે વરસાદ શરૂ થવાથી, શઢ પાડી નાંખી પવન જ્યાં લઇ જાય ત્યાં જવાનુ તેમના ભાગ્યમાં આવ્યુ. કેટનાક વખત પછી એક મોટું મોજુ વહાણના ઉપર ફરી વળ્યુ અને તેણે એક સપાટે સાત આઠ ખલાસીને જળ સમાધી આપી દીધી, અર્થાત કામ કરનારની વહાણપર તાણ પડવાથી બાકી રહેલા ખલાસીઓ સાથે

ખલીફ સુદ્ધાં સર્વ કેદીઓને કામે લગાડવા તાંડેલનો હુકમ થયો. વહાણમાં ઘણું મોટું બાકું પડયું હતું અને તેમાંથી પૂષ્કળ પાણી અંદર આવવા લાગ્યુ. તે પાણી ઉલેચતાં ઉલેચતાં સર્વ મનુષ્યો તદન થાકી ગયાં. થોડાજ વખતમાં કિનારો દૃષ્ટિએ પડયો. કેટલાંક માણસોના પણ પ્રાણ બચાવી શકાય તો જોઇએ એમ ધારીને વહાણને કિનારે લઇ જવાનો તાંડેલે નિશ્ચય કર્યો. વહાણ ભાગીને છિન્નભિન્ન થયું હતું છતાં તે જેમ તેમ કરીને કિનારે પહોંચ્યું ત્યારે ખલીફ, તાંડેલ અને ત્રણ ખલાસી એટલાજ માત્ર અધમૂવેલા જેવા કિનારાપર આવી પહોંચ્યા.

કિનારાપર તેમની તથા તદ્દેશીય લોકની ભેટ થઈ, તે લોકોએ તેમને અન્ન અને પાણી આપવાથી તેમનામાં થોડીક હોશિયારી આવી. પછી તે લોકોએ તેમને એક મોટા રાજમાર્ગપર થઇને પોતાની રાજધાની તરફ લીધા. લેઇ જતી વખતે તેમણે તેમને બાધેલા નહોતા કિંવા કોઇ બીજી રીતે પણ તેમને ત્રાસ આપ્યો નહિ.

આ મંડળી થાકી ગયેલી હોવાથી તેમજ તાપ સખત પડવાથી તેને તરશ પણ લાગી હતી. આવી સ્થીતિમાં એક કલાક સુધી માર્ગ ક્રમણ કર્યા પછી એક ડુંગરની ટળેટીમાં આવેલું એક ગામડું તેમની દૃષ્ટિએ પડયું. આ ગામડા આગળ તાડ અને ખજુરીનાં ઝાડની ઘટા હોવાને લીધે તે ઝાડથી છવાયેલુ હતું. તે દિવસે તે ગામમાં કોઇ મોટા માણસની કન્યાનુ લગન થયુ હતું તેથી ગામ લોકને ખાવાપીવાની મજા પડી હતી. ખલીફ વગેરે મંડળી ગામ નજીક આવવાની સાથે ગામ લોકે તેમનું આનંદપૂર્વક સ્વાગત કર્યું અને દૂધ, ખજુર અને ગેટલી વગેરે પદાર્થો તેમના આગળ રજુ કર્યા.

ખાવાપીવાથી પરવારીને ચાંચીયા અને ખલીફને લઇને આવનારી ટોળીએ આગળ માર્ગ ક્રમણ કરવા માટે તૈયારી કરવા માંડી પણ આ વાતને બીજા ત્રણે જણા કબુલ થતા નહોતા. અમે છીયે ત્યાંજ ઠીક છે; નિદાન આજનો દિવસ તો અમારે અહીં રહેવુંજ છે, એમ તેમનું કહેવું થયુ કોઇપણ પરદેશીને સમક્ષ જોયા સિવાય અને પરવાનગી સિવાય અમારા રાજા, પોતાના દેશમાં રહેવા દેતા નથી, એમ ચાંચીયાને તેમણે કહ્યું, પરંતુ તે સર્વ ફોગટ ગયુ. આ ત્રણે ચાંચીયા પોતાના સરદારનુ પણ હવે સાંભળતા નથી. એ ત્રણ જણ હોવાથી અને સરદાર એકલો હોવાથી પોતાના હુકમ પ્રમાણે તેમણે વર્તવું જોઇએ એવી પણ તે સખ્તાઇ કરી શકતો નથી. આ ત્રણે ચાંચીયાને અહીંજ છોડી દઈ ખલીફ અને સરદાર બે જણાજ રાજાની મુલાકાત લેવા નીકળ્યા. એમના આગમનની ખબર રાજાને આગળથી પહોંચાડવામાં આવી હતી.

કેટલેક સુધી આ રસ્તો એક રસાળ પ્રદેશમાં થઇને જતો હતો અને રસ્તાની બાજુએ થોડે થોડે અંતરે નાનાં નાનાં ગામડાં હતાં આ ગામડાંનાં ઝુંપડાંની આસપાસ નારંગી અને ખજુરીની ઘટા આવી રહેલી હતી. આ મંડળી કેટલેક દૂર ગયા પછી આગળનો રસ્તો ડુંગરમાં અને વાંકો ચુકો અને ચઢણપરનો આવ્યો. આ ચઢણ ઓળંગ્યા બાદ આગળ કેટલેક દૂર એક સપાટ પ્રદેશ દેખાવા લાગ્યો. તે સપાટ પ્રદેશમાં એક ભવ્ય શહેર આવી રહ્યુ હતું તેની ઇમારતોનાં ચકચકીત ઘુમટ અને શિખરો તેમની દૃષ્ટિએ પડયાં.

શહેરની પાસે પહોંચતા પૂર્વે સૂર્યનારાયણ ઘણાજ નીચે ઉતરી ગયા હતા તેથી અંધારૂ થતા પહેલાં આપણાથી નગરમાં જઇ શકાશે

એમ જાણીને તેમને ઘણોજ આનંદ થયો. થોડાંક પગલાં આગળ ગયા તો તેમને જણાયું કે, તે શહેર અને આ પ્રદેશની વચમાં એક મોટો ધરો આવીને રહેલો છે. તે ધરાની પેલી બાજુ એક રસ્તો હતો તે તેમણે જોયો. આ બાજુથી તે રસ્તાપર જવાને માટે જે વાટ હતી તે એક પ્રચંડ વૃક્ષની ડાળીપર થઈને હતી અને તે ડાળી ધરાની એક બાજુથી બીજી બાજુ પર્યંત પૂલ પ્રમાણે પ્રસરેલી હતી. આ વાટ પગ મૂકવાને પણ પૂરતી નહોતી, તેથી ત્યાંથી જવું એ ઘણું જોખમ ભરેલું હતું છતા પણ તે પ્રદેશના લોકને નિત્યનો અભ્યાસ હોવાથી તે લોક તો આ ડાળીપર થઇને સહજમા ચાલી ગયા. ખલાસી લોક ચાલાક હોય છે આ ગુણ તેમના સરદારમા પણ ઉત્તમ પ્રકારે હોવાથી તે આ રસ્તે થઇને બિન ધડક ચાલ્યો ગયો. પણ ખલીફની વાત તો જુદીજ હતી, આ વિચિત્ર પૂલપરથી ચાલી જવું તેને ઘણું મુશ્કેલ પડત, પણ તે જાતે ચપલ અને બળવાન પુરૂષ હતો અને બીજા લોક શી રીતે જાય છે એ તેણે જોયેલું હોવાથી તેમની પાછળ જવાનું તેણે પણ સાહસ ઉઠાવ્યું. જતાં જતાં એક સ્થળે અંધાર અને તદન અપૂરતી પગથી હોવાથી નીચેના વિશાળ ધરા તરફ દૃષ્ટિ જતા ચક્કર આવી નીચે માથું અને ઉપર પગ એ રીતે પડી જવાનો સંભવ હતો; પણ ખલીફ દૃઢ નિશ્ચયી હોવાથી ચાલતાં આડી અવળી નજર ન કરતાં પગના અંગુઠાપરજ દૃષ્ટી રાખીને તે ચાલતો હતો, એથી તે પણ સુરક્ષિતપણે સામી બાજુએ જઇ પહોંચ્યો.

આ ઘાતક પૂલપરથી સામી બાજુ ગયા પછી આ મંડળી શહેરના બહારના ભાગ આગળ આવી પહોંચી. શહેરમાં રસ્તાની બન્ને બાજુએ સુંદર મંદિરો હતાં અને તેની આસપાસ ઉત્તમ બગીચા

આવી રહ્યા હતા, આગળ જતાં સલીમસદીક નામે રાજાનો એક સિપાઇ તેમને મળ્યો.

ખલીફ અને તાડેલ એ બે તે પ્રદેશના મનુષ્યોની મદદ વિના આવી ભયાનક જગાપરથી સુરક્ષિતપણે આટલે આવી પહોંચ્યા એ તેમણે મહાભારત કામ કર્યું એમ સલીમ રાજાને લાગ્યુ. એથી આવા પરાક્રમી અને સાહસિક મનુષ્યોની મુલાકાત લેવાની તેને ઇચ્છા થવાથી તેણે તે મંડળીને તેડવા માટે મુદ્દામ ઉપર જણાવેલા સિપાઇને મોકલ્યો હતો, થોડાજ સમયમાં આ મંડળી રાજવાડામાં આવી પહોંચી. આ રાજવાડો ઉંચી ટેકરીપર બાંધેલો હતો અને તે ઘણો ભવ્ય અને વિસ્તૃત હતો. તેના આગલા ભાગમાં વિસ્તૃત મેદાન અને સુદર તલાવ દેખાતું હતું, રાજવાડામાં આવ્યા પછી ત્યાના ચાકરોએ આ પરોણાઓને ઉતરવાને માટે જુદી જુદી ઓરડીઓ ખોલી આપી. આજ સ્થળે તેમને માટે સ્નાન તથા ભોજનની સર્વ તજવીજ રાખવામાં આવી હતી. પ્રવાસમાં ઘણી તકલીફ ઉઠાવેલી હોવાથી સ્નાન કરીને ભોજન લીધા બાદ આ મંડળી આરામ લેવા માટે નિદ્રા વશ થઈ.

આવેલા પરોણાઓની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી છે, કઇપણ ન્યૂનતા નથી એ નજરેનજર જોઇ તે બાબતની ખબર આપવા માટે ખાનગી કારભારી પોતાના માલીક પાસે ગયો. ખાનગી કારભારી તરફથી ઉપર પ્રમાણેની ખબર મળવાથી આવેલા પરોણાઓ કેવા કેવા દેખાય છે તે સબધી રાજાએ તેને પ્રશ્ન કર્યો. તે પરથી કારભારીએ જવાબ આપ્યો કે-" મહારાજ ! તે બન્ને સશક્ત અને સુંદર છે. મોટા ધરાના અગવડ ભરેલા પૂલપરથી તેઓ સુરક્ષિતપણે અત્રે આવ્યા તેથી તેઓ શૂર હોવા જોઈએ એમ સ્પષ્ટ થાય છે. પણ અન્ય પ્રકારે જોતાં તે બન્નેમાં ઘણુંજ ભિન્નપણું દેખાય છે.

તેમાંનો એક જણ અડાણી હોવો જોઇએ કદાપિ તે વહાણનો નાખોદા પણ હોય. રાજવાડાના સામાન્ય પ્રતિના મહેલ જોતાં પણ તે આશ્ચર્ય ચકિત થઇ ગયલો દેખાતો હતો. તેને ભોજન માટે ચાંદીના તાટમાં સામગ્રી પીરસેલી હતી. પણ તે જોઇને તેને ઘણું વિસ્મય લાગતું હતું. તેને વિસ્મય લાગ્યુ તેટલુજ નહિ કારણ તેની તો કંઇ હરકત નહોતી, પણ તે તે તાટ તરફ બાવરાનો માફક જોઈ રહ્યો હતો અને જો લાગ મળ્યો હોત તો ત્યાંથી નાશી ગયો હોત એમ અમને લાગ્યુ. જ્યારે બીજો મનુષ્ય તેનાથી તદ્દન ઉલટી પ્રતીનો છે. રાજવાડાના ભવ્ય મહેલ, નોકર ચાકર, મોટા મોટા કામદાર વગેરેની દક્ષતા જોઇને તેને કાંઇજ વિશેષ લાગ્યુ નહિ, એટલુ જ નહિ પણ આવી બાબતનો જાણે તેને નિત્ય પરિચય હોય એમ જણાવા લાગ્યુ. આ પરથી આ કોઇ મહાન પુરૂષ કે કદાચિત રાજા પણ હોય એવો મારો તર્ક છે."

પોતાને ઘેર આવેલા પરોણાઓને મળવાની રાજાને ઇચ્છા હતી, તે ઉપરનુ વર્ણન સાભળીને વધારે વૃદ્ધિ પામી. તેને બીજે દિવસે પ્રાત કાળેજ તેણે દરબાર ભર્યો અને સિહાસનારૂઢ થયા પછી તે બન્ને પરદેશી ગૃહસ્થોને પોતાની આગળ રજુ કરવાનો હુકમ કર્યો.

આ પરોણાઓ દરબારમાં આવતાંજ સલીમ રાજાએ "આપ કોણ છો? અને વર્ષાદને લીધે આપનુ વહાણ તૂટી ગયું ત્યારે આપ ક્યાં જવાને માટે નિકળ્યા હતા?" એમ પ્રશ્ન કર્યો. રાજાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવા માટે બસોરા શહેરની ધર્મશાળામાં આવ્યો ત્યાંથી તે વહાણ ભાગી ગયુ ત્યાં સુધીમાં બનેલી કચ્ચી હકીકત નિવેદન કરી છેવટે પોતે ખરેખર કોણ છે તે પણ ખલીફે રાજાને જણાવી દીધુ.

જેની કીર્તિ સર્વ જગભર પ્રસરેલી છે એવો પ્રખ્યાત ખલીફ હરૂન-અલ-રૂશીદ પોતાની સામે ઉભેલો છે એ સાંભળીને રાજા સલીમ સદીક સિંહાસનપરની નીચે ઉતર્યો અને પોતાની સામે ઉભેલા સદ્ધર્મ પ્રતિપાલકને નમન કરીને બોલ્યો "મહારાજ, આપના મુખનાં દર્શન થવાથી, આપના જેવા મહાન રાજાધિરાજની થોડી ઘણી પણ સેવા કરવાનો યોગ મળવાથી, આજે સોનાનો સૂરજ ઉગ્યો હોય, એમ મને લાગે છે. આ નીચ અને દગલબાજ ચાંચીઆને કયે પ્રકારે દેહાંત દંડ આપવાથી આપને સંતોષ થશે એ બદલ મને પ્રથમ આજ્ઞા થવી જોઇએ."

વહાણ ભાગી ગયા પછીના પ્રવાસમાં ખલીફ સાથે થયેલા સંભાષણપરથી પોતે કેદ કરેલો મનુષ્ય કોઇ મહાન પદવીધર છે એ સંબધીની ખાત્રી નાખોદાને થઇ ચૂકેલીજ હતી, તેથી મળેલી શિક્ષાની ઉંધુ માથુ ઘાલી વાટ જોતો મૂગે મહોડે ઉભા રહેવા સિવાય તેને માટે અન્ય કોઇપણ માર્ગ નહોતો.

પછી સલીમ રાજાએ ખલીફને સિંહાસનપર બેસાડયો અને પોતે પગથીપર ઉભો રહ્યો હતો પણ ખલીફે તેને પોતાની સાથે સિંહાસનપર બેસવાને કહ્યું. પછી સેવકજનોએ કેદ કરેલા તાંડેલ તરફ વળી ખલીફ બોલ્યો "આ મનુષ્યે કરેલ ગુન્હા માટે તે દેહાંત દંડને યોગ્ય છે, તથાપિ દયાળૂ પરમેશ્વરે વર્ષાદથી અને તૂટી ગયેલા વહાણથી તેનુ રક્ષણ કરેલુ હોવાથી, હું પણ તેને એકવાર ફરીથી જીવતદાન આપુ છું. દ્રારિદ્રયના કારણે અપરાધ કરવા તરફ તેનું મન હવેથી ન વળે તે માટે તેને એકસો મહોર આપી અહીથી વિદાય કરો."

ખલીફે ઉદાર બુદ્ધિથી ફરમાવેલી આ વિચીત્ર શિક્ષા સાંભળીને તે તાંડેલ પોતાની દાઢીપર હાથ ફેરવીને બોલ્યો, "અહો, સદ્ધર્મપ્રતિપાલક ખલીફ અને રાજા સલીમ! દેવના સોગન લઇને કહું છુ કે હું આજ દિનથી ચોરી નહિ કરૂં. કરૂંતો દેવ અને મનુષ્ય બન્નેએ મારા પર દયા ન કરવી."

પછી સલીમ સદીક રાજા બોલ્યો–" સદ્ધર્મપ્રતિપાલકે તને અપરાધની ક્ષમા કરેલીજ છે, સિવાય આવો અપરાધ કરવાના મોહમા પુનઃ પડુ નહિ તેટલા માટે તારા શૌર્યને છાજે એવા હોદ્દાપર હું તારી નીમણોક કરૂં છુ. આજથી તને મારા ખાનગી સૈન્યનો અધિકારી નીમુ છુ."

આટલુ કહ્યા પછી સલીમ સદીકે તે ચાચીયાને તે નવીન હોદ્દાનાં વસ્ત્ર આપી, ખલીફની આજ્ઞા પ્રમાણે એકસો મહોર પણ બક્ષિસ આપી. તે દિવસથી તે સલીમ રાજાના સૈન્યનો એક અત્યંત શૂર અને વિશ્વાસુ સેનાપતિ થયા.

આગળ જણાવેલા ગામડાના ભોજન સમારંભમાં પાછળ રહેલા ત્રણ જણ માટે ખલીફે સદિક રાજાને પ્રશ્ન કરતાં તેણે કહ્યું "મારી પરવાનગી સિવાય કોઈપણ પરકીય મનુષ્ય મારા રાજ્યમાં રહી શકતો નથી. એ ત્રણ જણ મારી પરવાનગી સિવાય રહેલા છે એમ મારા કામદારોને જણાતાંજ તે તેમને ફાંસીએ લટકાવી દેશે."

આ સાંભળી ખલીફ બોલ્યો "એમ હોય તો, આ કાયદો તમે ઘણો ઉત્તમ રાખ્યો છે, એમ કહ્યા સિવાય મારાથી પણ રહેવાતું નથી. સજ્જનોના રક્ષણ માટે આ કાયદો ઘણો ઉપયોગી છે. તમારા રાજ્યમાં આવો કાયદો ચાલુ હોવાથી ઉપર કહ્યા પ્રમાણે સજ્જનોનું રક્ષણ થવા સાથેજ મારી સાથે આવેલા ત્રણ ચાંચીયાનો અનાયાસે

નાશ થશે મે પોતે પણ તેમને કોઇ કડક શિક્ષાજ કરવી તે તમારા કાયદાની પહેલાંજ નક્કી કરી રાખેલુ છે ! ”

પછી ખલીફ ત્યાં એક મહિના સુધી રહ્યો તે મહિનો તેણે સિંહ, વાઘ ઇત્યાદિ શ્વાપદોના શિકારમાં, મીજબાનીઓમાં અને અનેક પ્રકારના આનંદમા ગુજાર્યો.

આ પ્રમાણે એક મહિનો ગુજાર્યા પછી, સ્વદેશમાં પાછા ફરવુ એ વિચાર તેના મનમાં આવત, પરંતુ તેટલા અવકાશમાંજ સરહદ પરના એક રાજાએ પોતાના જાસુસ સાથે સલીમ રાજાનુ અપમાન થાય એવો સંદેશો મોકલી લઢાઇની તૈયારી કરવાનું જણાવ્યુ. આ સંદેશો મોકલનાર રાજાનુ નામ ‘ ગોરફુળ ’ હતું અને તેણે સલીમની કન્યાનુ પોતાના પુત્રને માટે માગુ કર્યું હતું–સલીમ રાજા મુસલમાન હોવાથી તેણે મૂર્ત્તિપૃજકના પુત્રને પોતાની કન્યા આપવાની ના પાડી એ એક કારણ અને ગોરફળરાજા નીચ પ્રકારની જાદુ વિદ્યામા નિષ્ણાત છે એવી લોક વાયકા એ બીજુ; આ બન્ને કારણોથી ગોરફૂળના રાજાની માગણીનો તેણે અનાદર કર્યો અર્થાત્ એ પ્રકરણ છેવટે લઢાઇપર આવ્યુ. ખલીફનો સ્વભાવ મૂળથીજ ક્રોધી અને ઉતાવળો હોવાથી સલીમનુ અપમાન થયેલુ જોઇને તેને અત્યંત ક્રોધ ચઢયો એટલે તે પણ તેની સાથે રણભૂમિપર જવાને તૈયાર થયો. સલીમ સદીક રાજાએ તે મૂર્તિપૂજક ઉદ્ધત રાજાનો પરાજય કરવા માટે પોતાની સઘળી ફોજ એકત્ર કરી કૂચ કરી.

રાજા અને ખલીફ સૈન્યની સાથે શહેર બહાર પડયા તે સમચનો દેખાવ ઘણોજ ભવ્ય હતો. રાજાનુ એકંદર સૈન્ય વીસ હજાર હતું,તેમાંથી અર્ધું પાયદળ અને અર્ધું ઘોડે સ્વાર હતું. આ સિવાય અન્ન સામગ્રી ઉપાડનાર સેંકડો હાથી અને ઉંટ અને હજારો બજાર ભરનારા પણ તેમની સાથે સ્વારીમાં નિકળ્યા હતા.

ઘેરથી નિકળ્યા પછી પાંચ દિવસ સુધી રાજાને પોતાના પ્રદેશમાં થઇને કૂચ કરવી પડી. છઠે દિવસે આ સૈન્ય ગોરફૂળ રાજાના પ્રદેશમાં દાખલ થયું. ગોરફૂળ રાજાની સરહદપર ડુંગરની એક હાર આવેલી હોવાથી આ પ્રચંડ ફોજને તે ડુંગરપર થઇને જતાં ઘણાં ઘણાં કષ્ટ સહન કરવાં પડયાં અને ત્રાસ ત્રાસ થઇ પડયો. ખલીફ અને સલીમસદિક આ બન્નેના તંબુ પૃથક પૃથક અને પ્રચંડ હતા અને બન્નેની તહેનાતમા નોકર ચાકર અને કામદાર લોકની સારી સંખ્યા હતી.

આ સૈન્યે છ દિવસ સુધી તે વિકટ માર્ગમા થઇને પ્રવાસ કરેલો હોવાથી તે થાકી ગયુ હતું એટલે સાતમે દિવસે તે એક પ્રચંડ ખીણમાં આવી પહોચ્યુ અને ત્યાં તેમણે છાવણી નાખી.

શત્રુની દૃષ્ટિએ ન પડતાં તેમનાપર એકદમ છાપો મારવાની વ્યવસ્થા ગોરફૂળ રાજાની ફોજે કરેલી એમ કહો; અગર તે લોક તે પ્રદેશના પક્કા માહિતગાર હોવાથી કહો, અથવા સલીમ સદિક રાજાના પહેરા વાળાઓ લાંબા પ્રવાસથી થાકી ગયેલા હોવાથી નિદ્રાવશ થઇ ગયા હતા તેથી કહો, દિવસ ઉગતા પહેલા શત્રુના સૈન્યે આવી હુમલો કર્યો ત્યાંસુધી તેઓ ગાફલજ હતા. હલ્લો થતાંજ તે લોક એકદમ જાગી ઉઠયા આમ અકસ્માત થયેલા હલ્લાને લીધે એક સરખી ગડબડ મચી રહી, સલીમ સદિક રાજાના સૈન્યે ઉતાવળે ઉતાવળે પોતાનાં હથિયાર લઇને જંગલી લોકની માફક હલ્લો કર્યો, બન્ને પક્ષની ઝપાઝપી થવાથી પુષ્કળ માણસોના પ્રાણની હાની થઇ. અજવાળુ થવાથી ગોરફૂળની ફોજ હિંમતથી આગળ વધી અને સલીમ સદિકની છાવણીના મધ્ય ભાગપર હલ્લો કર્યો. સલિમ રાજાનું સૈન્ય થોડું રહ્યુ હતું અને તે પણ થાકી ગયેલું હતું અર્થાત્ આવી

ફોજની કંઇપણ ભીતી રાખ્યા સિવાય ગોરફૂલના લશ્કરે સલીમસદિક અને ખલીફ બન્ને જણને કેદ કર્યા.

પછી પોતાનાથી થયું તેટલું તેમનુ અપમાન કરીને તે ગોરફૂળના સૈન્યે તે બન્ને રાજકીય કેદીઓને પોતાના માલીક પાસે રજુ કર્યા. તેમને જોતાંજ ગોરફળ રાજાએ હમણાજ થયેલા પરાભવનો ઉલ્લેખ કરી તે બન્નેની ઘણીજ નિર્ભર્સ્તના કરી અને મહમદી ધર્મનો ત્યાગ કરીને, જે દેવતાએ પોતાનો વિજય કર્યો તેની આરાધના કરવાનો તેમને હુકમ કર્યો.

તે પરથી ખલીફે જવાબ આપ્યો "રાત્રિના વખતે હલ્લો થવાથી અમારો પરાભવ થયો એ અલ્લાહ (તેનું નામ વંદનીય છે) ને રૂચિકર હો તથાપિ અમારો બન્નેનો તેનાપર પૂર્ણ વિશ્વાસ હોવાથી ગમે તેવા પ્રસંગ આવે તોપણ, પેગબરના 'અલ્લા હો અકબર' નામના પવિત્ર વચનથી અમે કદિ પણ પરાંગ મૂખ થવાના નથી."

આ બન્નેના મૂખમાથી બહાર પડતા આ શબ્દો સાંભળીને ગોરફળ રાજાએ તે બન્નેને પોતાના કિલ્લાપર જુદી જુદી કોટડીઓમાં રાખવાનો હુકમ ફરમાવ્યો. આ રાજાના રાજ્યમાં થોડાજ દિવસમાં એક ઉત્સવ થનાર હતો અને તે ઉત્સવ પ્રસંગે આ બન્નેને પોતાના ઇષ્ટ દેવતાને બળિદાન આપવાનો તેમણે વિચાર કર્યો. પછી રાજ સેવકોએ તે બન્નેને તુરંગમાં રવાના કર્યા ત્યા તદન અંધકાર હતો. ત્યાં તેમને પ્રાણ ધારણ કરવા પુરતુજ અન્ન જળ મળતું હતું. તે આપવા આવના મનુષ્ય સિવાય તેમને કોઇપણ મનુષ્યનું મ્હોં જોવાનું મળતું નહિ. આપણે આ કારગૃહમાંથી કદિપણ મુક્ત થઇશું એવી આશા ખલીફ અને સલીમ સદિકને બિલકુલ નહોતી અને પોતાના ભાગ્યમાં શું છે તે પણ તેમને સમજાઇ ગયું હતું.

પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. સલીમ રાજાની પાઘડીના અંતરપડમાં એક ઘણો મોટો અને ભારે કિંમતનો હિરો છુપાવી રાખેલો હતો તે શિપાઇ લોકને અજ્ઞાત હતું. આ હિરો તુરંગપરના અધિકારીને લાંચમાં આપી ત્યાંથી નિકળી જવાનુ બનશે તો જોઇશું એમ સલીમ સદિક રાજાના મનમાં હતું. સદ્ભાગ્યે આઠ દિવસની અંદરજ તેની મનકામના પૂર્ણ થઇ. પોતાની કલ્પના પ્રમાણે રાજાએ તે હિરો તુરંગપરના અધિકારીને અર્પણ કર્યો અને તેની મદદથી વ્યાપારીનો વેષ ધારણ કરીને તેણે સ્વદેશનો રસ્તો પકડ્યો.

લાંચ લઇને સલીમને છોડી મૂકનાર અધિકારી પણ પોતાને મળેલ અમૂલ્ય રત્ન લઇને તેની સાથેજ ચાલતો થયો. કારણ કોઇપણ મનુષ્યે પોતાના સંગ્રહમાં હિરા, માણેક વગેરે રાખવુ એ ગોરકુળ રાજાના કાયદાથી વિરૂદ્ધ હતું અર્થાત તેવા પદાર્થો રાખવાની તેણે સખત મના કરેલી હતી, એટલુજ નહિ પણ પોતાની પાસેનાં રત્નો રાજાના ખજાનામાં પહોંચતાં ન કરનારને હાલ-હવાલ કરી જીવથી મારી નાંખવાનો તેના રાજ્યનો કાયદો હતો, તેથીજ તે પણ ગુલામનો વેષ ધારણ કરીને ત્યાંથી ચાલી નિકળ્યો. એમાં શુ આશ્ચર્ય ?

પોતાની સાથે ખલીફનો પણ છૂટકો કરવાને માટે સલીમ રાજાએ તે જેલરનુ મન વાળવાને ઘણીજ ખટપટ કરી હતી, પણ ખલીફ બીજા અધિકારીના સ્વાધિનમાં હોવાથી તેનો હેતુ પાર પડયો નહિ. ખલીફને પ્રારબ્ધને હવાલે કરીને ઉપર જણાવ્યા પ્રમાણે રાજાને મહાકષ્ટે પણ પલાયન કરવું પડયુ. ખલીફનો પ્રાણ બચાવવાની ખટપટ કરવાનો સમય પણ નહોતો; તેથી નિદાન તેનો ઘાત થાય તો તેનું વેરે લેવાનુ બની શકે તેટલા માટે ફોજ આણવા માટે સલીમ સદિક ત્વરા કરીને સ્વદેશમાં આવી પહોંચ્યો.

હવે આપણે, ખલીફ તરફ પાછા ફરીયે. તુરંગની અંધાર કોટડીમાં ખલીફને ઘણું કષ્ટ ભોગવવું પડતુ હતું જેલરને કાંઇ પાન સોપારી આપી હોત તો હાલ કાંઇ કમી સોસવા પડત; પણ તેમ કરવાને તેની પાસે કાંઇજ નહોતું. જેલર દિવસમાં એકજ વખત માત્ર તુરગમાં આવતો હતો. ભલે, આવતો ત્યારે પણ જો ખલીફની કોટડીમા જાય તોજ ખલીફ તેની સાથે કાંઇ ગોઠવણ કરી શકે પણ જેલર પોતાનુ કાર્ય માત્ર દરવાજાના ઝરૂખામાથીજ કરી લેતો. પોનાની સાથે આણેલી બે નાની રોટલી અને પાણીની બાટલી ઝરૂખામાં મૂકીને તે ચાલતો થતો; તેથી ખલીફનો કઇજ ઉપાય ચાલતો નહિ. અસ્તુ '

આ પ્રમાણે પાચ દિવસ થયા છતા ગોરફૂલ રાજાએ ઠરાવેલા દુખ અને અપમાન કારક દડમાથી મુક્ત થવાનો કંઇપણ સભવ ખલીફને દેખાતો નહિ. તે પ્રદેશના દેવતાના ઉત્સવના દિવસ પાસે આવેલા હોવાથી તે આનદના આવેશમા ત્યાના લોક જબરી ધામ-ધુમ કરી રહ્યા હતા. ધર્મ ઘેલછાનો સચાર ત્યા અત્યત તિવ્ર મધ પાનને કારણે તે લોક તદન ખળભળી ઉઠેલા હોય તેમ જણાતું હતું. અને આ હત ભાગ્ય કેદીને ભયકર યમ યાતના કરીને બળિદાન અપાતો કયારે જોઇશુ એમ તેમને લાગવા માંડયુ.

છઠ્ઠે દિવસે એટલે જયારે સલીમ અને જેલર નાશી ગયા તે દિવસે પ્રભાતમાં ખલીફ એકદમ જાગૃત થયો અને પોતાની ભયંકર સ્થીતિનો વિચાર કરવા લાગ્યો. ચિતાને લીધે તેની આખો ફરી મળીજ નહિ, પોતાના શત્રુ પોતાને હાલ હવાલ કરીને મારશે આ વિચાર તેના મનમાં આવતાજ તે ઘણોજ અસ્વસ્થ થયો; તથાપિ વિવેકથી મનને વાળીને મરણ સમયની યાતના શાંતપણે સહન કરી

શકાય તેટલા માટે તેણે અંતઃકરણ પૂર્વક દેવની પ્રાર્થના કરી. એથી તેના મનને શાંતિ અને સ્થીરતા પ્રાપ્ત થઈ. એટલામાં તેને અત્યંત ભૂખ લાગેલી જણાઇ એટલે તે પડી રહેલા રોટલીના ટાઢા ટુકડાની શોધ કરવા લાગ્યો. આ ટૂકડો ત્યાંજ તેણે ભીતના કાગરાપર રાખેલો હતો, પરંતુ અંધારામાં ધક્કો લાગવાથી તે જમીનપર પડ્યો, આ ટૂકડો શોધવા માટે તે અંધારામા હાથ ફેરવવા લાગ્યો એટલામાં થંડો, સુંવાળો અને મરઘીના ઇંડાના આકારનો કોઇ પદાર્થ તેના હાથે અથડાયો, તે પદાર્થ ઇંડાના આકારનો હતો ખરો, પણ કઠણ નહોતો. ચીવટ અને પોચો હોવાથી આંગળાંથી કંઇક દાબી શકાતો હતો.

ખોલીમાં પૂરતો પ્રકાશ ન હોવાથી તે પદાર્થ શું હશે તે વિષયનો માત્ર સ્પર્શ કરીને કંઈ તર્ક કરી શકાતો નહોતો, પરંતુ થોડાજ વખતમાં ખોલીના પ્રકાશમાં વૃદ્ધિ થવા લાગી અને તેથી કરીને ખલીફને પોતાની પાસે પડેલી સર્વ વસ્તું દેખાવા લાગી; છતાં હાથને લાગતો પણ દૃષ્ટિએ ન પડતો તે પદાર્થ શું છે તે તેનાથી સમજાયુ નહી, એ આશ્ચર્યની વાત્ત ! આ ચમત્કાર જોઇને ખલીફને પણ નવાઇ લાગી અને ખોલીમાં બીછાવેલી ઘાસની શય્યાપર માથુ મુકીને વિચાર કરતો તે બેસી રહ્યો. આ પ્રમાણે આ પદાર્થ સબંધી વિચાર કરવામાં તે ગર્ક થયો એટલામાં તુરંગના અધિકારીને પણ આવવાનો સમય થયો.

જેલરને કેદીની પાસે જતાં સલીમને રાખેલો હતો તે કોટડી આગળ થઇને જવુ પડતું હતું. આજ સવારે તે કોટડીના બારણા આગળ થઇને જતાં, તેનાં બારણાં ખુલ્લાં છે અને તેમાં કેદી નથી

એ જોઇ તેને આશ્ચર્ય લાગ્યુ. કદાપિ પોતાના—કબજામાનો કેદી પણ આમ નાશી ગયો હશે. આ ભીતિમાંજ તેણે પોતાના હાથમાંનુ અન્ન જળ નીચે મૂક્યું અને ખલીફની કોટડીનો માર્ગ ઝડપથી લીધો, જેલરની ઉતાવળી ચાલ સાંભળી ખલીફને જેટલું નવલ લાગ્યું તેથી પણ વિશેષ તેણે ખોલીપર આવ્યા પછી કરેલા ચાળાથી લાગ્યુ. જેલરે પ્રથમ ખોલીના બારણાપરના ઝરૂખામાંથી ડોકીયું કરીને અંદર જોયું. અંદર કેદી દેખાતો નથી એમ ધારીને તે બારણું ઉઘાડી ખોલીની અંદર આવ્યો અને ગાભરો બનીને ચારે બાજુએ જોવા લાગ્યો. કેદી ખોલીમાં હોવા છતાં પણ તેને દેખાતો નહોતો અને આ આમ કેમ કરતો હતો એ કેદીથી સમજાયુ નહિ. ખોલીમાં ચારે બાજુ નિહાળીને જોયા પછી ખોલીમા કેદી નથી એમ ખાત્રી થવાથી હવે શુ કરવુ ? એ જેલરને પણ સમજાયુ નહિ. થોડો વખત તે ગુંચવાઈ ગયેલો જણાયો અને ત્યાંથી પાછો ફર્યો. જતાં તે એટલો ગભરાયલો જણાવ્યો કે બારણું ખાલી વાસીને સાકળ પણ લગાવ્યા સિવાય ત્યાંથી ચાલતો થયો.

ખોલીનાં બારણા આજ ઉઘાડા કેમ રહ્યા, તેનું ખલીફને પણ ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. પ્રાપ્ત થયેલી સંધી તેણે ખાલી જવા દીધી નહિ. ખોલીનું બારણું ઉઘાડી તે બહાર આવ્યો અને તેને પૂર્વવત્ બંધ કરીને અને સાકળ લગાવીને જ્યાં માર્ગ મળે ત્યાં જવા માટે તે ત્યાંથી સત્વર ચાલી નિકળ્યો. ત્યાંથી જતાં કિલ્લાના છેલ્લા બુરજ આગળ એક પડેલી ભીંત હોય એમ તેને પ્રથમ લાગ્યું, પણ કાંઇક આગળ ચાલવા પછી તેને તે ભીંતની લગોલગ એક બુરજ તેની દૃષ્ટિએ પડયો, આ બૂરજ નાનો સરખો હતો અને તેને છેડેથી કી-

લ્લામાં ઉતરવાનાં પગથીયાં હતાં. તે પગથીયાંપર બુરજમાં એક બારણું હતું અને તે અર્ધું ઉઘાડેલુ હતું. ખલીફ દરવાજાની પાસે પહોંચ્યો ત્યારે દરવાજાથી થોડા અંતરપર ઉભા રહેલા સિપાઇ લોકને બોલતા સાંભળ્યા. હવે આગળ શુ કરવું? આ વિષયનો વિચાર કરવાને તે ત્યાંજ ઉભો રહ્યો બારણું ઉઘાડી બહાર જતાં તત્કાળ શિપાઇ પોતાને પકડી લેશે. ઠીક! હાલ અહીંજ ઉભો રહું તો પણ નિઃસશય મારો નાશ તો થવાનો છે; કારણુ કે તે સ્થળે કોઇ મનુષ્ય ક્યારે આવશે અને પોતાને જોશે તેનો ભરોંસો નહોતો. તે સમયે કિલ્લામાં જ્યાંત્યાં ગડબડ ચાલી રહી હતી, એટલે આ ગડબડમાથી પોતે નિકળી જવાનો પ્રયત્ન કરે તો કોઇના ધ્યાનમાં આવશે નહિ એમ ખલીફને લાગ્યુ. એથી હિંમત રાખીને તે થોડુક આગળ વધ્યો એટલામાં પવનનો સુસવાટ આવવાથી બૂરજનુ બારણું એકદમ ઉઘડી ગયું તેથી ખલીફ અને ત્યાંના સિપાઇઓ એકમેકની સન્મુખ આવી ગયા.

પોતાને જોઇને સિપાઇ લોક દોડી આવશે અને પોતાને પકડશે એમ લાગવાથી ભયનો માર્યો તે ક્ષણભર નરમ થઇ ગયો; પરંતુ પોતાને જોવા છતાં પણ સિપાઇઓ પોતાને પકડતા નથી અને એ ફીકરથી ઉભા રહ્યા છે એ જોઇને તેને આશ્ચર્ય લાગ્યુ. દરબારના ચાકર નોકર પૈકી આ પણ એક હશે એમ ધારીને તો તેઓ પોતાના તરફ દુર્લક્ષ કરતા નહિ હોય? એમ પણ તેના મનમા આવ્યું; પણ તે સબંધી કઇ પણ કલ્પના કરવામાં નકામો કાળક્ષેપ ન કરતાં તે ધૈર્ય રાખીને ત્યાંથી પોબારા ગણી ગયો.

કિલ્લાના આંગણામાં જતાં કોઇ એક સરદાર એક મોટા કાળા ઘોડાપર બેસીને દોડતો જતો હતો. ખલીફ જાય છે એ તેને દેખા-

ચલુ નહિ તેથી તેણે ઘોડો તેના અંગપર નાંખ્યો અને તેને ઘોડાના પગ નીચે ચગદી નાખ્યો પણ હોત; પરંતુ ઘોડો અંગપર આવેલો જોઇને તે ઝટ દઇને બાજૂપર ખસી ગયો અને તેથી બચી ગયો. આ ગડબડથી ઘોડો અટકી ગયો પણ તે શા કારણથી અટક્યો તેનો કંઇપણ વિચાર ન કરતાં તે મીજાજીખોર સરદારે પોતાના જનાવરને જોરથી ફટકાવી કાઢયુ. આ મેદાનને એક છેડે કિલ્લામાંથી બહાર જવાનું એક દ્વાર હતું તેમાંથી સુખરૂપ બહાર પડયા પછીજ ખલીફનો જીવ કાંઈ ઠેકાણે આવ્યો. એટલે હવે આડા અવળા ન ભટકતાં તરતજ સ્વદેશનો રસ્તો લેવો એ વિચારથી તે ત્યાંથી ચાલી નિકળ્યો. રસ્તે જતાં એક ખેડુત ખાંધપર મોટી ડાંગ લઇને સામેથી આવતો તેને જણાયો. ખલીફને તે ખેડુત દેખાયો પણ ખેડુતે તે ખલીફને જોયો નહિ તેથી તે એટલી ઝડપથી જતો હતો કે ખાંધપરની લાકડીનો તડાકો લાગવાથી ખલીફનુ કપાળ ફૂટત, પણ પોતાનાપર આવેલુ સંકટ જોઇને ખલીફ એકદમ બાજુપર થઈ ગયો તેથી બચી ગયો. આમા તે બિચારા ખેડુતનો કાંઇજ દોષ નહોતો, કારણ કોઇ માણુસ પોતાની પાસે થઇને જાય છે તે તેને બિલકુલ દેખાયુજ નહોતું. તુરંગપરના જેલરને પણ તે કોટડીમા આવ્યો ત્યારે પોતે ન દેખાયો, તેથી તેની થયેલી વિચિત્ર સ્થિતિ, સિપાઇઓની નજર આગળ થઇને આવતા છતાં તેમણે તેને વિના અડચણે આવવા દેવો તે, ઘોડાપર બેઠેલા સ્વારે પોતાના અંગપર ઘોડો આણવો, અને ખાધપર લાકડી મૂકી જનાર ખેડુત પોતાની લાકડીનો ધકો કોઇને વાગશે કે નહિ તે બાબતનો વિચાર ન કરતાં ચાલતો હતો તેનાથી બચી જવું આ સર્વ વાતનુ કારણ, પોતાને અદશ્ય કરનાર, પોતાની પાસેનો વિલક્ષણ પદાર્થ છે એ વાત હવે ખલીફના ધ્યાનમાં આવી.

આવો વિલક્ષણ પદાર્થ પ્રાપ્ત થવાથી ખલીફને ઘણો સંતોષ થયો; અને તેને વધારે ઉત્સાહ પ્રાપ્ત થવાથી તે બે પહોર દહાડો ચઢયો ત્યાંસુધી ઘણી ઝડપથી ચાલ્યા કર્યો. મધ્યાનનો સૂર્ય થવાથી સખત ગરમી લાગવા માડી તેથી પોતે એક ગામડામાં ગયો, આ ગામમાં એક પથિકાશ્રમ યાને મુસાફરખાનુ હતું. તેમાની એક ખાલી કોટડીમાં તે દાખલ થયો અને ત્યાં પડેલી એક પાટપર તે પડયો અને તરતજ નિદ્રા વશ થઇ ગયો. મુસાફરીની અથડામણ અને કિલ્લામાથી છૂટતી વખતે થયેલો ચિત્ત ક્ષોભ આ બન્ને કારણોને લીધે તે રાત્રી પર્યંત જાગ્યો નહિ. રાત્રી પડતાં તે જાગી ઉઠયો, તથાપિ તેની આખોમાથી ઉંઘની અસર હજી પૂરી ગઇ નહોતી. તે સમયે ખોલીમાં પ્રકાશ નહોતો; પોતે હવે કીલ્લામાની અધારી કોટડીની બહાર છે એ વાત તેના ધ્યાનમાં ન રહેવાથી તે પુન નિદ્રાવશ થયો. કેટલોક સમય પછી તેને સ્વપ્ન આવ્યું તેમા પોતે બગદાદ શહેરમા પોતાનાજ મહેલમાં છે અને ત્યાં પોતાની દેખરેખ નીચે એક મોટી મીજબાની ચાલી રહી છે, એમ તેને દેખાયું અને તે એકવાર ફરીથી જાગૃત થયો આ વખતે તેની નિદ્રા તદન ઉડી ગઇ હતી, તે કારણથી પોતે તુરગમાં નથી પણ પથિકાશ્રમની એક કોટડીમાં પડેલા છે એ વાતનુ તેને સ્મરણ થયુ. ભૂખ અતિશય કડક લાગેલી હતી તેથી તે બાજુની ખોલીમાં ધીમેથી દાખલ થયો. ત્યાં પથિકાશ્રમનો માલિક સુનેલો હતો અને અન્ન રાખવાના તાકામાં રાત્રે કરેલા કાઇ મીષ્ટ પદાર્થમાથી વધેલો ભાગ રાખેલો હતો, તે પદાર્થ કાઢી લઇને તે ખાવા લાગ્યો; અને ભૂખથી થતી વેદનાનું તેણે તરતજ ઉપશમન કર્યું.

ખલીફને જન્મથીજ મનમાં આવે તે ખાવાપીવાની ટેવ પડેલી

હતી અને ખાવાપીવાના પદાર્થ માટે. કદિ કોઇને કાંઇ આપવુ પડતું હશે એની તેને બિલકુલ પણ કલ્પના નહોતી, એટલે ભોજન પરવાર્યા પછી પથિકાશ્રમનો માલિક પોતાની પાસેથી પૈસા માગશે અને તે ચૂકતે કરવાને પોતાના ખીસામા ફુટી બદામ પણ નથી એ વિચાર તેના મનમા બિલકુલ આવ્યોજ નહિ, તથાપિ તે ભોજન અને વસતિગૃહના માલીકના નાણું ભરપાઇ કરી આપવાનો સમય તેને તરતજ પ્રાપ્ત થયો ભોજન પરવાર્યા પછી ખોલીની બહારના ભાગમા કાઇ ખડખડાત થયાનુ તથા કોઈ ચોરની માફક ચાલતું હોય એવો ભાસ તેને કાને પડયો.

આગલે દિવસે બપોરે ઉંઘી જતી વખતે, ખલીફ઼ પેલો ગુપ્ત અને ચમત્કારીક પદાર્થ (અદૃશ્ય કરનારી વસ્તુ) સુરક્ષિત રહે તેટલા માટે પાઘડીમાં બાધી રાખેલો હતો અને તેણે પાઘડી માથે મૂકેલી હોવાથી તે કોઇને દેખાતો નહોતો.

આવી સ્થિતિ હોવાથી ચોરે ખોલીમાથી ડોકીયુ કરીને જોતાં, તેને પથિકાશ્રમના ઉંઘી ગયેલા માલીક સિવાય કોઇ દેખાયું નહિ. અવાજ કર્યા સિવાય તે ચોર ખોલીમાં દાખલ થયો, અને તેણે પથિકાશ્રમના માલીકની કમરે બાંધેલી મહોરોની વાંસળી ઘણી સફાઇથી છોડી લીધી. વાંસળી છોડી લીધા પછી ચોર ધીરે રહીને ખોલીની બાહાર આવ્યો અને તે વાંગળી પોતાની પાઘડીમાં બાંધી દઇને ત્યાંથી પોબારા ગણી ગયો.

ખલીફ઼ બીલકુલ અવાજ ન કરતાં તેની પાછળ પાછળ ગયો આશ્રમથી થોડેક અંતરે એક નાળુ વહેતું હતું, તે ઓળગવા માટે માત્ર તેનાપર બે લાકડાં નાખેલાં હતાં, તે ચોર આ લાકડાંપર થઇને

સામીપાર જતો હતો તેવામાંજ ખલીફે તેને પકડયો અને તેની પાઘડી છીનવી લીધી અને એક ધક્કો મારીને તેને પાણીમાં પાડી નાંખ્યો. આ વહેળો ઘણો મોટો નહોતો તેમજ તેના જળમાં વધુ વેગ પણ નહોતો, તેથી અંદર પડતાજ તે ઉઠયો અને નાળાની બીજી બાજુ દોડી ગયો. આશ્રમના માલિકે પોતાને પકડીને પોતાની પાઘડી છીનવી લીધી એ પ્રમાણે નિશ્ચય કરીને, એક ક્ષણભર પણ ત્યાં ન રોકાતા તે ચોર ત્યાંથી ઘણી ઝડપથી ચાલી નિકળ્યો. બીજી બાજુ ખલીફે પાઘડીમાંથી વાંસળી કાઢી લેઇને તે ફેંકી દીધી અને પાણીમા ધકેલી દીધેલા ચોરના વિષયે ક્ષણભર પણ વિચાર ન કરતા તે ધર્મશાળા તરફ પાછો ફર્યો

ખલીફ આશ્રમના દરવાજા પાસે આવી પહોંચ્યો નહી, એટલામાંજ તેનો માલીક જાગૃત થયો, અને પોતાને થયેલા નુકશાનથી બાવરો બની જઈ ઉઘાડે દિલેજ ઘરમાંથી બહાર નીકળ્યો અને સર્વ ચોર અને બદમાશ લોકને અને વિશેષ કરીને તેની વાંસળી ચોરી જનારને ગાળો દેતો દેતો ખલીફની પાસે થઇને દોડી ગયો તો તેને અંગપરનાં વસ્ત્ર ભીંજાઇ ગયેલા એવો ચોર વહેળાની સામી બાજુએ દોડતો, તેની દૃષ્ટિયે પડયો. તેને જોઇ તેણે મોટેથી બૂમો પાડી અને તેની પૂઠ પકડી આ ગડબડ સાંભળી વસતિગૃહમાં ઉતરેલા લોક ત્યાં આવી પહોચ્યા અને તે પણ તે બન્નેની પાછળ દોડવા લાગ્યા.

બીજી તરફ શૂન્ય થયેલા આશ્રમમા આવી ખલીફે તે મહોરની વાંસળી પથિકાશ્રમનો માલીક પાછો આવ્યો ત્યારે તેને તરતજ મળી જાય એવી રીતે તેની પાઘડીમાં બાંધી દીધી અને પછી પોતે આગળ ચાલતો થયો.

લાંબી મુસાફરી અને બપોરનો કડક ગરમ પવન એ બન્નેથી તદ્દન થાકી ગયેલો હોવાથી, રસ્તાની બાજુમાં થોડેક દૂર આવેલી એક ઘાડી ઝાડી જોઇને તેને ઘણો આનંદ થયો અને ઘડીક વિશ્રાંતિ લેવા માટે તે ત્યાં ગયો અને લાકડાના ટૂકડાનુ ઓસીકુ કરીને સ્વસ્થપણે ઘાસપર તે આડો થયો કે તરતજ નિદ્રાવશ થઇ ગયો.

આ પ્રમાણે તે ઉંઘી ગયો હતો ત્યારે માથા નીચેના લાકડાના ઠીમચાપરથી તેનુ માથુ ખસી ગયુ અને તેથી તેની પાઘડી નીકળી બાજુએ જઇને પડી, તેની તેને ખબર રહી નહિ. જાગૃત થવાથી તેણે પોતાની પાઘડી દૂર પડેલી જોઈ. પાઘડી પડી જવી એ બાબત તેને કાઇ વિશેષ કાળજી નહોતી પણ આ વખતે એવો પ્રકાર થવાથી તેને ચિંતા અને ભીતિ ઉત્પન્ન થઇ, કારણ કે તેને અદૃશ્ય રાખનાર તે વિલક્ષણ પદાર્થ આ પાઘડીમાં તેણે છૂપાવી રાખ્યો હતો અને તેનો શરીરને સ્પર્શ થયેલો હોય ત્યા સુધીજ તે કોઇને દેખાતો નહોતો.

પછી તેણે દોડીને તે પાઘડી ઉંચકી લીધી અને સભાળી જોઈ પણુ તે નરમ અને ઠડોગાર પદાર્થ તે પાઘડીમા કાઇપણુ જડયો નહિ. કદાચિત્ આસપાસ પડયો હશે એમ સમજીને તેણે પૂષ્કળ તપાસ કરી. પરતુ કાંઈ વળ્યુ નહિ પાઘડીમા રાખેલા તે પદાર્થનું શુ થયુ હશે તેની તેને કલ્પના પણ ન આવી.

તે ખોવાયલી વસ્તુ હવે મળશે નહિ એમ ખાત્રી થવાથી તે વિધર્મી લોકના દેશમાંથી સ્વદેશમાં પાછા શી રીતે જવાશે એ સંબધી તે વિચાર કરવા લાગ્યો. પોતાનુ રાજ્ય ત્યાથી કેટલે દૂર છે તેનો તર્ક પણુ તે કરી શકતો નહિ. તુરગમાંથી છૂટયો ત્યારથી આજ પર્યંત જેની મદદથી નિર્ભયસ્થીતિમા પોતાના દિવસ કાઢયા, તે પદાર્થ

અદૃશ્ય થવાથી, તેને મોટી અડચણ આવી પડી. આ સિવાય પોતાના આવ્યા પછી બગદાદ શહેરમાં શી નવાજુની થઇ હશે તેની પણ તેને ભારે ચિંતા થતી હતી. મુખ્ય વજીર રાજસૂત્ર ઘણાં વર્ષથી ચલાવતો હતો, તે વિશ્વાસુ હોવાથી ખલીફનો તો તેનાપર પૂર્ણ ભરોસો હતો તથાપિ ઇબ્રાહિમના સંબધમાં તેને ઘણી ચિંતા થતી હતી. ઇબ્રાહિમ ખલીફનો હરીફ હોવાથી સધીનો લાભ લઇને ગાદી પડાવી લેવાની રાહ જોયા કરતો હતો એ વાત તેની ધ્યાનમાં હોવાથી અને પોતાના માર્ગમાં વિઘ્ન આવે માટે ઝોબિદી અને રાજપુત્રને તે ઠાર મારશે એવી ખલીફને ભીતિ લાગતી હતી. આ વિચાર અત્યંત ઉદ્વેગકારક હોવાથી, તે મનમાં આવતા ખલીફનું મગજ ભમી ગયું અને કેટલોક કાળ તે સ્વસ્થ બેસી રહ્યો.

પછી ઘોડાના દાબડાનો અવાજ તેને કાને પડ્યો એટલે તેણે તે તરફ જોયું, તો રસ્તેથી બે મનુષ્યને આવતા જોઇ તેને આનંદ થયો. તેમના પોષાક પરથી તે કોઇ અરબ વ્યાપારી હોય એમ તેને લાગ્યુ. તે બન્ને જણ ઘોડાપર બેઠેલા હતા અને તેમની સાથે પુષ્કળ ઘોડા અને માલ ભરેલાં ખચર તથા ઘેટાં પણ હતાં, આ ઉપરાત બુરખાથી ઢકાયેલો એક મેનો પણ હતો. આ મેનો ગુલામની ખાંધપર ઉડાવેલો હોવાથી તેમાં કોઇ સ્ત્રી હશે એમાં કાંઇ સંશય નહોતો.

આ લોકને પોતાના તરફ આવતા જોઇને ખલીફ એકદમ ઉભો થયો અને તેમની સામે ગયો, પાસે પહોચતાંજ તેણે તેમને સલામ કરી અને કયાં જાઓ છો એવો પ્રશ્ન કર્યો.

"અમે બગદાદ શહેર તરફ જઇએ છીયે"–એવો તેમનો

ઉત્તર હતો–"તમારા પોષાક પરથી તમે મુસલમાન હો એમ લાગે છે, પગપાળા અને વળી એકલાજ આ વિધર્મી રાજ્યમાં ક્યાં પ્રવાસે ચાલી નીકળ્યા છો" એમ પણ તે વ્યાપારીઓએ ખલીફને પૂછ્યું.

પોતે કોણ છે એ સત્ય જણાવવાથી, ખાલી ત્રાસ થવાનો સંભવ છે, એ ઘણા દિવસના અનુભવથી ખલીફને જણાઇ આવેલું હોવાથી તેણે તેમને "પોતે બગદાદનો રહેવાશી હોવાથી ત્યાં જાય છે અને પોતાના અંગપરનાં વસ્ત્ર સિવાય સર્વચીજ લુંટાઇ જવાથી આ વિધર્મી લોકોએ પોતાને કેદ કર્યો હતો" આ પ્રમાણે તેણે ટૂંકમાંજ તેમને જવાબ વાળ્યો. "બગદાદ શહેર સુધી પહોંચવા માટે મને એક ઘોડો આપો અને તમારી સાથેજ મને ત્યા સુધી લઇ ચાલો. ત્યાં મારા ઘણા ઇષ્ટ મિત્રો છે એટલે ત્યાં પહોચીને આપે કરેલા ઉપકારનો યોગ્ય બદલો વાળવાનુ મારાથી બની શકશે" આ પ્રમાણે તેણે તેમને નમ્રતા પૂર્વક વિનતી કરી.

તેપરથી તે વ્યાપારીઓએ જવાબ આપ્યો—"અમે ભાડુ વગેરે ન લેતાં આપને અમારી સાથે ઘણી ખુશીથી લઇ જઇશુ. આવા જંગલી મૂલકમાંથી પ્રવાસ કરતાં આપના જેવા ચતુર બાહોશ મનુષ્ય અમારી મદદમાં આવ્યાથી અમને ઘણોજ આનંદ થાય છે." એટલુ કહીને તેમણે તેને બેસવા માટે એક ઉત્તમ ઘોડો આપ્યો. પગે રખડતા ચાલવાનો ત્રાસ દૂર થવાથી ખલીફને પણ ઘણો સંતોષ થયો, અને સ્વદેશ તરફ મ્હો ફેરવીને તેમની સાથે ઘણા આનંદથી માર્ગ કાપવા લાગ્યો.

પોતાની સાથે પ્રવાસ કરનાર બન્ને પ્રવાસી ઘણા બુદ્ધિમાન અને ભલા સ્વભાવના છે એમ તેને થોડાજ સમયમાં જણાઇ આવ્યું,

તે પૈકી એકનું નામ અબ્દુલ્લા અને બીજાનુ નામ અહમદ હતું. તેમના સમાગમમાં કેટલોક કાળ ગાળ્યા પછી, બોલવા ચાલવામાં તેમની સાથે અધિક પરિચય થયા પછી "પ્રસ્તુત પ્રવાસ શી રીતે ચાલ્યો તથા કયા કયા પ્રદાર્થોની ખરીદી કરવા માટે આપ વિચાર રાખો છો" આ પ્રમાણે ખલીફે તેમને પ્રશ્ન કર્યો.

આ બન્ને વ્યાપારીઓમાં અબદુલ્લાજ મુખ્યત્વે કરીને બોલતો હતો. ખલીફનો પ્રશ્ન સાભળી તે બોલ્યો—"સદ્ધર્મ પ્રતિપાલક ખલીફ અને તેની પ્રિયરાણી ઝોબીદી આ બન્નેના મહેલના કામદારો સાથે અમારે સારો પરિચય છે. દરબારમાં કઇ કઇ જાતનો માલ કીફાયતે વેચાશે તે જોઇને તે ધોરણે પરદેશમાં વ્યાપાર કરતા હોવાથી અમે અમારા માલની ખરીદી કરીયે છીયે અમને અમારા માલ બદલ સરકારમાથી સારી કિંમત મળે છે; પરંતુ સરકારવાડાના જે કામદાર લોક અમારો માલ ખપાવવાની કોશીશ કરે છે તેમને મહેનતના બદલામાં અમારે મૂલ્યવાન નજરાણાં અને દલાલી આપવી પડે છે તેથી ઘણો થોડો નફો અમારા હાથમાં રહે છે"

"ઠીક! ખલીફ કેવા પ્રકારનો માણસ છે ?"

અબદુલ્લા બોલ્યો "તે અત્યંત ન્યાયી, પરાકાષ્ટાએ શૂર પણ ઉતાવળો, ક્રોધી અને કુર માણસ છે. તેને ક્રોધ સહજમાં ઉત્પન્ન થાય છે. તેથી તેના સમાગમમાં રહેનારા મનુષ્યોનાં ડોકાં ઉડવાનો સંભવ રહે છે."

ખલીફ બોલ્યો, "તેને ક્રોધ થાય તેવું વર્તન પ્રજા પણ કરતી હશે એમાં શંકા નહિ."

અબદુલ્લા બોલ્યો. "છી છીઃ તેને લહેર આવે એટલે 'પાન બનાવો, એ શબ્દ બોલવાને જેટલો સમય લાગે છે તેટલાજ અવકાશમાંજ તે તમારૂ માથુ ધડથી જુદુ કરી નાંખે!"

ખલીફ બોલ્યો, "તમે કહો છો તે મને ખરૂં લાગતું નથી." તે ન્યાયી છે એવું હમણા તમે મને કહ્યું નહિ શું ?"

અબદુલ્લા બોલ્યો, "ખરેખર તે ન્યાયી છે, પોતે કરેલા કાયદાનો યથાયોગ્ય રીતે અમલ થવો એવી તેની ઉત્કટ ઇચ્છા છે પોતાના રાજ્યમા શુ ચાલે છે, તે પોતાની નજરો નજર જોવામાટે વ્યાપારીનો વેષ લઈ તે શહેરની બહાર ફરતો રહે છે એવુ મારા સાંભળવામાં આવ્યુ છે."

અહમદ બોલ્યો "તેનુ આ વર્તન કોઇ પણ પ્રકારે પ્રસશનીય નથી."

ખલીફ બોલ્યો—"કેમવારૂ" ?

અહમદ બોલ્યો, "આમ ફરવાથી ખલીફના જીવનને એકદમ અપઘાત થાય તો ફાયદા કરતાં નુકશાન થવાનો વધારે સભવ છે."

આ ટીકામાનો સત્યાંશ ખલીફના લક્ષમા આવ્યા વિના રહ્યો નહિ પરંતુ કોઇને પણ પોતાની પ્રસશા પસદ પડતી નથી. ખલીફના વર્તન માટે અબદુલ્લાનો મત જુદાજ પ્રકારનો હતો. ખલીફ કરે છે તે બરાબરજ કરે છે હરેક વાત પોતાની નજરે જોઇને, પોતાનું કર્તવ્ય કરતાં, કોઇ પણ મનુષ્યે સકટની પરવા કરવી યોગ્ય નથી, એવું તેનુ માનવુ હતું. અર્થાત તેના આ શબ્દો સાળળીને ખલીફને અતિશય આનંદ થયો અને કદી તેણે તેને પ્રેમથી આલીંગન પણ આપ્યું હોત; પરતુ વાતોનો વિષય બદલવાના વિચારથી તે બોલ્યો "આ સફરમાં તમારાપર શા શા સારા ખોટા પ્રસંગ આવ્યા હતા, અને બગદાદ લેઇ જવાના કયા કયા મૂલ્યવાન પદાર્થો આપની સાથે રાખેલા છે તે વિષે આપે અદ્યાપિ પર્યંત મને કંઈજ કહેલું નથી"

આ શબ્દો મુખમાથી બહાર પડતાંજ ગુલામની ખાધપરના મેના તરફ તેનુ લક્ષ લાગેલુ હતું, એ જોઇને મેનામાં કોણ બેઠેલુ છે તે વિષયની માહિતી મેળવવાની ખલીફની ઇચ્છા છે એમ જાણીને અબદુલ્લાએ આગળ આપેલી વાર્તા કહેવાનુ શરૂ કર્યું.

---

# અરબી સોદાગરની વાર્તા.

---

પ્રસ્તુત સફરે નિકળના પહેલાં, હવે કયા દેશમાં જઇશુ, ત્યાંથી શુ શુ વસ્તુઓ લાવીશુ તો આપણને સારો લાભ થાય, આ બદલ અહમદે અને મેં પુષ્કળ વિચાર કર્યો. મિસરમા થઇને આફ્રિકના મધ્ય પ્રદેશમાં જઇ ત્યાથી હિરા વગેરે મૂલ્યવાન રત્નો ખરીદી લાવવા એવું અમોએ વિચારના અતે ઠરાવ્યુ. ત્યાંના હિરા માણેકની ખ્યાતી અમે પુષ્કળ સાભળી હતી. ત્યા જઈને હિરા ખરીદી લાવીએ તો ખલીફના દરબારમા સારી કિમતે વેચી શકાય અને તેથી અમારૂ પ્રારબ્ધ ખુલે એવી અમારી ખાત્રી હતી. એટલે અમે મિસર દેશમાં જવાનો ઠરાવ કાયમ રાખ્યો અને ત્યા વેચવાથી બે પેસા પ્રાપ્ત થાય તેવો માલ સાથે લઇને અમે કેરો શહેરમા આવ્યા, અને ત્યાં ઘણા દિવસ રહીને નફો મેળવ્યો.

" પછી આફ્રિકામાં જવાનો યોગ્ય સમય આવી પહોંચ્યો એટલે ત્યાંના લોકમાં ખપે તેવો માલ સાથે રાખીને, પુષ્કળ વિપત્તિ અને ક્લેશ ભોગવીને સિદી લોકની દારકાલ નામની રાજધાનીમાં આવી પહોંચ્યા. અહી પહોંચતાં અમને બે મહિના લાગ્યા, કારણ અમે

સાવકાશ પ્રવાસ કરતા હતા, ત્યાં અદલાબદલાનો વ્યાપાર કરવામાં વધારે દિવસ ગાળ્યા નહિ, કિંવા તે લોકની સાથે અમે વિશેષ લેવડ-દેવડ કરી નહિ, કારણ સોનાની માટી સિવાય ખરીદ કરવા જેવો બીજો કંઈ માલ તેમની પાસે નહોતો

"હિરા, માણક અને બીજા મૂલ્યવાન રત્નો સંપાદન કરવાં એવો અમારો હેતુ હોવાથી, તે કયા દેશમાંથી પ્રાપ્ત થઈ શકશે તથા ત્યાંના લોક કઇ જાતીના છે, આ સંબંધીની માહિતી મેળવવા ખાતર અમે દારકાલ શહેરના લોકની ઘણી પ્રાર્થના કરી.

"તપાસ કરતા માલમ પડ્યું કે, આવા મૂલ્યવાન પદાર્થો જે દેશમાં મળે છે તે દેશ અહીં થી સેંકડો માઇલ દૂર છે અને ત્યાંના લોક હાથીદાંત લઇને પોતાની પાસેનાં રત્નો આપે છે. તે સિવાય આપતા નથી હાથીદાંતની તે લોકને ઉત્તમ પરીક્ષા હોય છે. એ વાત અમારા કાને આવી તેથી અમારી ઉમેદ ઘણી શિથીલ થઇ ગઇ, કારણ તે લોકને પસંદ પડે તેવો ઉત્તમ હાથીદાંત અમારી પાસે નહોતો અને તેની ખરીદી કરી લેવી તે કાંઇ સહેલું કામ નહોતું. ભલે ગમે તેમ ખટપટ કરીને મેળવીયે તોપણ તે વહી લાવવાને ગુલામો જોઇએ, તે મળવાનુ કાર્ય તેથી પણ કઠણ, ભલે, ગુલામ મળે તો, તેટલા બધાની ખાવાપીવાની તજવીજ કરવી એ કાર્ય પણ ઘણુંજ મુશ્કેલ હતું. આટલી બધી અડચણ ભોગવીને પણ લુંટારૂ લોકના હાથમાંથી આ સઘળો માલ ઇચ્છિત સ્થળે પહોંચતા પર્યંત સુરક્ષિત રહી શકે કે નહિ, એ બદલ ચિંતા રાત્રદિવસ મનમાં રહે-વાનીજ. આ સર્વ વાતનો પૂર્ણ વિચાર કરીને હસ્તીદંતની ખરીદી કરવા વિષેનો વિચાર અમે છોડી દીધો. એજ અમને ઇષ્ટ લાગ્યું.

" આ બદલ ખિન્ન થઈ અમે એક દિવસ વાટાઘાટ કરતા હતા તેવામાં અમારા પરિચયનો એક આફ્રિકન સોદાગર, અમે બેઠા હતા ત્યાં થઇને જતો હતો. અમને જોઇને તે ઉભો રહ્યો. અમે તેને બોલાવીને બેસાડયા પછી તે બોલ્યો " કાંઇ નહિ વળે, એવું જે તમે હાલ બોલ્યા તે શું વારૂ ? તમારા મોંમાથી એ શબ્દો હમણાંજ મેં નિકળતા સાંભળ્યા. "

" અમો બન્ને ભાઇના મનમાં હિરા વગેરે ખરીદ કરવા માટે જે વિશિષ્ટ સ્થળે જવાનુ હતું તે ચોકસ ન કહેતા મોઘમ રીતે અમે અમારો ઉદ્દેશ તેણે જણાવ્યો અને તે કાર્યમા શુ શુ વિઘ્નો છે તે પણ તેના આગળ નિવેદન કર્યું. અમારી હકીકત સાંભળી લઇને તે આફ્રિકન સોદાગર હસીને બોલ્યો, 'ઠીક, અડચણમાંથી તમને કોઇ પાર ઉતારે તો તે માણસને તમે શુ આપશો તે અત્યારેજ બોલી નાંખો.'

' તે પરથી હું બોલ્યો, 'આ કામમાં શી શી અડચણો છે તે વિષે અમે પુષ્કળ માથાકૂટ કરી છે. પણ તે અડચણોમાંથી કેવી રીતે પાર પડવું, તે અમને બિલકુલ સમજાતું નથી. મધ્ય આફ્રિકામાં પ્રવાસ કરવો એ લગભગ નુકશાનકારક જેવું છે; એનો વિચાર કરતાં અમને જે કોઇ આ સકટમાંથી પાર ઉતારવામાં જે કોઈ સહાય કરશે તેને હુ તેની મહેનત બદલ ૧૦૦ એકસો મહોરો આપીશ?' એ સાંભળીને સોદાગર બોલ્યો 'છટ્ ! છટ્ ! સો મહોરો એટલે કાંઇજ નહિ. તમને ફાયદો થશે એવી મદત હુ તમને કરીશ, પણ તે બદલ તમારે મને પાંચસો મહોરો આપવી પડશે. '

" તેના જવાબમાં હું બોલ્યો 'આટલી મોટી રકમ આપવાની અમારામાં શક્તિ નથી. એટલી રકમ તમને આપીયે તો અમને

સર્વથા નુકશાનજ થઇ જાય !' સારાંશ વ્યાપારી લોક એકમેકના ક્રય-વિક્રય કરતા છૂટછાટના જેટલાં કારણ બતાવે છે, તેટલાં સર્વ મે કહી બતાવ્યા, પરંતુ તે આફ્રિકન સોદાગર પોતાની હઠ છોડતો નથી, અને પાંચસો મહોરોમાથી એક રાતી પાઇ પણ કમી લેનાર નથી, એમ ખાત્રી થવાથી અમે તેને પાચસો મહોરો આપવાને તૈયાર થયા. પાચસો મહોરો માટે, રાનટી લોક પાસેથી હિરા, માણેક વગેરે ખરીદ કરવા માટે મોબદલો કરવા માટનો હાથીદાત કયા મળશે તે સ્થળ તેણે અમને દેખાડવુ, પછી તે જગા અહીથી ગમે તેટલી લાબી હોય તોપણ ચિંતા નહિ, એમ ઠર્યું.

" આટલુ સભાપણ થયા ગછી અમે સો સો મહોરો ભરેલી પાચ થેલીઓ કાઢી તેને રકમ ગણી આપી. સોદાગરે તે રકમ લઇ પોતાની પાસેની પાચ લોટીઓ કાઢી તેમા શેર શેર બી ભરીને તે અમારે સ્વાધીન કરી. તે બી વટાણા જેવડા મોટા હતા. બી આપતાં તે બોલ્યો " આ લ્યો કાંઇ બહુ વજન નથી "

"જે લોકની સાથે વ્યાપાર કરવાની તમારી ઇચ્છા હોય, તેના મુલકની પાસે જઇને, સુમારે ત્રણ ચાર એકર જમીન પસદ કરીને તેમા એક એક દાણો દશદશ ફીટના અંતરે રોપવો. લગભગ એક મહિનામાં જમીનમાની મોટી મોટી ગાઠો બહાર આવેલી તમારી દષ્ટિએ પડશે, બીજા મહીનાની આખરે સુમારે ચાર પાંચ ફીટ વ્યાસની અને અર્ધ ગોળાકારની થશે, આ પ્રત્યેક ગાંડના છેડે લાંબા લાબા સોટા ફુટી દોઢ માસમાં તે ઉત્કષ્ટ પ્રતિના આબેહુબ હસ્તિદત સરખા દેખાવા લાગશે પછી આ સોટા કાપીને સુકવવા માટે તેમનો ઢગલો કરી મૂકવો. તૈયાર થયેલો માલ ઉપાડવાને મજુર જોઇએ, તે મેળવવા માટે

અડચણ પડે તો ' શું કરીયે બાપ, અમારી સાથે અહિં સુધી આવેલા મજુર એકદમ ચાલતા થયા, હવે તમે મજુર આપશો તોજ આગળ જઈ શકાશે. ' એ પ્રમાણે જેની સાથે તમારે વ્યાપાર કરવાનો હોય તો લોકને કહેશો, તો તે લોક તમને મજુર પૂરા પાડશે

"આફ્રિકન સોદાગર જાદૂ વિદ્યામા નિષ્ણાત છે એમ જાણીને, તેની સાથે સબધ રાખવો ઠીક નથી, એમ લાગવાથી તમારી મદદની અમને અપેક્ષા નથી એમ કહેવાને હુ તૈયાર થયો, પરતુ અમારી પાસેથી લીધેલી રકમ પાછી આપવાને તે તૈયાર નહોતો એટલુજ નહિ પણ, આ પ્રકારના વર્તન બદલ 'હુ તમારૂ વૈર લઇશ' એવી તેણે અમને ધમકી સુદ્ધાં આપી.

" પુષ્કળ દ્રવ્ય આપી વેચાતાં લીધેલાં બીયા અમે સાથે રાખ્યાં ખરા, પરન્તુ જાદૂ વિદ્યાના બળવડે પ્રાપ્ત કરેલી વસ્તુનો ઉપયોગ કરવોએ ( અમે ખરા મુસલમાન હોવાના કારણે ) અમને પ્રશસ્ત લાગ્યુ નહિ.

" આ કષ્ટમય અને લાંબો પ્રવાસ પૂર્ણ કરી, હિરા માણેકવાળા દેશની સરહદ સુધી અમે આવી પહોચ્યા, અને આફ્રિકન સોદાગર પાસેથી વેચાતાં લીધેલા બીયાં તેના કહેવા પ્રમાણે ખરેખર ઉગે છે કે નહિ, એ ચમત્કાર જોવાનો નિશ્ચય કરીને અમે ત્યાંજ મુકામ કર્યો.

" એટલે એક ઉત્તમ જમીન પસદ કરી અમે તે બીયાં દશદશ ફીટના અતરે રોપ્યાં, જમીન રસાળ હોવાના કારણે થોડાજ દિવસમાં એક પ્રકારના કાંદા ઉગેલા અમારી દ્રષ્ટિએ પડયા. આ કાંદા છૂટા છૂટા હોવાથી અલ્પાવકાશમા તેના મોટા મોટા અર્ધવર્તુલાકાર સોટા થઇને તે અધવચ ફૂટેલા મોટા મોટા બોલ પ્રમાણે દેખાવા લાગ્યા. દોઢ બે મહિનામાં તો તે સઘળી જમીનપર આ વનસ્પતીની

હારની હાર દેખાવા લાગી. પ્રત્યેક ખાડાના મધ્ય ભાગે એક નાની સરખી શીંગના માથા પ્રમાણે અણી નિકળેલી જણાઇ આ અણીયો થોડાજ વખતમાં ફાટીને મોટી મોટી સુળો પ્રમાણે બની ગઇ.

"પછી આફ્રિકન સોદાગરના કહેવા પ્રમાણે તેના ટુકડા કરીને દશદશ કિવા બાર બાર ટુકડાની ભારી બાંધીને સુકવવા માટે તેના ઢગલો કર્યો. આજ ઢગલા તરફ ગમે તેટલી બારીકાઇથી જોઇએ તો ઉત્તમ પ્રકારનો હસ્તિદંત નથી, તેમ બિલકુલ કહી શકાય તેમ નહોતું. આ ટુકડાનો આકાર અને વજણ ખરેખરા હસ્તિદંત જેવુ જ હતું.

"આ સર્વ તૈયારી થયા પછી આ કૃત્રિમ હસ્તિદત આપીને તેના બદલે રાનટી લોક પાસેથી હિરા, માણેક લેવાં કે નહિ, એ પ્રશ્ન ઉઠયો આફ્રિકન સોદાગરની નીચ જાદૂ વિદ્યાથી ઉત્પન્ન થયેલી વસ્તુ વાપરવી એ અમો મુસલમાન માટે યોગ્ય નથી, એવો પ્રથમ તો અમારો મત હતો, એ આગળ જણાવેલુ જ છે, પણ મૂલ્યવાન રત્નો સપાદન કરી, કરેલો પ્રવાસ સફળ કરવો, એ ઇચ્છા આખરે વધારે પ્રબળ થવાથી ઉપરનો મત ફરી ગયો. આ બીયાં વ્યાજબી કિંમત આપી અમે ખરીદેલાં હોવાથી અને સ્વત કષ્ટ ઉઠાવી તેનાં ઝાડ તૈયાર કરેલાં હોવાથી, તેનો ઉપયોગ કરવામાં કઇપણ પ્રત્યવાય નથી, એવું અમારા મનનું સમાધાન કરીને, અમે બિહાર દેશમાં જવાનો નિશ્ચય કર્યો. કારણ કે બિહાર દેશમાંના લોક પાસે હિરા, માણુક વગેરે હોય છે, એમ અમને ખબર મળી હતી.

"તે દેશનો અમવરૂ નામનો રાજા હતો. તેની પાસે અમે ગયા, અને અમે હસ્તિદતના મોટા વ્યાપારી છીયે અને તે આપીને હિરા, માણેક વગેરેની ખરીદી કરવા માટે આ દેશમાં આવેલા છીયે.

ખુદ અમવરૂ રાજાને ભેટ આપવામે માટે અમે એ ત્રણ હસ્તિદંત સાથે રાખ્યા હતા. તે હસ્તિદંત કરતાં વધારે ઉત્તમ હસ્તિદંત તેણે કદિ જોયો નહોતો, એથીજ પોતાની રૈયતની સાથે અદલાબદલીનો વ્યાપાર કરવાની અમને છૂટ આપી. અમે ભેટ આપેલા લોકોત્તર નમુના જોઇને, તેને ઘણો આનંદ થયો, અને પ્રસંશા કરવામા તે ગર્ક થઇ ગયો, અને અમે અમારો માલ ક્યાં રાખ્યો છે તે બદલ તેણે ઉત્સુકતાથી તપાસ કરાવી, એટલે અમારૂ કામ અનાયાસેજ થઇ ગયુ.

"આફ્રિકન સોદાગરે કહી મૂકયા પ્રમાણે અમે કહ્યુ કે–અમારો માલ અત્રેથી ત્રણ ચાર દિવસના માર્ગપર પડેલો છે. મજુરોએ માલ ત્યાંસુધી આણ્યો ને અમને એકદમ છોડીને ચાલ્યા જવાથી તે ત્યાંજ મૂકીને આવવાની અમને ફરજ પડી છે. તે આણુવા માટે સરકાર અમને મજુર આપવાની મહેરબાની કરશે.

"પોતાના રાજ્યમાં વ્યાપાર માટે આવનારને મજુરની કેટલી અડચણ પડે છે, એ તે રાજાને તેમજ ત્યાંના લોકને બરોબર ખબર હોવાથી, અમે જણાવેલી અડચણ માટે રાજાને કંઇપણ આશ્ચર્ય લાગ્યું નહિ; એટલે અમારો માલ વહી લાવવાને જેટલા મજુર જોઇએ તેટલા અમારી સાથે આપવાનો તેણે પોતાના નોકરોને હુકમ કર્યો.

"તે લોક ખેંચી નહિ લાવતાં સર્વ માલ માથાપર લાવતા હતા. પરંતુ અમારી ભારીઓ લાવતી વખતે તેને માથાપર લીધી નહી, પણ ચાર ચાર જણાએ મળીને એકેક ભારી, એ પ્રમાણે તે સર્વ માલ તેમણે ખાંધપર મૂકી ચાલવા માંડયું; ચાલતી વખતે ચારમાંના ત્રણ જણ ભારીના ભારે છેડાને અને એક જણ હલકા છેડાને ખાંધપર લઈ જતા હતા. આ પ્રમાણે વ્યવસ્થા કરીને

તે સર્વ માલ અમે વિહાર પ્રાંતમાં લાવ્યા. આ ખરેખરા હસ્તિદંત જેવીજ લાગતી હતી. એટલે તે આપી તેના બદલામાં મનમાનતાં રત્નો પ્રાપ્ત કરી શકયા. મોબદલાના વ્યાપારમાં અમને મળેલા જવાહિર પૈકી કેટલાક હિરાનુ સૌંદર્ય, આકાર એટલો મોટો હતો કે તેના વેચાણથી બગદાદ શહેરમાં પ્રાપ્ત થતા નફાની હકીકત તો કાદંબરીમાં વર્ણવવા પ્રમાણોની લાગવાનો સભવ છે. આ દુર્લભ અને ભારે કિમતના રત્નો વેચવા માટે અમારે દુનીયાના મોટા મોટા રાજા લોકની રાજધાનીઓ જોવાનો પ્રસગ આવ્યો હોત.

"રાજા અમવરૂ અને તેના દરબારના સરદાર લોકને અમારી પાસેના ઉત્તમ પ્રકારના હસ્તિ દત, અમે ભેટ આપવાથી તે લોકની અમારાપર ઘણીજ મહેરબાની થઇ હતી. રાજા અને તેના સરદારોની પ્રીતિ પ્રાપ્ત કરવાથી અમને જેટલો સતોષ થયો તેટલોજ અમારી પાસેથી હસ્તિદત લેનારને પણ થયો હતો. આ પ્રમાણે બે મહિના સુધી વ્યાપાર કર્યા પછી અમે સ્વદેશ તરફ પાછા ફરવાની ઇચ્છા પ્રદર્શીત કરી; પરતુ ત્યાના લોક અમને જવા દેતા નહોતા. તેમણે આગ્રહ કરીને અમને એક મહિનો વધારે ત્યાં રોકયા. આ આખો મહિનો તે સઘળા લોકોએ અમને મીજબાનીઓ આપ્યા કરી. વનસ્પતિ જન્ય હસ્તિદત જેટલો જલદી તૈયાર થતો હતો તેટલોજ જલદીથી તે ખરાબ પણ થઇ જતો હતો અને તેથી તેને ત્રણ મહિનામા કીટ લાગવાની શરૂઆત થઇ. આ પ્રકારના હસ્તિદંતપર કાળા રગના ડાઘ પડે છે અને તેમાં ડગળીઓ મારી હોય તેમ દેખાય છે, અને થોડાજ સમયમા તે સઘળો સળી જઇને ખરાબ થાય છે.

" વિહાર દેશમાં આવ્યાને ત્રણ મહિના થઇ જવાથી એક દિવસ સવારે અમારે ઘેર હમેશ આવનાર સરદાર લોક અમને નિયમ પ્રમાણે મળવાને આવ્યા; પરતુ તેમણે રોજની માફક આનદ અને મિત્રત્વના ભાવથી અમારી ભેટ લીધી નહિ. તેઓ ગુસ્સે થયેલા દેખાતા હતા. અમને જોતાજ તેમણે અમને પકડી લઇ બાંધીને અમવરૂ રાજા પાસે હાજર કર્યા. સિંહાસનના બદલે વ્યાઘાંબર પાથરી ને રાજા તે પર બેઠેલો હતો પોતાના અનુયાયીની માફક તેની પણ મુદ્રા ઉદાસ થયેલી દેખાતી હતી

" જેણે જેણે અમારી પાસેથી હસ્તિદત લીધેલા હતા, તે માણસો એક પછી એક, ખરીદેલા માલ સાથે દરબારમા આવ્યા, ત્યારે પ્રત્યેક દાત ડાઘા પડેલો અને કીડ લાગેલો માલમ પડતો હતો. રાજાને અમે જે દાંત આપેલા હતા, તે સઘળાની તેવીજ અવસ્થા થયેલી હતી, તે પણ ત્યાં આણેલા હોવાથી અમને અમારાં મોએ વર્ષ પૂરા થયા જેવું થયુ. રાજા પ્રજા બન્ને એક સરખાં ગુસ્સે થયેલા દેખાતાં હતાં; એટલે અમારા ઘરમાનાં સઘળાં મૂલ્યવાન રત્નો જે જે લોકને અમે કોડી કિમતના હસ્તિદત આપેલા હતા તેને તેણે પાછા આપ્યાં. એટલેથીજ અમારો છૂટકો થયો નહિ પરતુ અમારા સબધમાં તે લોકોએ આપસ આપસમાં વાટાઘાટ કરીને તેમણે અમોને દરેક પ્રકારે ત્રાસ આપ્યો, અને શહેર બહારના વિશાળ મેદાનમા તેઓ અમને લઇ ગયા, પછી અમારા અગપરનાં વસ્ત્રો કાઢી નાખીને તેમણે અમને ઉઘાડા કર્યા અને કૌવચના વેલાથી અમને ખૂબ ઝટકાવી કાઢ્યા. એટલેથી પણ પૂરૂં થયુ ન હોય એમ જાણે તેમણે અમારા હાથપગ જોરથી બાંધ્યા અને જંગલના વન-ચરો અમને ફાડી ખાય એવી ઇચ્છાથી તેઓ અમને ત્યાં છોડીને

ચાલતા થયા. અમે આખો દિવસ મહાકષ્ટે કાઢયો. કદાપિ અમારા રામ પણ રમી ગયા હોત, પણ તે વિપત્તિમાંથી એક કૃતજ્ઞ અને મમતાળુ ગુલામે અમારો છૂટકારો કર્યો. આ ગુલામનો માલીક અતિશય નિર્દય અને ગરીબોનો કાળ હતો. તે તે બિચારાને ઘણો ત્રાસ આપતો હતો ત્યારે અમે વખતો વખત અમારાથી બની શકે તેટલી તેને સહાય આપતા હતા. તે દિવસે સાંજે તે અમે જ્યાં પડેલા હતા ત્યાં આવ્યો અને અમારા બાધેલા હાથ પગ છોડીને તેણે અમને મુક્ત કર્યા અને અમારા ઝુપડામાંથી આણેલા કપડા અમને આપી, માર્ગ બતાવવાને માટે તે પણ અમારી સાથે ચાલી નિકળ્યો. અમારાપર ગામ લોકોએ ગજબ કર્યો તે ધામધુમમાં પડી ગયેલી હિરા માણેકની એક પડીકી તેણે ઉપાડી લીધેલી હોવાથી તે પણ અમારી પાસે આવતી વખતે તેણે સાથે આણેલી હતી.

"આ સમયે દેવની અમારાપર પૂર્ણ કૃપા થઇ હોય એવુ અમને લાગ્યુ. તે પડીકીમાં કંઇ પુષ્કળ રત્નો નહોતાં, માત્ર બારજ હતાં; અને તે પણ હસ્તિદતના બદલામાં મળેલાં રત્નો જેટલાં મોટાં નહોતાં, છતાં પણ આ સમયે તે અમને અત્યત મૂલ્યવાન હોય એમ લાગ્યુ. રસ્તામા અરબ વ્યાપારીની ભેટ થતાંત તે રત્નો વેચીને અમારે બગદાદ શહેર તરફ જવાને જોઇતી વસ્તુઓની ખરીદી કરવી એવો અમારો મનોર્થ હતો.

"અમે સાવકાશ પ્રવાસ કરતા હતા. રસ્તામાં અમને કદિ કદિ ખાવાનુ મળતુ હતું અને કદી મળતુ નહોતું. કદ, મૂળ, ફળ, ફુલ વગેરે અમને મળતાં તે અમે ખાતા હતા. આ પદાર્થો અમારી સાથેનો ગુલામ અમને લાવી આપતો હતો. પ્રવાસમાં તેણે આપેલી

મદદની કિંમત અમારાથી કરી શકાય તેમ નથી. આ પ્રમાણે પુષ્કળ દિવસ પર્યંત કષ્ટ અને સંકટ સોસવા પછી અમે આખરે દારકાલ શહેરની સમીપ આવી પહોંચ્યા, ત્યાંજ પેલો આફ્રિકાનો સોદાગર અમને મળ્યો હતો અને અમે પેલાં નાશકારક બી ખરીધ્યાં હતાં એ વાચકોને પુન કહેવાની કંઈ આવશ્યક્તા નથી. અમે ચાલતા હતા ત્યાંથી દારકાલ શહેર માત્ર બેજ કલાકના અંતરે હતું. તે સમયે ખરા બપોર થયેલા હોવાથી અમારી પાસેનાં રત્નો વેચીને, આગળના પ્રવાસને માટે જરૂરી જણશો ખરીદવા પૂર્વે વિસામો લેવા માટે એક ઝાડીમા પડયા હતા એમાં અમને ઘાડ નિદ્રા આવી ગઇ.

"અમે ક્યારે પાછા ફરીયે છીયે તે વિષયની તે આફ્રિકાનો સોદાગર ઘણીજ ચિંતાથી રાહ જોતો હશે તેની અમને શંકાપણ નહોતી. બનાવટી હસ્તિદંત આપીને સંપાદન કરેલાં મૂલ્યવાન રત્નો અમારી પાસેથી પડાવી લેવાનો તેણે વિચાર કર્યો હશે, એવું અમને તેની આગળની હકીકત પરથી જણાઇ આવ્યું.

"અમારી તપાસ કરવા માટે તેણે જાસુસો રાખેલા હતા તેમાંના એક જાસુસે અમે ઝાડીમાં સુઇ ગયાના વર્તમાન તેને કહ્યા; તે સાંભળી કેટલાક ગુલામોને લઇને તે અમારી પાસે આવ્યો, અને અમારા હાથપગ બાધીને અમારી પાસેનાં સર્વ રત્નો લુટીને ચાલતો થયો; એટલાથી તેનુ સમાધાન થયુ નહિ, અમારી પાસેથી માત્ર તેને થોડાંજ રત્નો મળ્યાં તેથી તેણે અમને યથા સ્થિત ગાળો પણ દીધી! આટલુ કરી તે અમને ઝાડની નીચે જ પડી રહેવા દઇને ચાલ્યો ગયો.

"આ સ્થળે અમે બે કલાક સુધી પડી રહ્યા હતા. દિવસ

ઉતરતો થવાથી, હવા જરા ઠંડી થઇ એટલામાં ત્યાં થઇને જતી એક વ્યાપારીની ટોળી અમે જતી જોઇ. પૂર્વે અમે દારકલ શહેરમાં રહ્યા હતા ત્યારે તે વ્યાપારીઓની અને અમારી સારી ઓળખાણ થઈ હતી. અમે જે ઝાડીમાં પડ્યા હતા, ત્યાથી જે રસ્તે થઇને તે વ્યાપારી જતા હતા તે બસો વારને છેટે હતો અમારાથી બની શકયુ તેટલે મોટેથી અમે તેમને બુમો મારી, અમારી બુમ સાભળી તે અમે પડ્યા હતા ત્યા આવ્યા. મને અને અહમદને આવી સ્થીતિમાં જોઇને તેમને ખરેખર આશ્ચર્ય લાગ્યુ. અમે બન્ને સારા વ્યાપારી છીયે, એ તેમને માહિત હતું, તે લોકોએ અમને છૂટા કર્યા પછી આફ્રિકન સોદાગરે અમારી સાથે ચલાવેલી તે લબાડી વર્તણુંક સંબધીની સત્યભૂત હકીકત અમે તેમને નિવેદન કરી આ હકિકત સાભળીને આફ્રિકન સોદાગરના વિરૂદ્ધ ત્યાના રાજા પાસે ફરિયાદ કરવા માટે તેમણે અમને સલાહ આપી. તે દેશના રાજાનુ નામ ‘ લુટસી ’ હતું અને તે બરકાલ શહેરમાંજ રહેતો હતો આફ્રિકન સોદાગર બદમાશ માણસ છે એ સર્વને જ્ઞાત હોવાથી તેણે ઉપરની લૂટ કર્યા પછી શહેરમાંથી પોબારા પણ કર્યાં હોત !

“ વ્યાપારી લોકોએ આપેલી સલાહ વાજબી તદન હતી; પણ અમાગ સરખા સર્વાંશે નાગા પૂગા થઈ ગયેલાની દાદ રાજદરબારમાં લાગવાનુ કામ કાંઇ સહેલુ નહોતું બીજા ઘણાક રાજાઓની માફક આ રાજાની આસપાસના કામદાર અને દરબારી લોકનો જુલમ હતો. અરજદારનુ કામ ગમે તેટલુ જરૂરનુ હોય અને તેની તકરાર ગમે તેટલી વાજબી હોય છતાં પણ આ દરબારી લોકના હાથમાં કાંઇપણ પાનસોપારી મૂકયા સિવાય, રાજા આગળ તે બિચારા અરજદારની ફરિયાદ પહોચવાનુ તદન અશક્ય હતું.

" આ પ્રકારની સ્થાતિ હોવાથી, અમારી દાદ લાગવી, અર્થાત અસંભવીત જ હતી. પરંતુ અમારા સદ્‌ભાગ્યે એવું બન્યું કે લુટસીં રાજાને તે વખત ભયંકર જ્વર આવવાથી તે આજારી પડ્યો, આ પ્રકારનો જ્વર ઇજીપ્તમાં રહેનારા લોકને આવે છે. રાજા આજારી પડવાના વર્તમાન સાંભળીને આવા જ્વર પર આબાદ લાગુ પડનારી વનસ્પતી અમને માલૂમ હતી, તે અમે આણી અને તેનો અર્ક કાઢ્યો. પછી અમારા પરિચયવાળા કેટલાક વ્યાપારી લોક પાસેથી, થોડાક પૈસા ઉછીના લઇને તે રાજાના પ્રધાનને ભેટ તરીકે મોકલ્યા અને અમારી પાસેનું દિવ્ય ઔષધ તેને આપવા માટે રાજાની મુલાકાત કરાવી આપવા બદ્દલ તેની પ્રાર્થના કરી. પ્રધાને અમારી વિનતી રાજાને કાને નાંખી, એટલે તેણે અમને બોલાવવા માણસ મોકલ્યું. થોડાક દિવસ અમારૂં ઔષધ લેવાથી તેનો જ્વર નિર્મૂળ થયો અને તે મપાટાબંધ સારો થઈ ગયો.

" રાજાની પ્રકૃતિ અમારા ઔષધથી સારી થવાથી અમારી પાસેના ઘોડા, ખચ્ચર અને બીજી ચીજો તેણે અમને બક્ષિસ આપી અને બગદાદ તરફ તદ્દન ખાલી હાથે જવાનો પ્રસંગ ન આવે તેટલા માટે ત્યાં વેચી શકાય તેવો માલ ખરીદવાને થોડી રકમ પણ અમને આપી.

" આ રકમ હાથમા આવ્યા પછી, હવે કયો માલ ખરીદવો, એ સબંધમાં અમે પુષ્કળ ભવતિ ન ભવતિ કરી. પછી અમારા કાન પર એવી વાત આવી કે કારવાન લોકની સાથે બગદાદ જનારી એક અત્યંત સુંદર સરકાશિયન જાતિની સ્ત્રીને લુટારાઓએ પકડીને અહીં આણેલા છે. એ રૂપવતી સ્ત્રી આપણે વેચાતી લેવી અને

ખલીફ હરૂન-અલરશિદ ( પરમેશ્વર તેનુ કલ્યાણ કરો ) ને તે ભારે કિંમતે વેચી દેવી, એવો અમે નિશ્ચય કર્યો અને તે પ્રમાણે ખરીદી કરીને અમે બગદાદ શહેર તરફ જઇએ છીયે. ધાડપાડુ લોકોએ જે કારવાન લોકો પાસેથી આ સ્ત્રી પડાવી લીધી હતી, તેને તે લોક ખલીફ માટે જ લઇ જતા હતા એમ અમને ખબર મળી છે.”

સોદાગર અબદુલ્લાના મુખે ઉપરની હકીકત સાંભળ્યા પછી મેનામાં બેઠેલી સ્ત્રી, અત્યત રૂપવાન હોવાથી, તેને તે પોતાને માટેજ લેઇ જાય છે એ જાણીને ખલીફે તેનું મુખાવલોકન ઘણાજ આનંદથી કર્યું હોત; પણ પોતે પણ બગદાદનો વ્યાપારી છે એમ તેણે અરબી સોદાગર સાથે પ્રથમથી જ વર્તન રાખી દર્શાવવાનો યત્ન કરેલો તેથી પોતાનુ ખરૂ સ્વરૂપ ત્યાંને ત્યાં પ્રગટ કરવું એ તેને તે સમયે ઇષ્ટ જણાયુ નહિ, છતાં પણ તે સ્ત્રીની પાંચ હજાર મહોર હુ તમને બગદાદ શહેરમાં જતાં જ આપીશ એમ તેણે કહ્યું; પરંતુ એટલી મોટી રકમથી સુદ્ધાં તે સોદાગર કબુલ થતો નહોતો અને પોતે તે રૂપ કન્યા ખલીફને જ આપવાનો છે તેના સિવાય તેનું મુખ પણ બીજા કોઇને જોવાનું નથી એમ તેણે સાફ જણાવી દીધુ.

“સોદાગરના મુખમાંથી નિકળેલા ઉપરના શબ્દો સાંભળી ખલીફને ઘણું જ વિસ્મય લાગ્યું અને હું પોતે જ ખલીફ છું એટલે તે લાવણ્યવતી અહીં જ મને સ્વાધિન કર એમ સોદાગરને કહેવાનુ તેને મન થયું; પણ વિચાર કરીને તેણે ધીરજ પકડી. કારણ કે પોતે ખરેખર ખલીફ છે એ વિષયની ખાત્રી સોદાગરને કોઇ રીતે આપી શકાશે નહી, સિવાય રસ્તામાં પોતાને મળેલો ગૃહસ્થ જ ખલીફ હતો અને તેણે વેશાંતર કર્યું હતું તેથી તે આપણાથી ઓળખી

શકાયો નહિ એ યોગ્ય સમયે પ્રગટ થવાથી જે આનંદ થશે તે પણ જોવાની તેની ઇચ્છા હોવાથી, અને બગદાદ શહેર હવે નજીકજ હતું એટલે તેણે આગળ જણાવ્યા પ્રમાણે ધીરજ પકડી

હવે ખલીફ, અબ્દુલ્લા અને અહમદ વગેરેએ આગળ પ્રવાસ કરવાને છોડી દઇ આપણે બગદાદ શહેર તરફ ફરીયે, અને ખલીફ અદૃશ્ય થયા પછી ત્યાં શું શુ થયું તે તપાસીયે.

જાફર મુખ્ય વજીર હોવાથી, રાજ્ય વ્યવસ્થાનાં સર્વ સુત્રો આજ પર્યંત તેના હાથમાં હતાં અને તે ખલીફની પાછળ મહિનો દોઢ મહિનો તેણે રાજ્ય સંબધી સર્વ કામકાજ પોતાની મરજી પ્રમાણે ચલાવ્યું હતું પરંતુ એક અઠવાડિયુ ગયુ, બીજું પણ ગયુ, છતાં ગૂમ થયેલા ખલીફની કાંઈ પણ ખબર મળી નહિ; એટલે તેના પુનરાગમન વિષે જાફર અને ઝોબિદી બન્નેને નિરાશા થવા લાગી; એટલુજ નહિ પણ, ખલીફ ગૂમ થવાના કારણ સંબંધી દરબારના લોકમાં ગુપ્ત રીતે અનિષ્ટ સૂચક વાર્તા ફેલાવા લાગી. ખલીફાનો પત્તો લાગતો નથી, એમ જાણીને તેનો સાવકો ભાઈ મુસલમાની શાસ્ત્ર પ્રમાણે ગાદી લેવા માટે ઉદ્યોગ કરવા લાગ્યો.

ખલીફને ગયે ત્રણ મહિના થઇ જવાથી એક દિવસ સવારે વજીરની કચેરીમાં મહંમદી ધર્મ ગુરૂ અને રાજ્યના સરદાર લોક બેઠા હતા. ઇબ્રાહિમ જાફર પ્રત્યે બોલ્યો. “વજીર સાહેબ, આજ ત્રણ મહિના થયાં, મહાન અને સદ્ધર્મ પ્રતિપાલકનાં દર્શનથી પોતે વિમૂખ છે, એટલા માટે તેઓ ક્યાં છે અને પોતાની રૈયતની ફરિયાદો સાંભળીને તેનો ન્યાય કરવાને તેઓ કેમ આવતા નથી, આનુ કારણ અમને નિવેદન કરો”.

તખ્ત કબજે કરવા પુરતી તજવીજ કર્યા સિવાય રાજપુત્ર ઇબ્રાહિમના મુખે આવા શબ્દો બહાર પડ્યાનો સંભવ નથી, એમ જાણી હવે આપણા દહાડા ભરાઇ ગયા છે એમ વજીરને તત્કાળ લાગ્યુ; તથાપિ પૃછેલા પ્રશ્નનો ઉત્તર આપવા માટે તે બોલ્યો "સદ્ધર્મ પ્રતિપાલક આ ઘડીયે કયા છે તે મારાથી કહી શકાય નહિ, છતા તેની સઘળી રૈયતે તેના પ્રત્યે રાજ્યનિષ્ટ રહેવુ જોઇએ, અને તે ગમે ત્યાં હોય તો પરમેશ્વર તેનુ રક્ષણ કરે એવી તેણે પ્રાર્થના કરવા જોઇએ એવી મારી સર્વને વિનંતી છે."

આ પરથી ઇબ્રાહિમ ગુસ્સે થઇને બોલ્યો—"અરે દુષ્ટ પોતાના માલીકના રક્તનું પાપ તારા માથાપર છે. તે તેને કયાં છૂપાવેલો છે?" એટલુ કહી તેણે તાળી પાડીને ગારદી લોકના તરફ મોં ફેરવ્યુ અને વજીરને કબજે કરવાનો હુકમ કર્યો અને બોલ્યો "આવતી કાલ આ વખત પહેલા હરૂન–અલ–રશિદને અત્રે આણીને હાજર નહિ કરે તો પછી શુ કરવું તે મારા ધ્યાનમાજ છે. હુ જ ખલીફ છું, એમ નક્કી ઠરે એટલે તું પ્રાણને પ્રણામ કરશે એ લક્ષમાં રાખજે."

આટલુ બોલી રાજકુમાર ઇબ્રાહિમ તકતપર જઇને બેઠો અને પોતાના માનીતા હાફિજ નામના માણસને તેણે પોતાના મુખ્ય વજીરનો પોષાક તરતજ અપાવ્યો પછી ખલીફની પ્રિય પત્નિ ઝોબિદી અને રાજપુત્ર એમિન બન્નેને કારાગૃહમાં નાંખી દેવાનો તેણે હુકમ કર્યો, અને જાફરનો ઇન્સાફ થયા પછી અન્ય મનુષ્યને શુ શુ શિક્ષા કરવી તે કાલે જણાવીશ એમ પણ તે બોલ્યો.

હવે હું રાજ્યાધિપતિ છું એમ સમજીને તે નાચ રંગ અને મીજબાનીઓમાં ગર્ક થયો, પરતુ વજીર, ઝોબિદી અને એમિન

( રાજપુત્ર ) તેમને તો તે રાત્રી એક વર્ષ સમાન લાગી. સવાર થતાં જ તે દુષ્ટ આપણુને પરલોકમાં વિદાય કરશે તે વિષયે તેમને કંઈ જ શંકા રહી નહોતી.

પ્રાતઃકાળ થતાં. નમાજ વગેરેથી પરવારી ઇબ્રાહિમ તખ્તપર બેઠો અને જાફરને મારી રૂબરૂ હાજર કરો એવો તેણે સિપાઇ લોકને હુકમ કર્યો જાફર આવ્યાથી તે કઠોર વચને બોલ્યો "જગત્પ્રસિદ્ધ ખલીફ હરૂન અલ રશિદ ક્યાં છે અને તે તેનુ શુ કર્યું છે તે અમને જણાવ."

જાફરે જવાબમા જણાવ્યુ "મારા માલિક ખલીફ હરૂન અલ રશિદ એ અલ્લાના હાથમા છે, પરંતુ આ ક્ષણે તે કયા છે તેના મને ખબર નથી, એમ મે પૂર્વેજ જણાવેલુ છે."

ઇબ્રાહિમ બોલ્યો—"હરૂન અલ રશિદ કયા છે, તે તારા સિવાય બીજા કોઇને પણ માલમ નથી એ ખુલ્લુ જ છે. તેઓ તારી સાથે જ **બસોરા** તરફ ગયા હતા અને ત્યાથી તે આજ પર્યંત પાછા ફર્યા નથી, એ વાત કોઇથી પણ નાકબુલ થાય તેમ નથી. આ એકંદર હકીકત પરથી તેં તેમને ઠાર કર્યા છે અને તેનુ પ્રેત કોઇ પણ સ્થળે દાટી મૂકયુ છે એમાં કાંઇજ શંકા નથી. તેવો કોઇ પ્રકાર ન બન્યો હોય તો તે અત્રે આવ્યા હોય. આ માટે તને અપરાધી ગણી હું તને દેહાંત શાસન કરવાનો હુકમ કરૂં છુ".

એટલુ કહી પાસે ઉભા રહેલા સિપાઇ લોકને તેણે ઇશારત કરી એટલે તેમણે ફાસીની દોરી તત્કાળ જાફરના ગળામાં નાંખી દીધી.

યમ લોકમાં મોકલવા માટે તૈયાર કરેલી વજીરના ગળામાંની રેશમની દોરી ખેંચવાની પરવાનગી મળવા માટે, નમ્રતાથી વર્તનાં

શિખવેલા સેવકો વાટ જોઈ રહ્યા છે એટલામાં સરકાર વાડાના બહારના ભાગમા "ખલીફ હરૂન અલ રશિદ પાછા આવ્યા છે! સદ્ધર્મ પ્રતિપાલકનુ સ્વાગત કરો" એવો ઘોષ થવા લાગ્યો અને તે બૂમોથી સર્વ વાતાવરણ ગાજી ઉઠયુ.

વાડા બહાર ચાલેલી ગરબડ સાભળીને ઈબ્રાહિમ ક્ષણભર બે શુદ્ધ થઇ ગયો. જાફરને દેહાત સાશન દેવા માટે તેણે ઇશારત કરી અને તે પ્રમાણે તે પ્રાણ પણ છોડત પરતુ જાફરે પાયગીચે ચઢાવેલો એક અમલદાર પાસે જ ઉભો હતો, તેણે તત્કાળ તે દોરી પોતાની તરવારથી કાપી નાખી, એટલામાજ હરૂન અલ રશિદ દરબાર મહેલના દરવાજામાં આવીને ઉભો રહ્યો-તે સમયે તેની આખો અને મુખ ક્રોધાવેશથી રક્તવર્ણ થઇ ગયુ હતું. ખલીફને જોતાંજ તખ્તપર બેઠેલો ઈબ્રાહિમ ભયથી ગળગળીત થઈ ગયો અને તેનુ મુખ રાખની માફક નિસ્તેજ થઇ ગયું. ભીતિથી થરથર કાપતા સિંહાસનપર બેઠેલા રાજપુત્ર તરફ તેમજ ગળાની આસપાસ તૂટેલી દોરી અદ્યાપિ લટકતી હતી તે સાથે ઉભા રહેલા જાફરના તરફ નજર પડતાંજ, ખલીફના કપાળપરની રેખાઓ ફુલી ગઇ અને ક્રોધને લીધે તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડી શકયો નહિ પછી સાથે આવેલા નિમકહલાલ મેસરૂર તરફ તેણે ઈશારત કરી. તે જોતાંજ તેણે ઇબ્રાહિમને તખ્તપરથી નીચે આણ્યો અને દરબાર મહેલની એક ખોલીમા લઈ જઇ, ક્ષણવારમાં તેનુ મસ્તક ધડથી છુટુ પાડયુ.

પછી ખલીફે જાફરને મુકત કરી તેને વજીરનો પોષાક આપ્યો અને ઝોબિદી અને રાજપુત્ર એમિનને પણ કારાગૃહમાંથી મુક્ત કર્યા. આટલું કામ પરવારીને સોદાગર અહમદ અને અબદુલ્લાનું

સન્માન કરીને તેમની પાસેની સરકાશિયન સુંદરી પોતાના રાજ્ય વૈભવને છાજે એવી કિંમત આપીને તેણે વેચાતી લીધી.

આટલે સુધી તો સર્વ ઠીક ઠીક ચાલ્યું. પણ ચચીયા લોકોથી અનેક સંકટ અને વિપત્તિ ભોગવવાના પ્રસંગ આવ્યા છતા પણ આ પછી જીવના જોખમના અને સાહસના કામમા પુનઃ કદિ પડવું નહિ એવી કલ્પના ખલીફને થઈજ નહિ, એજ માત્ર આશ્ચર્ય છે!

# ખલીફ અને અંધ માછીમાર.

ખલીફ એક દિવસ સંધ્યાકાળે, પોતાના બગદાદના રાજમહેલના એક ભવ્ય દિવાનખાનામા બેઠેલો હતો. તેનું સાયંકાળનું ભોજન પરવાર્યો હોવાથી સેવકજનોએ અનેક પ્રકારના મિષ્ટ પદાર્થોથી ભરેલા સુવર્ણ થાળ ત્યાંથી ઉપાડી લીધા હતા આ સમયે ખલીફ ઉદાસ અને ચીડાયલા સરખા દેખાતો હતો, તેથી તેની પાસેના સેવકજનો, કામદાર અને ચાકરનોકર સર્વ નિઃશબ્દ અને જાગૃત પણ ભયભીતપણે ઉભા હતા. કારણ આજે સરકાર બહાદૂરની ભ્રકુટીમાં ક્રોધનો આવેશ દેખાતો હતો એટલે વાદળ ક્યારે આવશે અને તે ગર્જી ઉઠી વીજ કોના ઉપર અને ક્યારે પડશે તેનો કાંઈ નિયમ નહોતો. પણ થોડોક સમય ગયો તેટલામાજ, જાફરને બોલાવવાનો હુકમ કર્ણપટ પર પડતા, તે સર્વની ચિંતા કંઈક કમી થઈ વજીરને બોલાવવા માટે મોકલીને ખલીફ ત્યાંથી ઉઠયો અને તેણે સેવકજનોને ત્યાંથી ચાલ્યા જવાની ઇશારત કરી અને પોતે રાજમહેલની પાસેના ઉપવનમાં એકલોજ ફરવા ગયો.

કેટલાક સમય પછી વજીર આવ્યો ત્યારે તેને ખલીફ એકલોજ ઉદ્યાનમાં બેઠેલો જણાયો, તે બેઠેલો હતો ત્યાંથી થોડાક અંતરે, પણ તેની દૃષ્ટીએ પડે નહિ તેવી રીતે જનાનખાનાની કેટલીક લલનાઓ બેઠી હતી અને તે સર્વ મળી એકજ તાલ સુરમા ગાયન ગાતી હતી- આ મધુર ગાયન સાંભળતાં છતાં તેનુ મન ઉદ્વિગ્નજ હતું-વજીરની સ્વારી બાગમા આવેલી જોતાંજ ખલીફે તાળી વગાડી, એ સાંભળીને એક સેવક તરતજ દોડી આવ્યો, એટલે તે બોલ્યો "જા, ગાનારીઓને ગાયન બધ કરવાનુ કહે. તેમનુ ગાયન સાભળવાની મારી ઇચ્છા નથી" પછી વજીર તરફ ફરીને બોલ્યો-"જાફર આજ મને ચેન પડતું નથી, મારેજ મે તને બોલાવવા મોકલ્યુ, ત્યારે કહે મારે શુ કરવું-?"

તેથી વજીરે ઉત્તર આપ્યો-"સરકાર બહાદૂરને બાગમાં ચેન પડતું નહિ હોય, ગાનારીનુ ગાયન કિવા કલાવતીનુ નૃત્ય પણ ગમતું નહિ હોય, અથવા અબુહટહિયાની કવિતા અગર કથા સાંભળવાનુ પણ પસદ પડતું નહિ હોય-"

ખલીફ વચમાજ બોલી ઉઠયો—"આ સર્વ વાત ઉત્તમ છે તથાપિ તેના વડે અત્યારે મારા મનને આનંદ લાગવાનો નથી."

જાફર બોલ્યો—"સરકાર બહાદૂરની ઇચ્છા હોયતો વેષ બદલી નગરમાં શુ વર્તમાન ચાલી રહ્યા છે તે જોવા જવું એટલે એકાદ ચમત્કારિક બનાવ જોઇને મનરંજન થશે."

વજીરની આ સૂચનાથી ખલીફને કાંઇક હુંશીયારી આવી અને તે બોલ્યો "ઠીક તેમજ કરીયે, ચાલ, આપણે સોદાગરનો વેષ ધારણ કરીને બહાર જઇએ."

અલ્પ સમયમાંજ ખલીફ અને જાફર બન્ને વેશ બદલી બહાર પડયા અને ચાલવા લાગ્યા. વિશ્વાસી મેસરૂર પણ વેષ બદલી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. એ ત્રણે જણ આખુ બગદાદ શહેર શોધી વળ્યા પણ એકાદ ચમત્કારિક કિવા ધ્યાનમાં રાખવા જેવી વાત તેમને મળી નહિ.

ઘરની બહાર નિકળતા ખલીફના અગમાં જે ચચળતા આવી હતી, તે હવે નષ્ટ થઈ તેને થાક લાગવા માંડયો અને તેની તબીચત કઈક નારાજ થતી જણાઈ.

આ સ્થીતિ જોઇને શહેરની ભીખારી વસ્તીમા ચકર મારીને પાસેના રસ્તાથી વાડામા પાછા ફરવાની વજીરે સૂચના કરી—વજીરની સૂચના ખલીફને પસંદ પડી અને તેમ કરવા માટે નદીપરની ધીચ ઝાડીમા થઇને જતાં, એક મનુષ્ય તેમની દૃષ્ટિએ પડયો. તેના શરીરની સ્થાતિ અને વેષ એવો હતો કે ખલીફનું લક્ષ તેના તરફ ખાસ આકર્ષાયુ. આ મનુષ્ય ઉચ અને સુદર હતો, તેની મુદ્રા ભવ્ય અને સીપાઈના ખવાસવાળી જણાતી હતી; તેનું શરીર મજબુત અને નાક મોટું કમાનદાર હતું, તેની મૂછો કાળી અને લાંબી હતી અને તેમાં-ના વાળ પાકવા માંડયા હતા; તેનાં કપડાં જૂનાં અને ફાટેલા હતાં. તેણે પોતોના ડાબા ખભાપર એક જાળ નાંખેલી હતી અને જમણા હાથમાં એક થેલી હતી. તેમાં કાંઈ માછલાં હોય એમ સ્પષ્ટ જણાતું હતું. તે કોળી હતો અને કામ પરવારી નદી પ.થી ઘેર જતો હતો. આ મનુષ્ય અંધ હોવાથી તેને જોઇને ખલીફને વિશેષ નવલ લાગ્યું. તેના ડાબા હાથમાં એક જબરી લાઠી હતી તે વડે રસ્તે ચાલતાં બાજુની ભીતો અને પગ નીચેની જમીનને સંભાળીને ચાલતો હતો.

યદ્યપિ આ સર્વ હકીકત પરથી તે દૃષ્ટીહીન છે એમ સ્પષ્ટ દેખાતું હતું, છતાં ચાલતાં તે ખ્હીતો ખ્હીતો ડિવા હળવે હળવે ન જતાં ઝપાટાબંધ જાણે કે તે રસ્તો તેની પગરવટ જેવો થઇ ગયો હોય એમ ચાલતો હતો.

થોડા સમયમાં તે ખલીફની પાસે આવી પહોંચ્યો, એટલે તેને થોભાવી તે બોલ્યો "હે અંધ મનુષ્ય, દૃષ્ટીએ તો તને દેખાતું નથી તો પછી માછલાં પકડવાનું કામ તું શી રીતે કરે છે? મને લાગે છે કે કોઇપણ બીજો માણસ માછલા તને આપતો હશે અને તે તું ઘેર લેઇ જતો હઇશ ખરૂ ને?"

આ પ્રશ્નનો તે મનુષ્યે ઉત્તર આપ્યો કે-"જો કે હુ અંધ છુ છતા મને માછલા પકડવાનુ આવડે છે અને સદ્‌ભાગ્યે મને પુષ્કળ માછલા મળે છે, પણ આજ કેવળ પાચજ માછલાં મળવાથી તે લઈ ઘેર જાઉ છુ; તેમાનાં ત્રણ માછલા વેચીને બાકી રહેલા માછલાં પર મારૂ તથા ભાઇનુ ભોજન થવાનુ છે"

ખલીફે પૂછ્યુ "તારો ભાઇ શુ ધંધો કરે છે?"

માછી બોલ્યો "અરેરે બિચારાને ધંધોને રોજગાર! સિવાય પીઠમા કાઈ દર્દ થવાથી, તેનાથી બીછાના પરથી પણ બિલકુલ ઉઠી શકાતું નથી, તેમજ હલાતું ચલાતુ પણ નથી"

ખલીફ બોલ્યો "ત્યારે તારે પેટને માટેજ માછલા મારવાં પડે છે કેમ નહિ?"

આંધળાએ નમ્રતા પૂર્વક જવાબ આપ્યો—"હા. મહારાજ?"

ખલીફ બોલ્યો "ભલા માણસ, તારી પાસેનાં ત્રણ માછલા હું વચાતાં લઉં છુ અને હવે હુ થાકેલો હોવાથી મારા મિત્ર સાથે તારે

ઘેર આવું છુ. ઘેર ગયા પછી પાંચે માછલા શીજાવીને તૈયાર કરજે. આપણે સઘળા આજ એકઠા જમીશુ ”

માછી બોલ્યોઃ—મારૂ ભીખારીનુ ઝુપડુ આપને માટે સગવડવાળુ નથી તથાપિ જે છે તેને આપ સારૂ કરી માનશો, મારી સાથે ઘણી ખુશીથી પધારો.”

ખલીફ બોલ્યો–“મિત્ર, અડચણો સહન કરવાની સિપાઇ લોકને ટેવ હોવીજ જોઇએ. હુ સિપાઇ નોકર છુ અને તું પણ સિપાઇ હોઇશ એવો મારો તર્ક છે.”

માછી બોલ્યો–“સાહેબ, આપની કલ્પના બરાબર છે ખલીફ હરૂન અલ્લરશિદ ( પરમેશ્વર તેને દીર્ઘાયુ આપે અને તેનો જયજયકાર કરે ) તેનો હુ એક વખતે સેવક હતો અને તેની ચાકરી કરનાંજ મારી દશા ગયેલી છે.”

ખલીફ બોલ્યો–“ મિત્ર, ખાનપાન પરવર્યા પછી આડા થઇએ ત્યારે તું પોતાનું જીવનવૃત અમને કહેશે તો ઘણું સારૂં થશે. તારા વૃતાતમા આશ્ચર્યકારક અને લક્ષમાં રાખવા જેવી પુષ્કળ વાતો આવશે એવી મારી ખાત્રી છે.”

આ પ્રમાણે ગપાસપ્પા મારતા મારતા તેઓ એક ગલીમાં દાખલ થયા અને ત્યાં એક ભીખાર ઝુપડા આગળ આવ્યા, ઝુપડા પાસે આવતા તે અંધ માછી અદર ગયો પછી આવેલા મેમાનોને તેણે અદર આવવાને વિનતી કરી.

તે ઝુપડામા માત્ર એકજ દીવો બાળેલો હતો અને તેનો ધૂમાડો સર્વત્ર પ્રસરી રહ્યો હતો. એક ખૂણામા ચીથરાની ઘાગડીપર એક ઉચો અને મજબૂત બાંધાનો મનુષ્ય પડેલો હતો .તે અને અમ

માછી બન્ને ભાઇ હોય એમ કેટલીક વાતચીતપરથી જણાતું હતું; પરતુ આ બન્નેની બાબતમાં માત્ર ચક્ષુનોજ ફરક હતો. એક અધ હતો ત્યારે બીજાની આખો કાળી ભમર અને પાણીદાર દેખાતી હતી.

માછી પોતાના ભાઇને અનુલક્ષીને બોલ્યો " મહમદ, મારી અને આ બન્ને ગૃહસ્થોની રસ્તામા ભેટ થઇ અને તેમને હું આપણે ત્યાં તેડી લાવેલો છુ મારી પાસેના પાંચ માછલાંમાનાં ત્રણ તો તેમણે વેચાતાં લીધેલાં છે. આજે તેઓ આપણે ત્યાંજ ભોજન કરનાર છે. ભાખરીયો તો તે શેકી મૂકી હશે? માછલાં પકાવવામાં કાઇ ઝાઝો વખત જશે નહિ હું તે સપાટામાં કરી નાંખુંછુ."

ઉપર પ્રમાણે પોતાના ભાઇ સાથે વાતચીત કરીને માંછીએ ઘરમાંના એક ફાટેલા જભાની ગડી કરીને તે પર મેમાનોને બેસવા કહ્યુ અને બોલ્યો " મારા ઘરમાં આપને બેસવા માટે આપવાને ખુરશી કિંવા અન્ય કઇ સાધન નથી મહેરબાની કરીને આ જભાની ઘડીપર આપ બેસો એટલામાં હુ આ માછલા પકાવી ભોજનની તૈયારી કરૂ છુ."

તેની વિનતીને માન આપી ખલીફ ત્થા વજીર તે જભાપર બેઠા અને મહમદ સાથે વાતો કરવા લાગ્યા. મહમદના રૂપ લક્ષણ પરથી તેને અતિશય વ્યથા થતી હોય એમ લાગ્યુ.

બોલતાં બોલતાં મહમદે કહ્યુ કે "પીઠમાંના દર્દને લીધે મારાથી જરા હલાતું ચલાતું પણ નથી' મારા ભાઇ સુલેમાનને આંખે દેખાતું નથી, છતાં તે માછલાં પકડવાને જાય છે અને તેનાપર અમો બન્નેનું ગુજરાન ચાલે છે. ઘરમાં સ્વયપાક, પાણી અને અન્ય સર્વ કામ પણ તેજ કરે છે."

---

## આ બે ભલા અને વૃદ્ધ મનુષ્યોનો બંધુપ્રેમ.

સંકટ સમયે પણ કટકટ કર્યા સિવાય રહેવું અને તેમની અનુકંપનીય અવસ્થા જોઇને ખલીફને આનંદ થયો અને તે સાથે તે ગદ્‌ગદિત પણ થયો.

ખલીફ બોલ્યો—" મહમદ તમારો વૃત્તાંત ખાધા પછી કહેવાનું મને સુલેમાને અભિવચન આપેલુ છે, અને તે વૃતાત શ્રવણ કરવું એવી મારી પણ ઇચ્છા છે, માત્ર ગમતની ખાતરજ તમારૂં વૃત્તાંત સાંભળવુ એવો કાંઇ મારો હેતુ નથી, પણ તમારાપર કોણે જુલમ કર્યો અગર તમારી સાથે અયોગ્ય વર્તન ચલાવ્યુ હોય તો તે બદલ યથાશક્તિ બંદોબસ્ત કરવાને કઇ વ્યવસ્થા થઈ શકે તો જોવી આ ઉદ્દેશથી તે સાંભળવાનુ મને ઘણુ મન છે"

થોડા વખતમાં તે સઘળા જમવાને બેઠા. રાજવાડાના પાંચ પકવાન કરતા અધ માછીના ઘરનો તાજો રોટલો અને માછલાં ખલીફને વધારે પસદ પડયા. ચાલવાનો શ્રમ અને પદાર્થના નવીનપણાને લઇને તેની ભૂખ વધારે તીવ્ર થઇ—ભોજન પરવાર્યા પછી સુલેમાનને પોતાનુ વૃતાંત નિવેદન કરવાને સૂચના કરી.

સુલેમાન બોલ્યો—" મારૂ વૃતાંત કાઇ મોટુ નથી પણ જે કાંઈ થોડુઘણું છે તે હું આનદથી કહું છુ તે સાંભળો- "

## અંધ માછી અને તેના ભાઈ મહમદનું વૃતાંત.

સુલેમાન બોલ્યો—" સાપ્રત જો કે અમે નિદ્રવ્ય થઈ ગયા છીયે છતા પણ અમારો બાપ માછી ખલીફ એલ હદીનો વિશ્વાસુ કામદાર હતો."

એલ હદીનું નામ સાંભળતાંજ ખલીફનુ મ્હો કાળુ પડી ગયુ. એલ હદી ગાદીપર હતો ત્યારે તેણે પોતાની પાછળ હરૂન અલરશીદને ગાદી ન આપતા પોતાના પુત્ર જાફરને તેનો પાછળ રાજા બનાવવાનો વિચાર પ્રદર્શીત કર્યો હતો. ખલીફના મુખ પર આવેલી ફીકાસ અબુ માહ્છીને ન દેખાવાથી તેણે પોતાની વાત ચાલુ રાખી

તે બોલ્યો-"મારા બાપને ત્રણ પુત્રો હતા, તે સર્વમા હુ મોટો હતો મહમદ મારાથી નહાનો અને મુસા (સાવકોભાઇ) એ સર્વમા ન્હાનો હતો, અર્થાત્ તેના પર અમારા બાપની અધીક પ્રીતિ હતી અમારો બાપ હમેશા પરદેશમા એકાદ નવીન ચડાઇમા રોકાયલોજ રહેતો, અલ્પ વયમાજ અમે બન્ને ભાઇ એટલે હુ તથા મહમદ બાપની સાથે લડાઇમા જવા લાગ્યા, તે સમયે અમને જવાબ દારીનાં અને વિશ્વાસના કાર્યો સોપવામા આવતા હતાં.

"અમે કરેલી લડાઇઓની હકીકત લાંબી હોવાથી તમને તેનાથી કંટાળો આવશે માટે હુ તમને તે કહેતોજ નથી તથાપિ મારે એટલુ તો કહેવુ જોઇએ કે પાચ વર્ષ પછી એક તુમુલ યુદ્ધ થયુ તે સમયે શત્રુના ઘોડેસ્વારોએ અમારા પર ઓચિંતો હુમલો કરવાથી અમારા પક્ષની રેવડી દાણાદાણ થઇ ગઇ એ જોઇ અમારા બાપે અમારા લશ્કર એકત્ર કરી શત્રુપર પોતે ચડાઇ કરી અને વિજય પ્રાપ્ત કર્યો પણ હલ્લો કરતા તેઓ જાતે લડાઇમા પડયા"

માહ્છીએ પોતાના બાપના મૃત્યુની હકીકત કહી તે પ્રાભગી ખલીફ બોલ્યો "વાહ! વાહરે, બહાદુર! પણ આવા શૂર પુરૂષના પુત્રોની એલ હદીએ શી વ્યવસ્થા કરી?" પૂછેલા પ્રશ્નનો સુલેમાન કાંઇજ ઉત્તર આપતો નથી એમ જોઇને કાંઇજ વ્યવસ્થા કરી નહિને?"

એમ ખલીફ પોતાના મુખેજ બબડયો અને "આ વાત કોઇએ મારા કાનપર નાખી પણ નહિ," એમ બોલ્યો.

સુલેમાન આગળ બોલ્યો–"ઉપરના પરાજયવડ઼ે શત્રુ પક્ષની તદ્દન પાયમાલી થઇ જવાથી લડાઇનો અંત આવ્યો એટલે અમે બન્ને ભાઇ વડિલોપાર્જિત મીલકતની બાપની ઇચ્છા પ્રમાણે ત્રણે ભાઇઓમાં વહેંચણી કરવાને બગદાદ શહેરમા આવી પહોચ્યા.

"અમે ઘેર આવ્યા ત્યારે અમારો કનીષ્ટ બધુ મુસા કાજીના એટલે ન્યાયાધીશના હોદ્દાપર હોવાથી વડીલોની સર્વ મિલક્ત કયારનોએ પચાવી પડેલો હતો, એમ અમને જણાયુ, છતાં પણ અમારા ભાગને માટે માગણી કરવા અમે તેની પાસે ગયા પણ તેણે અમને સાફ નકારનો ઠરાવ સંભળાવ્યો અને બાપાએ સઘળી મિલકત મને એકલાનેજ આપી છે, એમ સ્પષ્ટપણે જણાવ્યુ

"મુસાએ કહેલી વાત તદ્દન ખોટી હતી એ અમને માલૂમ હતુ. એલ હદી પણ આ સમયે પરલોકવાસી થયેલા હોવાથી તેની ગાદીપર પણ નવો ખલીફ બીરાજ્યો હતો માજી ખલીફ અને તેના અનુયાયીઓનો નવીન ખલીફ તિરસ્કાર કરે છે એવી લોકની સમજ હોવાથી, અમે બગદાદના સુબેદાર અલ્લી બિન મુલ્કની પાસે મિલકતની વહેંચણી બદલ મુસાપર ફરિયાદ કરી, પણ તેને મુસાએ અમારા કરતા વધારે રૂશ્વત (લાંચ) આપી હતી એટલે અમને કંઇ-પણ દાદ મળી નહિ.

"સુબેદાર પાસે કાઇ દાદ લાગતી નથી એમ જોઇને તેમજ અમને નિરૂદ્યોગી બેસી રહેવાનો કંટાળો હોવાથી નવીન ખલીફના સૈન્યમા નોકરી મેળવવા અમે અરજ કરી. સુભાગ્યે અમને લશ્કરમા

સારા હોદ્દાની જગા મળી અને એક ચઢાઇપર અમારી રવાનગી થઇ.

"આ ચઢાઇ એક દૂરના પ્રાંતપર હતી, ત્યાં અમે ત્રણ વર્ષ રહ્યા, ત્રીજા વર્ષની આખરમાં શત્રુના કિલ્લાપર છાપો મારતાં પથ્થરનો એક કકડો ઉડીને મારી એક આંખમાં પેશી ગયો અને તે આંખ નકામી થઇ ગઇ.

"દુખતી આખની અસર બીજી આંખને પણ થઇ અને થોડા જ સમયમાં હું તદ્દન આંધળો થઇ ગયો. મારો ભાઇ મહમદ મારા કરતાં પણ ફૂટેલ નશીબનો છે. તે કિલ્લાની દિવાલપરથી નીચે પડયો અને તેથી તેની પીઠમાં એવું દર્દ થયું કે તેનાથી જરાપણ હલાતું ચલાતું નથી અને ત્યારથી તેની પીઠમાં હમેશ દર્દ થયા કરે છે.

"આ અશુભ ચઢાઇથી પરવારી અમે બગદાદ તરફ આવ્યા ત્યારે તે તદ્દન કકથી આઝારી પડયો હતો, એટલે મુસા પાસે પુન જઇને અમારાપર ગુજરેલાં સકટની કહાણી તેને કહી સભળાવી, અને વડિલોપાર્જિત મિલકતની યોગ્ય રીતે ન્યાયપૂર્વક વહેચણી કરવા માટે તેને ઘણું કહ્યું, પરતુ તે બાબતમા તેણે પૂર્વવત્ નકારજ વાચ્યો. 'બાપાએ સર્વ મિલકત મને એકલાનેજ આપી છે.' એમ કહી તે મને એકસો દિનાબ ( એક પ્રકારનુ નાણું ) આપવા લાગ્યો, પણ તે મેં ક્રોધથી ન લીધા અને જવા લાગ્યો, શહેરના જે ભાગમાં હુ તે વખતે રહેતો હતો, ત્યાંસુધી પહોંચાડવા માટે તેણે મારી સાથે એક ગુલામ આપ્યો. મારી સાથે તેણે જે ગુલામને મોકલ્યો હતો તેને અગાઉથી શિખવી રાખેલુ હશે કારણ કે શહેરના જે ભાગમાં હું ઉતરેલો હતો તે તરફ ન જતાં તે નદીના કિનારા તરફ જવાના રસ્તે વળ્યો, અમે તદન પાણી પાસે આવ્યા ત્યારે તે બોલ્યો 'હવે

મારે ઘેર જવું જોઇએ, તમે બરાબર સીધા ચાલ્યા જજો, રસ્તો તદન સાફ છે.' આનુ કપટ જાણીને તે નીચ ગુલામપર મને ઘણો ક્રોધ ચડયો અને મે તેને ઉચકીને નદીમાજ ફેકી દીધો—

"આટલુ કરીને ઘેર જવા માટે હુ પાછો ફર્યો એટલામાં 'દોડો દોડો કોઇએ નદીમાં પડતું નાંખ્યું છે, મારી જાળ તૂટી જશે" એવી બૂમ મને સભળાઇ.

"આ બૂમ સાંભળીને હુ બોલ્યો-"તે બદમાસ માણસને મે જ નદીમાં ફેંકી દીધો તે તે જોયુ નહિ કે?"

"હું પુનઃ બોલ્યો. "પ્રભુ અમારા પર દયા કરો-તું પણ આધળો હોય એમ મને લાગે છે." તે પછી તે લુચ્ચાને મે નદીમાં શા માટે નાંખી દીધો તે સબધી વૃતાંત મે તેને કહ્યુ તે ગુલામનુ પાછળથી શુ થયુ તેની મને ખબર નથી, પણ ઘણું ખરૂં તે મોજામાં તણાઇ વહી ગયો હશે.

"પછી તે અધ મનુષ્યને મે કહ્યુ "ભલે, પણ મારી જાળ તૂટશે એમ તું પહેલાં બોલ્યો તેનો અર્થ-શુ,"

"તેણે ઉત્તર આપ્યો હુ માછી છુ. તે દુષ્ટ માણસે મારી જાળને કદાપિ નુકશાન કર્યુ હશે, પરતુ તેના ગુન્હાની તેને યોગ્ય શિક્ષા મળી એટલે મને થયેલા નુકશાનથી કઇજ લાગતું નથી."

હું બોલ્યો "શું! આધળા મનુષ્ય માછલા પકડી શકે છે?"

"તેણે ઉત્તર આપ્યો" એમા શી શકા? આજ દશ વર્ષ થયાં આજકાલ કરીને હું મારી આજીવીકા ચલાવું છુ. તારી મરજી હશે તો તને પણ હું આ કામ શીખવીશ."

"તેનો આભાર માનીને હુ તે કામ શિખવા કબુલ થયો" પછી ખલીફ અને જાફરના તરફ જોઇ મુલેમાન બોલ્યો "ઉપર કહ્યા પ્રમાણે હુ માછી બની આજ બે વર્ષથી તેજ કામ કરીને મારૂ તથા મહમદનુ ઉદરપોષણ કરૂં છુ"

સુલેમાને કહેલી હકીકત સાભળી ખલીફ અને જાફર બન્નેના મનમાં ભિન્ન ભિન્ન વિચાર ઉત્પન્ન થયા.

કાજીએ કરેલો અન્યાય અને સુબેદાર અબ્લીસિન મૂક્કની લાચ ખાવાની ટેવ તથા ન્યાય આપવાની બેપરવાઇ વગેરે બાબતની સુલેમાને કહેલી હકીકત સાભળીને ખલીફને એટલો બધો ક્રોધ ચઢયો હતો કે હમણાને હમણાજ તે લુચ્ચાનુ માથુ ઉડાવી દઈ તે મારી પાસે રજુ કર એવો હુકમ તે મેસરૂરને કરવાનો હતો, પરતુ વજીરે વચ્ચે પડીને તે પ્રસગ વખત પૂરતો દૂર કર્યો

બગદાદનો સુબેદાર વજીરનો મિત્ર હતો, એટલે તેનાપર આવેલુ વાદળ જોઇ વજીરને અત્યત ભય ઉત્પન્ન થયો એટલે ગમે તેમ કરીને તેનુ અત્યારનુ મોત કાલપર ધકેલવુ એ ઉદ્દેશથી સુલેમાનનુ ભાષણ પૂર્ણ થતાજ તે પોતાના માલિકના કાનમા કહેવા લાગ્યો "ખુદાવત સરકારે હાલમા પોતાનો અજ્ઞાતવાસ પ્રગટ કરવો યોગ્ય નથી અને કાજી તેમજ સુબેદારનો ન્યાયપણુ આડીને આડી કરવો નહિ, એવી મારી નમ્ર વિનતી છે!"

વેચાતાં લીધેલા માછલાંની કિમત માજીને આપીને "જલદીથી ફરી મળીશુ" એમ કહી ખલીફ અને જાફર બન્ને જણુ તેના ઝુપડામાંથી બહાર પડયા મહેલ પાસે આવતા આવતા કાજી અને સુબેદારના સબધી વાત નીકળી, એટલે જાફર બોલ્યો—"આરોપીને મૂકેલા

આરોપ માટે ખુલાસો કરવાને કંઇ સવડ ન આપતા, શિક્ષા કરવાથી, હજુરના હાથે મોટો અન્યાય થયા જેવું કહેવાશે, માટે આરોપીની રીતસર ચોકશી થવી જોઇએ એવી સેવકની પ્રાર્થના છે "

વજીરનુ ભાષણ સાભળીને ખલીફ બોલ્યો—તારી વિનતી હુ માન્ય કરૂ છુ, સુબેદારપર મકેલા આરોપ માટે ખુલાસા કરવાને હું તેને સવડ આપુ છુ, પોતે લાંચ લેતો નથી અને કાજીએ કરેલો અન્યાય પોતાને કબુલ નથી એમ તેણે સિદ્ધ કરી આપવું જોઇએ. આ માટે હુ પોતેજ કંઇ વ્યવસ્થા કરૂ છુ, પણ સુબેદાર તારો મિત્ર છે સુબેદારીની જગા તેજ તેને અપાવી અને હવે તુજ તેની તરફદારી કરે છે એ વાત ધ્યાનમા રાખ અત્યાર સુધી થયું છે તે સર્વ ઠીકજ થયુ છે, પણ હમણા થયેલી વાત જો તેના કાન પર જશે તો તારૂ માથુ ગરદન પર રહેશે નહિ, એ હુ અલ્લાના સોગન લઇને કહું છુ, પછી તે વાત કોઇના દ્વારા તેને જણાય, કિવા એકાદ પક્ષ તેને કહે અગર તેને તેનુ સ્વપ્ન આવે,"

ખલીફના મુખમાંથી નિકળેલા આ ક્રોધયુક્ત વચનો સાભળી જાફરનુ કાળજુ ધડકવા લાગ્યુ પોતાના મિત્ર સુબેદારને મિત્રત્વના નાતામા કાંઇ પણ અગાઉ સૂચના કરવી એવુ ખરેખર તેના મનમાં હતું, પણ આ ખટપટથી કાઇ વળવાનું નથી અને તેમ કરવાથી પોતે માત્ર સંકટમાં પડવા જેવુ છે, એમ તેને લાગ્યુ હવે પોતાના મિત્ર અલી સુબેદારના બાર વાગ્યા સિવાય રહેવાના નથીજ એવી તેની ખાત્રી થઇ ચૂકેલી હતી

બીજે દીવસે પ્રાત કાળે ખલીફે વજીરને બોલાવવા મોકલ્યુ અને તેના આવ્યા બાદ ખલીફ તેને કહેવા લાગ્યો.

"વજીર ! જા. કાલ રાત્રે પહેરેલો પોપાક ચઢાવી એકસો મહોર સુલેમાનને આપી આવ, અને હાલને હાલ બગદાદના સુબેદાર પાસે જઇ વડીલોપાર્જિત મિલકતના કામમાં ઇન્સાફ કરવા માટે સુબેદારને વિનતી કર; એમ તેને કહે. આમાં એક શબ્દ પણ વધારે ઓછો કહેવાનુ કામ નથી."

ખલીફે કરેલી આજ્ઞા પોતાને શિરસાવદ્ય છે એમ બતાવવા માટે જમીન પર્યંત નમીને મુજરો કરીને તે સો મહોર લેઇને તે સુલેમાનની પાસે ગયો અને હાલને હાલ સુબેદાર પાસે જઇને અરજ કરવા માટે, માલિકે સભળાવવા કહેલો સદેશો તેણે તેને પહોચાડયો.

માછલાં પકડવા માટે ગટરમાં ગલ નાખવાથી જેમ કઇ લાભ થતો નથી તેમજ સુબેદારની પાસે જઇને દાદ માગવી એ વ્યર્થ અને વખતનો અપવ્યય કરવા જેવુ છે એમ સુલેમાનનું કહેવું થયુ. તે વજીર પ્રત્યે બોલ્યો "જે અર્થે સુબેદાર પાસે જવા માટે આ રકમ તમારા મિત્રે મોકલી છે તે માટે હુ ત્યા જાઉ છું અને તેને આપુ છુ"

રકમ અને સદેશો સુલેમાનને પહોંચાડવા માટે જાફરને રવાના કર્યો કે તરતજ ખલીફે એક બીજા કામદારને બોલાવી તેને સુબેદાર તરફ મોકલ્યો અને તેને આજ્ઞા કરી કે " સુબેદાર પાસે કોણ કોણ અરજ લઇને આવે છે તે અને તે સબધી થનારી કચ્ચી હકીકત પાછો આવી મને જણાવ. "

સધ્યાકાળે ખલીફ, જાફર અને મેસરૂરને સાથે લઇ સુલેમાન અને મહમદને મળવા ગયો.

સુલેમાનની મુલાકાત થતાં, સુબેદારને કરેલી અરજનુ શું પરિણામ આવ્યું એવો તેણે તેને પ્રશ્ન કર્યો.

સુલેમાન બોલ્યો–" પહેલા તો તેણે મને ધમકાવી કાઢયો, પરંતુ મ્હોરો દેખાડયા પછી તે જરા નરમ પડયો અને તારા કામની શી વ્યવસ્થા કરવી તે જોઉછુ એવુ તેણે મને વચન આપ્યુ. આવી થાપ તેણે પુર્વે અનેકવાર મારેલી હોવાથી તેના અત્યારના બોલવા પર મને વધારે વિશ્વાસ નથી પણ આવડી રકમ મે કયાથી આણી, એ બદલ તેણે માત્ર આતુરતાથી ચોકશી કરી. આ રકમ એક ગૃહસ્થે મને ઉછીની આલી છે, એમ કહેવાથી તે બોલ્યો.

" ચિંતા નહિ, તે ગ્રહસ્થ પાસેથી બીજી પણ સો મહોરો લાવી આપ એટલે તારા કામનો નિકાલ આવશે. "

આટલુ કહી સુલેમાન ખલીફ પ્રત્યે બોલ્યો—"મહારાજ ! તમારી પાસેથી હુ એક દમડી પણ હવે લેનાર નથી, કાણું પાડેલાં વાસણમાં ગમે તેટલુ પાણી રેડીયે છતાં તેમાં એક ટીપુ પણ રહેતુ નથી, તેવીજ આ સુબેદારની અપહાર બુદ્ધિ છે. "

સુલેમાનની હકીકત અને પોતે સવારે મોકલેલા કામદારે કહેલી હકીકત બરાબર મળતી આવે છે, એમ ખલીફના લક્ષમાં આવ્યુ એટલે તે બોલ્યો—" મિત્ર સુલેમાન ! તારૂ કહેવું મને પણ યોગ્ય લાગે છે, સુબેદારને હવે વધારે મહોરો ન મોકલતાં તારી ફરીયાદીની હું વ્યવસ્થા કરૂ છું. આ વીંટી હુ તને આપુ છુ તે લે અને તારી આંગળીએ ઘાલ. કાલે સવારે કપડાનાં ગાંસડા લઇ મારો એક, સેવક તારી પાસે આવશે તે કપડાં પહેરી હાથમાંની વીંટી સાથે સધ્યાકાળે તે સુબેદારને ઘેર જજે, અને હાથમાંની વીંટી કાઢી સુબેદારના કામદારને આપીને તેને કહેજે કે"વીંટાના માલીકને મળવાની વીંટી લાવનારની ઇચ્છા છે, " આ ખટપટને લીધે કાલે તને માછલાં

પકડવાનો વખત મળશે નહિ, માટે કાલના ભોજન માટે આ દશ મહોર હું તને આપું છું તે લે "

સુલેમાને ખલીફનો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો. પછી ખલીફ અને જાફર બન્ને રાજવાડા તરફ પાછા ફર્યા.

બીજે દીવસ સવારમાં સુબેદાર તરફ એક માણસ મોકલી "આજે સાંજે તારે ઘેર હું જમવા માટે આવીશ " એમ ખલીફે તેને જણાવ્યું આ સંદેશો સાંભળી સુબેદારને અત્યાનંદ થયો. ખલીફની પોતાના પર વિશેષ કૃપા થઇ એમ તેને લાગ્યું ઘણું ખર્ચ કરી તેણે મીજમાનીની તૈયારી કરી, અને આ સમારંભ માટે પોતાના વાડાના બાગમાં એક ભવ્ય તંબૂ ઠોકીને પરોણાના મનોરંજન માટે કલાવતીનું નૃત્ય ગાયન શરૂ કરાવ્યું

ખલીફ સંધ્યાકાળે સુબેદારના વાડામાં આવ્યો ત્યારે તે વાડામાં જ્યાં ત્યાં દીવાનો ઝગઝગાટ અને સર્વ પ્રકારની તૈયારી કરેલી તેને જણાઇ.

બગીચાના તંબુમાં એક ઉચ્ચાસન પર ખલીફની સ્વારી જઇ બેઠી પછી નામાંકિત ગાનારીનું ગાન શરૂ થયું તે સાંભળતા કંઈ કંઈ વઝીર, સુબેદાર, અને બીજા પણ સરકારી કામદાર સાથે તે સંભાષણ કરતો હતો આ પ્રમાણે કેટલોક સમય વિત્યા બાદ સુબેદારનો એક ખાનગી કામદાર તંબુમાં દાખલ થયો અને પોતાના સ્વામીને કાનમાં કંઇક બોલ્યો તે જોઇ ખલીફ તે કામદાર પ્રત્યે બોલ્યો "શું હકીકત છે ? હું અત્રે હાજર હોવાથી મારા સિવાય અન્યને કંઇ પણ સંદેશો કહેવો યોગ્ય નથી, એ તને ખબર નથી શું ? " એટલે તે કામ્દાર મુજરો કરીને બોલ્યો. 'મહારાજ ' ગારદી લોકના અમલદારના પહેરા નીચે એક માણસ તંબુના દ્વાર આગળ આવી ઉપસ્થીત થયો

છે આ વીંટી તેણે મારી સાથે મોકલી છે અને વળી કહ્યું છે કે 'વીટીના માલીકને મારે મળવાની ઇચ્છા છે, તેની અને મારી મૂલાકાત કરાવી આપો."

ખલીફે તે વીંટી તેની પાસેથી લીધી અને પોતાની આંગળીએ પહેરીને બોલ્યો "આ વીંટી મારી છે, તે લઈ આવનાર મનુષ્યને મારી પાસે હાજર કર"

ખલીફના શબ્દ સાંભળી સર્વ સ્તબ્ધ થઇ ગયા, તે કામદાર સુલેમાનને લઇને તત્કાળ અંદર દાખલ થયો. સુલેમાન અંદર આવતાં પોતાની સાથે આવેલા કામદારના ખભાપર હાથ મૂકીને ચાલતો હતો તેની મુળની ઉંચાઇ તથા શરીરની ભવ્ય આકૃતી, ગારદીના પોષાકથી અધિકજ ભવ્ય દેખાતી હતી.

સુલેમાન અંદર આવવાથી ખલીફ બોલ્યો. "આવ્યો ઠીક થયુ" સુલેમાન બોલ્યો. "અહો મિત્ર તું પણ અહીંઆ છે કે શુ? મારા માટે સુબેદાર સાહેબને મહેરબાની કરીને બે અક્ષર કહે.

આ અંધ ગારદીને આવા પ્રેમથી અને સ્પષ્ટપણે ખલીફને **મિત્ર** આ પ્રમાણે સંબોધન કરતો જોઇને લોકને મહદ્ આશ્ચર્ય લાગ્યુ, અને તે મનુષ્યને શું કહેવું તે તેમને સુઝયુ નહિ

આ સમયે સુબેદાર તો ભયથી મૂઢજ બની ગયો હતો. તેના તરફ જોઇને ખલીફ ક્રોધમાં બોલ્યો "આ માણસ શુ કહે છે તે તે સાભળ્યુ?"

સુલેમાન સાથે આવેલા સુબેદારના ખાનગી કામદારે સુલેમાનને ધીમેથી કહ્યું–"આ તો ખલીફ જાતેજ તારી સાથે બોલે છે."

એ સાંભળી સુલેમાન મોટેથી બોલ્યો "તો પછી મને દાદ

મળવીજ જોઈએ. હવે મારે એક શબ્દ પણ બોલવાની જરૂર નથી.

પછી ખલીફ પૂર્વના કરતાં વધારે કોપાયમાન થઇને તે સુબેદાર પ્રત્યે બોલ્યો. "અલ્લી બિન મુલ્ક, શહેરની પ્રજાને ન્યાય આપવાનુ કાર્ય મે તારા હાથમાં સોંપેલુ છે, જે કામદાર ગરીબ અને જુલમથી પીડાયેલી રૈયતના ખીસ્સાની છેવટની પૈ સુદ્ધાં લૂંટયા વિના રહેતો નથી અને લાંચ ખાઇને પણ યોગ્ય ન્યાય આપતો નથી અને રૈયતની ફરિયાદ તરફ દુર્લક્ષ્ય કરે છે, તેને મારે શી શક્ષા કરવી? એવો અન્યાય જો કરવા દઉં તો અલ્લા મને શિક્ષા કરશે" પછી પાછળ ઉભેલા મેસરૂર તરફ ફરીને તે બોલ્યો. "આને બહાર લઇ જા"

આજ્ઞા થતાજ મેસરૂર તથા તેના સિપાઇઓએ સુબેદારને પકડયો અને બાગની બહાર લઇ જઇને તરવારના એકજ ઝટકે તેનુ મસ્તક ધડથી જુદુ પાડયુ.

સુબેદારની આ પ્રમાણે વ્યવસ્થા કરીને ખલીફ બોલ્યો. "હવે સુમા કાઝીને મારી પાસે બોલાવી લાવ"

કાઝીને ખલીફની આજ્ઞા પ્રમાણે તેજ દિવસે સધ્યાકાળે પકડીને સુબેદારના વાડામાજ કેદ કરી રાખ્યો હતો. હુકમ થતાંજ તેને ખલીફની સમક્ષ રજુ કરવામા આવ્યો.

તે આવતાજ ખલીફ "સુલેમાન અને તેના ભાઇ મહમદને તારી સર્વ મિલકત એકદમ આપી દે" એવી આજ્ઞા કરી અને પોતાની હમેશની જગલી વૃત્તિને છાજે એવી રીતે તે બોલ્યો "તું કાયદે-પડિત છે એટલે કાયદેસર રીતેજ તારો ન્યાય કરવો જોઇએ."

સુબેદારનો શિરચ્છેદ કરી મેસરૂર હમણાંજ તંબુમાં આવ્યો હતો તેના તરફ જોઇને હરૂન બોલ્યો "જા અને આને શુળીએ ચઢાવો."

માલીકની આજ્ઞા પ્રમાણે કાજીની વ્યવસ્થા કરવાને મેસરૂર તત્કાળ આગળ આવ્યો એટલે સુલેમાન બોલ્યો "ખુદાવત! કાજી મારો ભાઇ છે. હજુરે દયાવંત થઇને તેને જીવતદાન આપવું એવી મારી નમ્ર પ્રાર્થના છે."

તેથી ખલીફ બોલ્યો "સુલેમાન કેવળ તારી અરજથીજ હું તેને જીવતદાન આપુ છુ. તેણે હવે અહી રહેવું ન જોઇએ. હુ તેને રણભૂમિપરની જંગી ફોજમાં મોકલી દઉ છુ. ત્યાં તેણે શિપાઇઓની પલટનમાં નામ નોધાવી નોકરી કરી પ્રમાણીકપણે પેટ ભરવું જોઇએ."

પછી, આજથી તને મે **અમીર** બનાવ્યો છે; અને તારા ભાઇ મહમદની યોગ્ય પ્રકારે વ્યવસ્થા કરી છે આ પ્રમાણે ખલીફે સુલેમાનને કહ્યું. અઠવાડિઆમા ઓછામા ઓછા ત્રણ વખત તો તારે રાજમહેલમાં મારી મુલાકાતે મારી સાથે ગપ્પા સપ્પા મારવા અને સલા મસલત આપવાને આવવુ એમ તેણે તેને જણાવ્યુ!

અંધ માછીને અમીરી મળવાથી તે શ્રીમત થયો અને તેણે પોતાના સદ્‌વર્તનથી ખલીફની કૃપા સપાદન કરી.

---

## ખલીફ અને અબદુલ રહેમાન.

ખલીલીફનો બગદાદનો રાજમહેલ તેગ્રીસ નદીને આ કાઠે હતો. ત્યારે વજીરનો મહેલ સામી બાજુએ હતો. રાજમહેલથી નદીના કીનારા સુધી સુદર બાગ આવી રહ્યો હતો. સિપાઇલોક, દરબારી મંડળી, અને શહેરી પ્રજા વગેરેની વજીરના મહેલ આગળ ઉભેલી હાર ખલીફ પોતાના મહેલમાંથી જોઇ શકતો હતો. રાજમહેલમાં અનેક

પ્રકારના વ્યવસાય અને આનંદના સાધનો અને ઉપવનનો કટાળો આવતો ત્યારે કદિ કદિ ખલીફ વજીરને મળવા માટે તેને ઘેર જતો હતો

આ પ્રમાણે ખલીફ એક પ્રસંગે વજીરને મળવા માટે ગયેલો અને તે વખતે તે બન્ને જણ દીવાનખાનામા ગપ્પા મારતા બેઠા હતા. ખલીફ બોલ્યો "તને મળવા માટે ઘોડાપર બેસીને આવતાં, નદીના કીનાગપર એક નાના સરખા ઘર આગળ બેઠેલો એક વૃદ્ધ મનુષ્ય મારી દ્રષ્ટિએ પડ્યો હતો, આ વૃદ્ધ મનુષ્ય ઉંચા બાંધાનો હતો, તેની દાઢી સફેદ અને લાંબી હતી, તેનો ચહેરો સુંદર હતો, તેની મુખમુદ્રાપરથી તે ઉદાર દેખાતો હતો. તે મનુષ્ય વૃદ્ધ છે અને તેના રહેવાના ઘર તરફ નજર કરતાં તે સાધનહીન હશે છતા તેની વૃત્તિ હમેશા આનંદી અને સમાધાનયુક્ત દેખાતી હતી તેથી મને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયુ તેનો વૃત્તાત સાભળવાની મને ઇચ્છા થઇ છે કારણ તે વૃત્તાતમા વિલક્ષણ અને લક્ષમાં રાખવા જેવી પુષ્કળ વાતો સાભળવાની મળશે એવી મારી ખાત્રી છે. એટલા માટે આજ બપોરે રાજમહેલમાં આવતી વખતે તેને તું સાથે લેતો આવજે એટલે હું તેને સઘળી હકીકત પૂછી મારી ઇચ્છા તૃપ્ત કરીશ'

માલીકની આજ્ઞા પ્રમાણે કરવાને વજીરે કબુલ કર્યું, એ કહેવાની આવશ્યકતાજ નથી. પછી બપોરના વખતે, સરકારવાડામાં જતા તે તે ઘરની પાસે ગયો અને પોતે ઘરધણીને મળવા માગે છે એમ બારણા આગળ બેઠેલા ગુલામની સાથે અંદર કહાવ્યું. ઘોડાપર બેઠેલો વજીર અને તેની સાથે આવેલા સિપાઇઓને જોઇને બારણા આગળ બેઠેલા તે નોકરને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તે થોડો ઘણો બીન્યો પણ ખરો.

વજીર ઘોડેથી ઉતરતાં તે નોકરે તેને બાગમા જવાનો રસ્તો બતાવ્યો, તે રસ્તે તે અંદર ગયો ત્યારે ખલીફે વર્ણવેલો વૃદ્ધ ગૃહસ્થ સ્વસ્થપણે ત્યાં બેઠેલો તેની દ્દષ્ટિએ પડયો.

તે વૃદ્ધ ગૃહસ્થને જોઇને જાફર બોલ્યો "મહારાજ ! મારા માલીક ખલીફ હરૂન અલ રશિદના મનમાં આપની સાથે કાંઇ વાતચીત કરવાની ઇચ્છા છે, એટલે તેમની આજ્ઞા પ્રમાણે હું આપને રાજ-મહેલમાં લઇ જવા માટે આજે અત્રે આવેલો છુ. પ્રાર્થના છે કે ઘોડાપર સ્વાર થઇને આપ મારી સાથેજ ચાલો, આપને બેસવા માટે સ્વારીનો ઘોડો બહાર તૈયાર છે"

તે ગૃહસ્થ જો કે વૃદ્ધ હતો છતાં વયના પ્રમાણમાં વાંકો વળી ગયેલો અગર અશક્ત નહોતો, તે વજીરનુ કથન સાંભળીને બોલ્યો "સદ્ધર્મ પ્રતિપાલકની મરજી પ્રમાણે આપની સાથે આવવાને માટે હુ હમણાંજ તૈયાર છુ; મને બેસવાને ઘોડો આપો છો તે માટે આપનો હુ અત્યંત આભારી છું"

ઘોડાપર ચઢતાં તેને માત્ર થોડો પરિશ્રમ પડયો એટલુંજ પણ એક વખત પલાણુ બરાબર કર્યા પછી તે એવી સરસ રીતે બેઠો કે તે જોઇ ખાસદાર વગેરે ખુશ થઈ ગયા તે વૃદ્ધ પુરૂષને રસ્તે જતો જોઇને, ખલીફે તેને શા માટે બોલાવ્યો હશે તે સબધી રસ્તાના લોકને ઘણું આશ્ચર્ય લાગવા માંડયુ.

આ ગૃહસ્થ રાજવાડામાં આવી પહોચતાં ખલીફે તેનો ઘણા માયાળુપણે સત્કાર કર્યો અને "મેં તમને તમારા ઘર આગળના બાગમાં બેઠેલા જોયા છે અને ત્યારથી તમારો વૃત્તાંત સાંભળવાની મારા મનમા જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે" એમ તેને કહ્યું.

એ સાંભળી તે વૃદ્ધ મનુષ્ય બોલ્યો, "ખુદાવંદ, સરકારની સમીપ રજુ કરવા જેવું મારૂ વૃતાંત નથી, તથાપિ સરકાર સાહેબની આજ્ઞા થઇ છે તો મારા આયુષ્યમાં બનેલા જુદા જુદા પ્રસગ ટુંકામાં અને મીઠુ મરચુ ન ભેળવતાં, કહેવાનો હું પ્રયત્ન કરૂં છું." પછી અબદુલ રહિમાન પોતાનો વૃતાંત નીચે પ્રમાણે કહેવા લાગ્યો—

## અબદુલ રહિમાનનો વૃતાંત.

અબદુલ રહિમાન—" મારૂ વય બ્યાશી વર્ષનું છે. હુ હાલ રહુ છું તે ઘરની પાસેના એક ઘરમાં મારો જન્મ થયો હતો. મારો બાપ સોદાગર હતો અને પ્રમાણિકપણાથી ઉદ્યોગ કરીને તેણે સારી પ્રતિષ્ટા મેળવી હતી. મારી ઉમર વીસ વર્ષની થઇ ત્યારથી બ્યાપાર કરવા માટે તેણે ઘણોક માલ મારે સ્વાધિન કર્યો. નવીન વ્યાપાર કરનાર સોદાગરને બહાર દેશમાં જઇને દ્રવ્ય સપાદન કરવાની આવશ્યકતા જણાય, અને તેથી સપત્તિ મેળવવાના ઇરાદાથી હુ પરદેશમા ચાલી નિકળ્યો પ્રથમ હું ઇરાનના શિરાજ શહેરમાં ગયો. તે શહેર તે દેશની રાજધાની હોવાથી બગદાદથી લઇ ગયેલો ઘણોખરો માલ મે ત્યા પુષ્કળ નફો મેળવીને વેચ્યો. આ કાર્ય માટે મારો ત્યાં કેટલાક મહિના સુધી મુકામ રહ્યો. પાસેનો માલ ખલાસ થઇ જતાં, સ્વદેશમા વેચવા માટે ત્યાથી શું માલ ખરીદવો તે બદલ હું વિચાર કરવા લાગ્યો.

" શિરાજ શહેરમાં એક ઝવેરી હતો, તેનો અને મારો પુષ્કળ પરિચય થયેલો હતો, એક દિવસે હુ તેની દુકાનમા બેઠો હતો ત્યારે એક પ્રસગ બન્યો; તેથી સ્વદેશમા તાકીદથી પાછા ફરવાના મારા

વિચાર ત્યાંના ત્યાંજ શાંત થઇ ગયા ! હું બેઠો હતો તેવામાં તે ઝવેરીની દુકાનમાં એક યુવતી આવી, તેના અંગપરનાં સુંદર વસ્ત્રાભરણો અને તેની મોહક મુદ્રા જોઇને મારૂં ચિત્ત તત્કાળ વિંધાઇ ગયું. તેની સાથે બે ગુલામ હતા, તેઓ તે દુકાનમાં આવી ત્યારે બહાર ઉભા રહ્યા હતા.

"આ તરૂણીના દર્શનથી મારૂ મન આટલુ બધુ કેમ વિંધાયું એ તે વખતે તો મારાથી પણ કંઇ સમજી શકાતું નહોતું, પરંતુ તેનાપર લાગેલાં મારાં ચક્ષુ કોઇપણ રીતે ખસતાં નહોતા તે સત્ય છે. તે સમયે મારાં નેત્ર જેટલાં ચચળ થયાં હતાં તેટલાં બીજા કોઇનાં કદીપણ થયાં નહોતાં; તે સમયે હું ભર યુવાવસ્થામાં હતો, તરૂણ માણસની કલ્પના એક પાણીદાર ઘોડાની માફક છલંગો માર્યા કરે છે હુ તરૂણ હોવાથી કદાચિત સુંદર પણ દેખાતો હોઇશ. દુકાનમા આવેલી તરૂણી તરફ હુ સાનંદાશ્ચાર્ય જોતો હતો. તે તેને ક્બીકર થતું હશે કારણકે મારાપર અનુગ્રહ કરવા માટે કિંવા મને પૂર્ણપણે જીતવાને માટે, તેણે પોતાના મુખકમળ પરનો બુરખો જાણે પોતાની મેળેજ બાજુ ખસી ગયો હોય તેમ એવો આવિર્ભાવ આણીને દુર કર્યો, અને પોતાના અત્યત વિમલ મુખચંદ્રનું મને દર્શન કરાવ્યુ.

"પછી આ ઝવેરીની દુકાનમાંથી કંઇ સટરપટર ચીજો વેચાતી લઇ, તેને ઘેર લઇ જવા માટે પોતાના સેવકને આપી, અને પોતે ત્યાથી ચાલી ગઇ. પરંતુ જતાં જતાં તેણે એક વખત ફરીથી મારા તરફ નેત્રકટાક્ષ ફેંકયા તેથી તો મારૂં હૃદય તદ્દન ભેદાઇ ગયું. તેનું વર્ણન હું કરી શકતો નથી.

"તે ત્યાંથી રવાના થતાંજ, આ લાવણ્યવતી કોણ છે અને ક્યા રહે છે? એ પ્રમાણે મે ઉત્સાહથી તે દુકાનદારને પૂછ્યુ.

"તેણે જવાબ આપ્યો–"તે મઝૌદીખાન નામના એક શ્રીમાન ગૃહસ્થની કન્યા છે. શાહના રાજવાડાની સમીપમાજ તેના બાપનો વાડો છે. તેને જોવાની ઇચ્છા સુદ્ધા પણ કદિ મનમા કરતો ના ઉંચે જોઇને ચાલનારને ઠોકર વાગે છે અને તેનુ માથુ ભાગે છે, એ કહેવત તને યાદ નથી શુ ?"

"મારા મિત્રે આપેલો ઉપદેશ ખરેખર ઉત્તમ હતો, પણ આવા ઉપદેશનો તે સમયે શુ ઉપયોગ? જ્વરથી અગતપ્ત થયેલા મનુષ્યને તેનું શરીર ઠંડુ રાખવા કહેવુ કિવા તૃષાથી પ્રાણુ વ્યાકુળ થયેલા મનુષ્યને પાણીથી દૂર રહેવા કહેવુ જેમ વ્યર્થ છે; તેમ તેનો ઉપદેશ તે સમયે તદ્દનજ અસ્થાને હતો. તે સુદરીનુ મુખ કમળ મે જોયુ હતું અને તેવો મુખ ચદ્ર જોવાનો મને દૈવયોગ્યે પ્રાપ્ત થયેલો તે પહેલોજ પ્રસગ હતો. હુ એકવીસ વર્ષનો અને ભરયૌવનમા હતો તેથી મારો સુજ્ઞ મિત્ર મને ઉપદેશ કરવા બેસે તે શી રીતે સફળ થઈ શકે?

"ખુદાવદ, તે દિવસની રાત્રી મે કેવી રીતે તરફડીયાં મારીને કાઢી અને બીજે દિવસ ઉગતાંજ, અવિચારથી પણ ઉત્સુકતાથી મારા મનમા વાસ કરી રહેલી કમળનયનાને પ્રત્યક્ષ નિહાળવા માટે, શરમાતો શરમાતો તે ઝવેરીની દુકાને કેમ આવ્યો તેની કલ્પના આપે જાતેજ કરવી બસ છે.

"મારી આશા ભગ થાય નહિ અને મારૂ દર્શન થાય તે માટે તે યુવતી આગલા દિવસના કરતાં જલદી–વહેલી–તે ઝવેરીની દુકાને આવી પહોચી, અને દુકાનમાંનાં જવાહીરની પસદગી કરવા લાગી.

તેના મનમાં રહેલો આશય હું સમજી ગયો અને હિંમત રાખીને તેની સાથે પ્રેમના કાંઈ શબ્દ બોલ્યો, તે તેને રૂચ્યા હોય એમ લાગ્યુ, કારણ કે પોતાને આવુ બોલવું પસદ નથી એમ તેણે કોઇ પણ પ્રકારે બિલકુલ જણાવ્યુ નહિ

"મારા અનુરાગ યુક્ત શબ્દોનો ઉત્તર આપતાં તે બોલી 'મહારાજ ! મને આપનાં અનુરાગ યુક્ત વચન સાભળવાનુ પસદ નથી એમ કહેતાં મને ખોટુ બોલવાનો દોષ લાગે છે; પરતુ હાય ! હાય ! મારા તરફનો આપનો અનુરાગ વ્યર્થ છે, મારા બાપે મને એક શ્રીમત પણ વૃદ્ધ મિત્રને આપવાની ગોઠવણ કરી રાખી છે.'

"આ શબ્દો બોલતાં, તે સુદરીના નેત્રમાં અશ્રુ આવ્યાં, પછી થોડુક જવાહીર પસંદ કરી અને મને દુખ સાગરમા ડુબકાં ખાતો મૂકી તે ચાલી ગઇ. તેણે કહેલી હકીકતથી મારા મનમાં ક્રોધ અને મત્સર ઉદ્દ્ભવવાથી હુ ભ્રમિષ્ટ થઇ ગયો.

"આ પછી આજ દુકાનમાં મારી ત્યા તેની ઘણીખરી વખત મુલાકાત થતી, તેના બાપનો વૃદ્ધમિત્ર મિરઝા આગા છે તેની સાથે પદર દિવસમાજ તેનુ લગ્ન જરૂર થનાર છે એ સાંભળીને તો મને ઘણીજ વેદના થવા લાગી.

"મે નિરાશાથી દિવાનો બની જઇ મારી સાથે ઇરાન છોડી બગદાદ શહેર તરફ પલાયન કરી જવા તેને આતુરતાથી વિનતી કરી; પરંતુ તે વાત અશકય છે એ બાબતની તેણે મને પૂર્ણસમજ પાડીને ખાત્રી કરી આપી. પોતે શિરાજ છોડી મૈલ અરધો મૈલ જાય નહિ એટલામાંજ પકડાઇ જાય અને પ્રાણ છોડવો પડે એવું તેનું કહેવુ હતુ.

"હવે શુ કરવુ તેની મને કઈ સુઝ પડતી નહોતી. એટલે

શહેરના એક ઉજડ અને કમી વસ્તીવાળા ભાગમાં એક જુનું પણ ઘણું મોટું ઘર મેં વેચાતું લીધું અને તે મન મોહિનીએ પોતાના બાપનું ઘર છોડી દેઇ મારી સાથે તે ઘરમાં રહેવું એમ ધારીને તેનું મન વાળવાને એકવાર ફરીથી યત્ન કરવાનો મેં નિશ્ચય કર્યો. પોતાની કન્યા નાશી જવાથી તેના પિતાને ઉત્પન્ન થયેલો ક્રોધ શાંત થાય ત્યાં સુધી કોઇને પણ ખબર ન પડતાં તે ઘરમાં તે સુખેથી રહી શકશે, એ બદ્દલ બિલકુલ શંકાજ નહોતી.

"મેં વેચાણુ લીધેલા ઘરને ચારે બાજુએ ઉંચી ઉંચી દિવાલો હતી. તેની અંદરના ભાગમાં એક વિશાળ ચોક અને તેમાં વળી ફળ ઝાડ તથા સ્વચ્છ પાણીના કુંડ હતા. એ ઘરને સામન સૂમનથી મે ઉત્તમ પ્રકારે શણગારી દીધું અને ઘરનુ કામકાજ કરવા માટે ઘણાક ગુલામો પણ ખરીદી લીધા, પરંતુ અરેરે! તે રૂપવતીને તે સ્થળે લઇ આવવાનો યોગજ મને મળતો નહોતો. તેની સાથે હંમેશાં બે ત્રણ ગુલામ તો ખરાજ અને તેઓ પુરૂષના ભયથી તેની ઘણી સભાળ રાખતા હતા.

"તે વૃદ્ધ વર રાજા સાથે લગ્ન થવાનો દિવસ આવી પહોંચ્યો, લગ્નની ધામધુમ જોવા માટે તેમજ તેની પાછળ પાછળ જવાનુ બની શકે તેવા ઈરાદાથી હુ આમ તેમ ટેલ ટકોરો કરતો ફરતો રહ્યો. ક્રોધ અને ઉદાસીનતાના કારણે મારા મનની જે સ્થિતિ થઇ હતી, તેનુ વર્ણન કરવુ એ કાંઈ સહેલુ કામ નથી.

"ઇરાની લોકમાં એવો રીવાજ છે કે લગ્નના દિવસે કન્યા તરફની મંડળી વરકન્યા સાથે વરના ઘર સુધી જાય છે. વર પક્ષવાળા પોતાની મંડળી સહિત તેમને લેવાને સામા આવે છે. કન્યા દ્રષ્ટીએ

પડતાંજ તે એકાદ નારંગી અથવા બીજું કાંઈ ફળ તેના અંગપર નાંખે છે અને ઘોડાપર બેસીને પોતાને ઘેર જાય છે. તે ઘર પાસે આવતાંજ જે કોઇ તેને પ્રથમ સ્પર્શ કરે, તેને તેનો ઘોડો, અથવા વસ્ત્ર કિંવા તેના બદલે વરની શક્તિ પ્રમાણે રોકડ રકમ મળે છે.

"કન્યા અને વરની વચ્ચે કેટલું અંતર રાખવાનું તે તો જુદી જુદી પરિસ્થિતિપર આધાર રાખે છે. પ્રસ્તુત પ્રસંગે પરીઝાદ મઝૌદી ખાન જેવા મોટા શ્રીમાનની કન્યા હોવાથી તેમજ મિરજા આગા પોતે હલકા કુળનો મનુષ્ય હોવાથી તેણે નિયમ કરતાં વધારે આગળ ચાલતો જઇને કન્યાને ભેટવું એવું ઠરેલું હતું. અસ્તુ.

"આ પ્રમાણે બન્ને બાજુની ભેટ થતાં રિવાજ મુજબ વર-રાજાએ પોતાની પાસેની નારંગી કન્યાના અંગપર ફેંકી અને પોતે ઘોડે બેસીને ચાલતો થયો. ત્યાંથી તેનું ઘર ઘણે લાંબે હતું. ઇરાની લોક જગતની અન્ય પ્રજા કરતાં ઘોડે બેસવાના કામમાં ઘણા હોશિયાર હોય છે, પરંતુ મિરજા આગા કાંઇ તરૂણ મનુષ્ય નહોતો. તે વયોવૃદ્ધ હતો, તેથી અથવા તેના ઘોડામાં કાંઇ ખોડ હતી, તે કારણે કહો; ઉભય પક્ષની સ્વારી ઘણી ઉતાવળ કરીને ચાલતી હતી એટ-લામાં એકાએકી તેના ઘોડાને ઠોકર લાગી અને તે ઘોડા પરથી નીચે પડયો, તેનું માથું ફુટયું અને ત્યાંને ત્યાંજ મરણ પામ્યો.

"પછી ત્યાં એકજ ધાંધળ ચાલી રહી. ઘોડાપરથી પડી ગયેલા વરરાજાની આસપાસ સર્વ જણ એકત્ર થઇ ગયા. કોઇ તેને કેટલું વાગ્યું છે તે જોવા લાગ્યા, અને બીજા કેટલાક તેને અન્ય પ્રકારે મદદ કરવા લાગ્યા. આ ગડબડને લીધે બીચારી પરીઝાદ એકલી અને અસહાય રહેલી હતી; આ યોગ સાધીને મેં તેની પીઠે ઘોડાપર

છલગ મારી અને ત્યાંથી એક ગલીમાં દાખલ થઇ હાં હાં કરતાં દષ્ટિ મર્યાદાથી બહાર નિકળી ગયો ને પછી તેને રાખવા માટે અગાઉ વર્ણવેલા ઘરમાં સુખરૂપ આવી પહોંચ્યો.

"વરરાજા ઘોડાપરથી પડ્યા પછી જે ધાધળ થઇ રહી તેથી કન્યા ક્યાં છે, તે તરફ કોઇનું પણ લક્ષ ગયું નહિ. પણુ તે ત્યા દેખાઈ નહિ એટલે આ થયેલા અપઘાતથી ભય પામીને તે બાપને ઘેર ગઇ હશે એવો સર્વ મંડળીએ તર્ક કર્યો. મઝૌદી ખાન પોતાનાં કન્યાને મળીને તેનુ સમાધાન કરવા માટે ઘર તરફ આવ્યો, પણુ તે કન્યા ઘેર આવી નથી એમ જોઇને સર્વ ચાકર નોકરને તેની શોધ કરવા માટે ચારે તરફ છોડી મૂક્યા. શરીરપરના અલંકારોના લોભથી ચોર લોકોએ તેને પકડી લીધી હશે એવી તેની સમજ હતી

"કન્યાના શોધ માટે ગયેલા માણુસો હાથ હલાવતાં પાછાં આવ્યાં, છતા પણુ પોતાની કન્યા તરતજ આવી મળશે એમ તેને લાગતું હતું. તેને ઉપાડી જનાર ચોર કાંઇપણુ ખંડણી લઇને તેનો છૂટકો કરવા બદલનાં કહેણુ જલદી લાવશે એવી તેની ઉમેદ હતી.

"તે દરમીયાન અમે બન્નેજણુ અમારા ઘરમાં અતિ ગુપ્તપણે રહેતાં હતાં. અમારામાંથી કોઇપણુ ઉમરા બહાર પગ મૂકતાં નહિ.

"આ પ્રમાણે એક વર્ષ થયું. પછી અમને એક પુત્ર પ્રાપ્ત થયો. તેનુ નામ અમે **હિરાજ** પાડ્યુ. મારી પરિજાદના ઉપર અને તેની મારી ઉપર પરકાષ્ટાની પ્રીતિ હોવાથી એકમેકના સમાગમમાં અમે આનંદથી કાળ ગાળવા લાગ્યાં.

"તે દુર્દૈવી **મિરઝા** આગાની ભાવિ પત્નિને જે દિવસે મે નસાડી આણી (આ દિવસ સદાકાળ મારા સ્મરણુમાં રહેશેજ) તે પછી

સુમારે બારે મહિને, પોતાની કન્યા નષ્ટપ્રાય થઇ જવાથી, દુખી થયેલો મઝૌદિ ખાન મરવાને તૈયાર થયો છે એવી ખબર મારા સાંભળવામાં આવી.

"હવે શુ કરવુ તે બદલ અમે પુષ્કળ **भवति न भवति** કર્યા પછી, પરિજાદે પોતાના બાળકને લઇને, પિતાને મળવા જવું અને અમે બન્નેએ કરેલા અપરાધની તેની પાસે તેણે ક્ષમા માગવી એમ ઠરાવ્યું; પછી મારી પાસેનાં ઉત્તમ ઉત્તમ વસ્ત્રાલકાર તેને પહેરાવી બાળકને તેડવા માટે એક અને તેની સાથે જવા માટે બે એ પ્રમાણે ત્રણ ગુલામ સાથે આપીને મેં તેને રવાના કરી અને આગળ શુ થાય છે તેની રાહ જોતો હુ ઘેર બેસી રહ્યો.

" મારા જેવા તરૂણ અને વગર ઓળખાણના સોદાગરે મઝૌદી ખાન સરખા અભિમાની અને શ્રીમાન ગૃહસ્થની પાસે કન્યા માટે માગણી કરી હોત તો તેણે તે માગણી તુચ્છકારી કાઢી હોત એમ મને પકી ખાત્રી હતી; છતાં પણ પોતાની એકની એક નષ્ટ પ્રાયઃ થયેલી કન્યા બાળક સહ દૃષ્ટિએ પડવાથી તેનો ક્રોધ શાંત થશે અને તેને બાળકની તો દયા આવશે એવી બળવાન આશા મને રહેતી હતી. સુદૈવે કરીને મારી આશાની નિરાશા થઇ નહિ.

"ભાણુજા સહ કન્યાની ભેટ થવાથી, થોડા વખત પછી મને પણ તેણે તેડવા મોકલ્યું અને થઇ ગયેલી વાત બદલ ક્ષમા કરી જમાઈને યોગ્ય રીતે તેણે મારૂં સન્માન કર્યું અને અમને રહેવા માટે પોતાની સમીપમાંજ એક ઘર લેઇ આપ્યું.

" આ પછી થોડી મુદતમાં મારા સાસરાએ શાહના દરબારમાં મને સારા હોદ્દાની નોકરી પણ અપાવી. તે નોકરી મે વીશ વર્ષ

પર્યંત સંતોષ અને સુખથી કરી. " એ દરમીયાન મારા સસરા તથા મારી પ્રિય પત્ની મરણ પામી અને મારો પુત્ર દિરાજ મોટો થવાથી તેને પણ શાહની હજુરમાં એક સારી જગા મળી

" મારા પુત્રને નોકરી મળ્યાને દશ વર્ષ થવાથી તેને એકાદ પ્રાંતની સુબેદારી અગર એવાજ પ્રકારની બીજી વધારે પ્રાપ્તી થાય તેવી તથા માન મરતબાવાળી જગા મળશે એવી મને બળવાન આશા ઉત્પન્ન થઇ; પણ મારા હત ભાગ્ય પૂત્રે ઘેલછામાં એક ભૂલ કરી, આ ભૂલના પરિણામે અમો બન્નેનો નાશ થયો.

" શાહના જનાન ખાનામાં એક અત્યંત રૂપવતી દાસી હતી. ઇરાનની ઉતર સરહદનીપેલી બાજુએ એક વિધર્મી રાજાનું રાજ્ય હતું. આ રાજાની તથા શાહની વચ્ચે લઢાઇ ચાલી હતી તેમાંથી આ રૂપવતી સ્ત્રીને શાહના લોકોએ પકડી આણી હતી.

" મારો પુત્ર દિરાજ અવિચારી અને ઉતાવળો હોવાથી પૌર્ણિમાના ચંદ પ્રમાણે સુદર એવી તે તરૂણીને જોઇને અત્યંત મોહિત થઇ ગયો.

" પોતાના અન્નદાતા શાહે, પોતાને કેવી જવાબદારીના કામપર રાખેલો છે તે વાતનું તેને વિસ્મરણ થઇ ગયું, શાહની હજુરનો અમલદાર હોવાથી. ટપાલના ઘોડાપર બેસીને પ્રવાસ કરવાની તેને સવડ હતી. એ સવડ તેણે બિલકુલ ગુમાવી નહિ, યોગ્ય સધી સાધીને તે સુંદરીને શાહના જનાન ખાનામાંથી નસાડી અને તે ગયાનો ભુમાટ થવાથી તેને પકડવા માટે સ્વારો છૂટે તે પહેલાં તો તે તેને લઇ સરહદની પાર નિકળી ગયો. આ સમાચાર શાહના કાને પહોંચતાં તેને અતિ ક્રોધ ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે. પછી તેણે મને બોલાવવા મોકલ્યું અને છોકરાના સંબંધમાં મારી પુષ્કળ ઝાટ-

કણી કાઢી નાંખી, એટલેથીજ તે થોભ્યો નહિ, પણ તેણે મારી સર્વ મિલકત જપ્ત કરી મને તરતજ હદપાર કર્યો અને તે નાશી ગયેલા છોકરાને પકડી લાવીને આવવાનો હુકમ પણ ફરમાવ્યો.

"એકાએક આ પ્રમાણે અવસ્થાંતર થવાથી હું અતિશય દુખિત થઇને ઘેર આવ્યો પણ હુ ઘેર પહોંચતા પહેલાંજ શાહના હુકમ પ્રમાણે એક અમલદાર મારા દરવાજામાં આવીને બેઠો હતો. તેણે પ્રત્યક્ષ મારાજ ગુલામના હાથે ધકા મરાવી મને ત્યાંથી કાઢી મૂકાવ્યો.

' એટલે હુ ઉત્તર તરફ ચાલવા લાગ્યો, કારણ કે મારો છોકરો તે દિશામાં આવેલા વિધર્મી રાજાના પ્રદેશમાં હશે એવો મારો તર્ક હતો. મજલ દર મજલ ચાલતા મારા છોકરાની માફક મારાથી ચાલી શકાયુ નહિ. હું તો સાવકાશ અને બેસતો ઉઠતો પ્રવાસ કરતો હતો. તેથી અલ્પ સમયમાં તેણે કરેલા પ્રવાસ પૂર્ણ કરવાને મને કેટલાક દિવસ લાગ્યા. આ પ્રવાસમા મને કેટલો બધો ત્રાસ થયો અને મારાપર કેટલા કેટલાં સંકટો આવી પડયાં એ વિષયની અથથી ઇતિ સુધી હકીકત કહીને હુ તમને કંટાળો આપવા માગતો નથી.

"તે વિધર્મી રાજાની રાજધાનીમાં આવ્યા પછી તપાસના પરિણામે મને જણાયુ કે ઇરાનના શાહના દરબારનો કોઇ અમલદાર કોઇ લાવણ્યવતી સ્ત્રી સાથે અત્રે હાલમાં જ નાસી આવ્યા છે અને તે વળી અત્રેના રાજાની કન્યા છે. પોતાની નષ્ટ પ્રાયઃ થઇ ગયેલી કન્યા પુનઃ પ્રાપ્ત થવાથી રાજાને આનંદ થવાથી તેણે પોતાની કન્યાનો અને તે સાથે મારા પુત્રનો મોટા આનંદથી સત્કાર કર્યો અને તે બન્નેનાં લગ્ન કરી દઇને તેમને તેણે પોતાના મહેલમાંજ રાખેલાં છે.

" આ હકીકત સાભળીને મને ઘણોજ આનદ થયો અને હું અત્રે આવ્યો છું એ હકીકત છોકરાને કાને પહોચાડવા યોગ્ય વ્યવસ્થા કરીને હું એક ધર્મશાળામાં તેની વાટ જોતો બેસી રહ્યો. મારા આગમનની સુવાર્તા કાને પડતાંજ દિરાજ આનદિત થઇને પિતૃવાત્સલ્યથી મને મળવા માટે તરતજ નિકળી આવ્યો પોતે કરેલા અવિચારી કાર્યને માટે કદાચિત શાહને ક્રોધ આવવાથી તેણે મારા ગુન્હા બદલ મારા પિતાને જવાબદાર ગણીને કઈ વૈર લીધુ હશે. આ વિચાર તેના મનમાં ઘોળાતા હશે માટેજ તે એટલી ઉતાવળે આવ્યો હશે એમ મને લાગે છે.

" મારી ભેટ થતાંની સાથેજ તે મને પોતાની સાથે રાજવાડામા તેડી ગયો અને પોતાની સ્ત્રીને બોલાવી મારી અને તેની મુલાકાત કરાવી, પછી તેણે મને પોતાના સાસરા સાથે ઓળખાણ કરાવી. રાજાએ મોટી કૃપા દષ્ટિથી મારૂ સ્વાગત કર્યું, અને શાહના રાજ્યમા થયેલી નુકશાની ભરી આપવા માટે એક સુદર ઘર અને મહોરોથી ભરેલા એક હજાર તોડા મને ઇનામ તરીકે આપ્યા.

" આ પ્રદેશ પહાડી હોવાથી ત્યાંની હવા ઠડી છે અને ત્યા પવન પણ પુષ્કળ વાય છે. અહીં અમને રહેવા માડે છ મહિના થયા નહિ એટલામાં મારા પુત્રને એકાએક એટલી બધી ભયકર શર્દી લાગી કે થોડાજ દિવસની માંદગી ભોગવી તે મરણ પામ્યો.

" પુત્રના મરણ પછી એક મહિને તેની સ્ત્રીને પ્રસુત થવાથી એક કન્યા પ્રાપ્ત થઇ. આ નાનકડી ભાણેજી સિવાય મને હવે કોઇ પણ ચીજ ગમતી નહી અને હાલ પણ તેમજ છે. તે પાંચ વર્ષની થતાં મારી પૂત્રવધુ પણ પોતાના પતિની માફક તાવના આજારથી મરણ

પામી આ પ્રમાણે તાવનો રોગ ઘણોજ ઘાતક હોવાથી તે તે દેશમાં હમેશાં પીડા કરે છે. વધુ અને તેનો (બાપ ત્યાંનો રાજા બન્નેના અવસાન પામવાથી ત્યાં રહેવું મને રૂચિકર ન લાગવાથી, બાકી રહેલા આયુષ્યના દિવસ ભાણેજીના સમાગમમાં, સ્વદેશમાં રહીને ગુજારવા, એવો નિશ્ચય કરીને હું ત્યાથી ચાલી નિકળ્યો અને અહિ આવીને રહ્યો.

"સ્વદેશ આવતી વખતે અમે હળવે હળવે પ્રવાસ કરતાં હતાં. રસ્તામાં કોઈ કોઈ શહેરમાં બબે ચાર ચાર મહિના સુધી મુકામ કરી રહેતાં હતાં. એમ કરતાં કરતાં અમે બગદાદમા આવી પહોચ્યાં; અને ત્યારથીજ નદી કિનારાના ઘરમાં, જ્યાં આપે મને જોયો હતો ત્યાં મારી ભાણેજી સાથે હું કાળ ક્રમણ કરૂં છુ. મારા ઘરની સર્વ સપતિ તથા શોભા હવે માત્ર મારી ભાણેજીજ છે.

ખલીફ બોલ્યો—'તમારી ભાણેજી હવે લગ્ન યોગ્ય થઈ હશેના? તેને યોગ્ય એકાદ વર હું શોધી કાઢું તો તમે કન્યા સાથે કેટલુ સ્ત્રી ધન આપશો ?'

અબદુલ રહિમાન બોલ્યો—"પરવરદિગાર હું હવે વૃદ્ધ થયો છું. મારી પાસે જે કાંઈ છે તે સર્વ તેનુંજ છે. પણ ત્યાં પર્યંત તેનું સ્ત્રી ધન પૂછો તો મારી પાસે અંજનની બે નાની ડબીઓ છે, તે સિવાય બીજું કઈ નથી."

આ સાંભળી ખલીફ બોલ્યો—"કેવા અંજનની ડબીયો છે અને તે તમને ક્યાંથી પ્રાપ્ત થઈ?"

અબદુલ રહિમાને ઉત્તર આપ્યો "મારી પુત્ર વધુએ મરતી વખતે તે મારા સ્વાધિન કરેલી છે"

પ્રાણો ક્રમણ થતી વખતે તે બોલી 'આ ડબીયો બરાબર રક્ષણ

કરીને રાખજો અને ઉઘાડશો નહિ, તે પ્રત્યેકમાં દિવ્ય પ્રકારનુ અંજન છે, તે અતિશય દુર્લભ છે અને તે અંજનનો પ્રભાવ જાદુના જેવો વિલક્ષણ છે. મારી કન્યા ઉપવર થાય ત્યારે આ ડબીયો વેચવા કાઢજો. આ પહેલી ડબી એક હજાર મહોરો માટે વેચજો, અને બીજી દશ-હજાર માટે. આમા એક કોડી પણ ઓછી લેશો નહિ. આવી ભારે કિંમત આપનાર કોઈ ના મળે તો ડબીયો તેમની તેમ રાખી મૂકજો, નાંખી દેતા નહિ. તમને દફન કરે ત્યારે દફન કરનાર તે ડબીયો તમારી સાથેજ દફન કરે તેવી વ્યવસ્થા કરી રાખજો."

અબદુલ રહિમાન આગળ બોલ્યો—"આજ પર્યંત આ ડબીયો મે વેચવા માટે કદિ પણ કાઢી નથી ખરૂ કહીયે તો આવી વસ્તુની એવી જબરી કિમત કોઈ આપે એમ મને લાગતું નથી અને તેમ થાય તો મારી પુત્રવધુની ઇચ્છા પ્રમાણે મારી સાથેજ આમનુ પણ દફન થશે, આ બદલ મને કંઈ પણ શંકા નથી"

આ સાંભળી ખલીફ બોલ્યો—"અલ્લા શાક્ષી, તેમ કદિ પણ થશે નહિ. તે ડબીઓ હુ જ વેચાતી લઉ છુ. તું કહે છે તે ખરૂ માનીને અને તારી ભાણેજી અતિ રૂપવાન છે એમ સમજીને મે તે વજીરના પુત્રને આપી છે અને તેની સાથે સ્ત્રીધન તરીકે તે બન્ને ડબીયોની કિમત અગિયાર હજાર મહોરો પણ આપુ છુ."

સદ્ધર્મ પ્રતિપાલક હરૂન અલ રશિદની ઇચ્છા પ્રમાણે વર્તન કરવા માટે પોતે પૂર્ણપણે તૈયાર છે, એ પ્રદર્શીત કરવા માટે જાફર અને વૃદ્ધ અબદુલ રહિમાન એ બન્ને જણે તેને નમીને પ્રણામ કર્યા.

બને તેટલી તાકીદ કરી લગ્નની તૈયારી કરો એવી આજ્ઞા કરી ખલીફ તે બન્નેને રજા આપી.

---

# ખલીફ અને અંજનની પહેલી ડબી.

## ખલીફનું પ્રથમ સાહસ.

## ખલીફ અને અમીર બર્ગશ-બિન-બેનિન.

આગળ જણાવ્યા પ્રમાણે અબદુલ રહિમાનની એકની એક પૌત્રી અને વજીરના પુત્રનો વિવાહ થયા પછી થોડા દિવસે ખલીફે પોતાના કામદારને બોલાવી અબદુલ રહિમાન પાસેથી વેચાતી લીધેલી અંજનની બન્ને ડબીઓ દરબારમા લઈ આવવાનુ કહ્યુ.

કામદાર આણેલી ડબીઓ ઘણીજ નાની છે એમ જોઇને તેને આશ્ચર્ય લાગ્યુ અને "ઇશ્વર સાક્ષી, તે ખુદાને આ ડબીઓની સાચી કિંમત ઉપજી" એમ પણ તેણે ઉદ્‌ગાર કાઢયા.

આ બન્ને ડબીઓ જો કે તદન નાની હતી છતાં પણ તેમનો આકાર એક સરખો નહોતો, એક ડબી બીજી ડબી કરતાં દોઢ ગણી મોટી હતી.

જાફર પાસેજ ઉભો હતો. તે તે ડબીઓ તરફ જોઇને બોલ્યો "ખુદાવંદ, મોટી ડબીની એક હજાર અને નાની ડબીની દશ હજાર મહોરો બેઠી છે."

ખલીફ બોલ્યો—"લાવો મને આપો, મને બરાબર જોવા દો."

વજીરે આપેલી ડબીયોમાંની મોટી ડબીપર **"અદ્‌ભૂત અંજન"**

આ ડબી માત્ર વેચાતી લેનારેજ ખોલવી. અંજનનો ઉપયોગ અને પ્રભાવ સબંધીની માહિતી એક-કાગળપર આપેલી છે અને તે ડબીમાં મળી શકશે." આ પ્રમાણે શબ્દો તેની દૃષ્ટિએ પડયા.

મોટી ડબીની માફક નાની ડબી ઉપર "**અત્યંત અદ્ભુત અંજન**" એટલા શબ્દો સાથે બાકીનો મજકુર આબેહુબ પહેલી ડબીના મજકુર પ્રમાણેજ હતો. બન્ને ડબી પરના લેખ વાંચીને, તેમાંની નાની ડબી કામદાર પાસે સભાળી રાખવા માટે આપવાનો ખલીફે જાફરને હુકમ કર્યો.

જાફરના ગયા પછી ખલીફે મોટી ડબી ઉઘાડી. ડબીમાં ગડી કરેલો કાગળ હતો અને તેની ઉપરની બાજુએ-"ફક્ત વેચાતી લેનારેજ વાંચવો" આ પ્રમાણે અક્ષરો હતા.

પછી તેણે તે કાગળ ઉઘાડયો ત્યારે આગળ પ્રમાણે મજકુર તેની દૃષ્ટિએ પડયો. "ડબીના અંજનનો પ્રભાવ અને ગુણ ન જાણવાથી હજાર મહોરો આપી, તે આ અંજનની ડબી લીધી છે એટલે તારા ઔદાર્ય અને વિશ્વાસને ધન્ય છે. મતલબ આ ડબી લેનાર **આનંદ કરો**. તું ગમે તે હોય. આ ડબીનું અંજન તારી આંખમાં લગાડતાની સાથે સર્વ ધન-પદાર્થમાના તારાથી પચાસ ફૂટ દૂર પડેલા પદાર્થ તને સ્પષ્ટ દેખાશે, તે સમયે પથર અને ઇંટો અપારદર્શક નહિ પણ એકાદ ઉત્તમ પ્રતિના હિરા પ્રમાણે પારદર્શક અને સ્વચ્છ દેખાશે. પણ ધન પદાર્થની પાર દેખવાની આ દિવ્ય શક્તિની પ્રાપ્તી વિષે એક શબ્દ પણ કોઇને કહેતો નહિ, નહિ તો આ શક્તિ નષ્ટ થશે."

આ પ્રમાણે શબ્દો વાંચી ખલીફ થોડોક સમય સ્તબ્ધ થઈ રહ્યો. તે સમયે વજીર તેની પાસેજ ઉભેલો હોવાથી આ અંજનના

ગુણુ ધર્મ શા છે તે જાણવાની તેની ઇચ્છા હતી; પણ પોતાનો સ્વામી ઘણો વખત થયા છતાં આ સબંધી કઇપિણુ બોલતો નથી એ જોઇને તેને નવાઈ લાગી.

પછી ખલીફ ઉઠયો, અને તે ડબી પોતાને હાથેજ તીજોરીમાં મૂકી તેને બધ કરી અને કુંચી પોતાના ખીસ્સામાં મૂકી.

આવા પ્રસગે ખલીફ બોલ્યા સિવાય કદીજ રહેતો નહિ અને આજ તે આ પ્રમાણે મૌન કેમ રહ્યો, તે બદલ આશ્ચર્ય લાગવાથી વજીર બોલ્યો. "ખુદાવત, આપે વેચાતુ લીધેલુ અજન કેવુ છે? તે ઉપયોગી છે ને?"

તેથી તે હસીને બોલ્યો–"ઉપયોગી છે કિંવા નહિ, તે અજમાવ્યા વગર ન સમજાય, યોગ્ય પ્રસગ આવશે ત્યારે હું તે વાપરી જોઈશ ત્યાસુધી અચોકસ માણસ સકટમાં પડે છે એ કહેવત તારા ધ્યાન બહાર નહિંજ હોય ?"

આ પ્રમાણે રોકડો જવાબ મળવાથી, વિશેષ પૂછપાછ કરવામાં માલ નથી એમ ધારી વજીર સ્વસ્થ રહ્યો.

પછી કેટલોક વખત સરકારી કામકાજ સબધી વાતચીત થયા પછી ખલીફે વજીરને રજા આપી; ત્યારે "રોજની માફક સધ્યાકાળે જવાનું ભૂલે નહિ, વેષાતર કરીને શહેરમાં ફરવા જવાનુ છે" એમ તેણે તેને સ્પષ્ટપણે જણાવ્યુ.

નીમેલા વખતે વજીર હાજર થતાજ બન્નેએ નિત્ય નિયમ પ્રમાણે વ્યાપારીનો વેષ લીધો અને બહાર નિકળ્યા. મેસરૂર પણ તેમની પાછળ પાછળ ચાલ્યો.

વાડામાંથી બહાર પડતીજ વખતે ખલીફે પેટીમાંથી અજનની

ડબી કાઢી, કોઇને ખબર ન પડે તેવી રીતે તેમાંનું અંજન પોતાની આંખમાં આંજ્યુ.

રસ્તાપર આવ્યા પછી, ડબીમાંના કાગળમાં લખ્યા પ્રમાણે તે બરાબર ગુણકારક છે, તેમા એક શબ્દ પણ મીઠા મરચાનો ભેળવેલો નથી એ જોઈ તેને સતોષ અને આનદ થયો.

ચાલતાં ચાલતા રસ્તા પરની ભીંતો તેને દેખાતી નહોતી, પરંતુ દરેક ઘરની અંદરનો ભાગ અને દરેક ઘરમા અનેક પ્રકારના કામમાં ગુથાયેલા મનુષ્યો તેને દેખાવા લાગ્યાં. એક કોટડીમાં રાત્રીનું ભોજન પરવારી ત્રણ ચાર મનુષ્યો બેઠેલા હતા, તે દિવસે કરેલા તથા બીજે દિવસે કરવાનાં કામકાજ સબંધી ગપ્પા મારતા હતા.

એક ઠેકાણે અસખ્ય સ્ત્રીઓ, મેવા–મીઠાઈ ખાતી અને શરબત પીતી ગપ્પાં મારતી બેઠી હતી, એકાદ બીજા ઘરમાં કોઈ તેલ નાખી વાળ ઓળવામા, આખોમા અજન ઘાલવામાં, વગેરે સોદર્ય પોષક ક્રિયા કરવામા નિમગ્ન થયેલી હતી. આ સ્ત્રીઓ આ સમયે પોત પોતાની કોટડીઓમા નિર્ધાસ્તપણે બેઠેલી હોવાથી, તેમણે પોતાના મુખ પરના બુરખા બાજુ મૂકયા હતા, આથી તેમના મુખ કમળ ખલીફને સ્પષ્ટ દેખાતા હતાં. સિવાય આ પરદે નશીન સ્ત્રીઓનાં મુખ કમળ પરકીય મનુષ્યની દૃષ્ટિએ કદી પડી શકે નહિ. તે જોવાનો કોઈ યત્ન કરે તો તેથી તે સ્ત્રીને પણ કેટલુ બધુ અપમાન લાગે? અને પ્રયત્ન કરનાર પર પણ કેટલુ બધુ સકટ આવી પડે? પણ આખોમા ઘાલેલા અજનના પ્રતાપે ખલીફને આ વાત સહજ સાધ્ય હતી. આ પ્રમાણે કોઈ સ્થળે કાંઈ તો કોઈ સ્થળે કાંઈ મોજ તેની દૃષ્ટિએ પડતી હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે ચમત્કારનું અવલોકન કરતા કરતા જતાં, ખલીફ એકવાર એક બાજુ તો બીજીવાર બીજી બાજુ નિરીક્ષણ કરતો હતો. ચાલતાં ચાલતાં જે જે તેની દૃષ્ટિએ પડતું તેમાં તે એટલો બધો લિન થઈ ગયો હતો કે જાફર પોતાની સાથે ચાલે છે તેનું તેને ભાન સુદ્ધા રહ્યું નહિ. પછી બોલવાની તો વાત જ શી?

જાફરને આ પ્રકારે થયેલા વિચિત્ર ફેરફારથી ઘણોજ કંટાળો આવ્યો. ખલીફમાં કદિ નહિ જોયેલુ ધીમાપણુ આ વખતે જોઇને જાફરને પણ સહજ વધુ ઉદાસીનતા થઈ પણ ખલીફનો પ્રકાર જાફ-રથી તદન ઉલટોજ હતો. પોતાને રસ્તેથી દૃષ્ટિએ પડતા ચમત્કારોથી આશ્ચર્ય અને સમાધાન લાગે છે, એવા અર્થના ઉદ્‌ગાર જો કે ખલી-ફના મુખમાંથી બહાર પડયા નહોતા; તેમજ ક્રોધ અને ચિડીયા પણાનાં ચિન્હ પણ તેના મુખપર દેખાતાં નહોતાં, પણ ઉલટુ સતોષ અને ઉત્સુકતાના ચિન્હો માત્ર દૃષ્ટિએ પડતા હતાં.

આ પ્રમાણે તે બન્નેજણ શહેરના તદન કટાળા ભરેલા તથા ભયાનક ભાગમા પુષ્કળ વખત સુધી ભટકયા. રસ્તામા જે કાંઈ દૃષ્ટિએ પડતું, તેના યોગે ખલીફને સમાધાન થતું કિંવા સમાધાન થવા જેવું કાંઈ ન દેખાવાથી તેને કષ્ટ થતુ; આ સંબધી જાફરને કાંઈજ કલ્પના આવતી નહિ ! છતા પણ જ્યાં ત્યા મુગા મુગા જવું તેના ભાગ્યમા હોવાથી તે તેની પાછળ પાછળ ચાલતો હતો; પણ આ કટાળા ભરેલી સ્થિતિનો તરતજ અત આવ્યો ચાલતાં ચાલતાં ખલીફ એક ઘર આગળ એકદમ થોભ્યો અને એકી ટસે સામેની નિર્જીવ ભિંત તરફ જોઈ રહ્યો

ખલીફની વૃદ્ધિગંત થયેલી ઉત્સુકતા અને મનસ્તાપ જોઇને વજીરને

લાગ્યુ કે પોતાના સ્વામીને ઘેલછા લાગી હશે કિંવા કાંઈ ઝપટ લાગી હશે. આ સ્થિતિ જોઇને તેને મોટી ચિંતા ઉત્પન્ન થઈ અને તેથી તેની સાથે એક પણ શબ્દ ન બોલતાં તેને સભાળવા માટે તેની પાસેને પાસે રહેવા લાગ્યો.

કેટલોક સમય થયો છતાં ખલીફ પોતાની સામેની ભિંત તરફ જોતો ઉભો હતો. જોતા જોતાં તેણે જાફરનો હાથ ઝટ પકડયો અને જાણે આસપાસ કોઇ માણસો હોય અને તે પોતાનુ બોલવું સાભળી જાય તેમ તેના કાનમા મ્હો ધરી, ઘર તરફ આંગળી કરીને બોલ્યો "મેસરૂરને લઇને તે ઘરને ઘેરો ઘાલ અને પાછલા દરવાજે જઇને તે ઘરમાથી કેટલાંક માણસો બહાર જાય છે તેમને એકદમ કેદ કર."

ખલીફને ઘેલછા લાગી છે, એવી જાફરની સમજ હોવાથી, તેના હુકમ પ્રમાણે કરવુ કે નહિ, એ બદલ તેને થોડીવાર મુઝવણ થઈ: પરંતુ સ્વામીની આજ્ઞા ઉઠાવવાની ટેવ તેને મૂળથીજ હોવાથી બીજા સર્વ વિચાર છોડી દઇને ખલીફના કહેવા પ્રમાણે જવાને તે તૈયાર થયો. રસ્તામાં તે વખતે તદન શાંતિ હોવાથી, સામી બાજુ કેટલાક અંતરપર ઉભા રહેલા મેસરૂર સિવાય ત્યાં ચકલું સરખું દેખાતું નહોતું છતા ખલીફની આજ્ઞા પ્રમાણે કરવું જોઇએ એમ ધારીને તે બને જણ તેણે બતાવેલા ઘર પાસે જઇને ઉભા રહ્યા.

હવે ખલીફ તે ઘરની ભિંતમાથી આટલુ બધુ લક્ષ્યપૂર્વક શુ જોતો હતો, તેનુ કારણ વાચકોને કહેવું જોઇએ.

આ ઘરની આગળની બાજુ સડકપર જતાં, ભીતની પેલી બાજુ આવેલા બાગમા કઇ ચમત્કાર તેની દ્રષ્ટિએ પડયો. આવો ચમત્કાર આ પૂર્વે તેણે કદિ જોયો નહોતો.

ભિતની અંદરના ભાગમાં આવેલા બાગના મધ્ય ભાગે, એક વૃક્ષ હતું તેની ડાળીઓ પુષ્કળ ફેલાયલી હતી. આ વૃક્ષની નીચે ઘાસપર એક તરૂણ રૂપવતી સ્ત્રી પડેલી હતી, તે મરેલી હોય એમ જણાતું હતુ. તેના અંગ પરના વસ્ત્રો ઘણાજ ઉંચા પ્રકારનાં હતાં, તેના ગળામા, હાથમા, પગમા હિરા મોતી જડેલા બહુ મૂલ્ય સુવર્ણાલંકાર હતા તેની પાસે એક વૃદ્ધ મનુષ્ય ઉભો રહીને તેના તરફ ક્રોધ અને ત્રાસથી જોતો હતો. આ વૃદ્ધ પુરૂષના અંગપર ભારે કિમતના વસ્ત્રાલંકાર હોવાથી, તે તે ઘરનો માલિક હોય એમ લાગતું હતું. આ વૃદ્ધ મનુષ્યની મુખમુદ્રા બાવરી બાવરી થઈ ગઇ હતી એ ખરૂં છતાં પણ તેની મુદ્રા હમેશની દુષ્ટ અને ક્રૂર હોય, એમ તેને જોતાંજ જણાઇ આવતુ. ઉપર કહ્યા પ્રમાણે આ તરૂણી તરફ કેટલોક સમય નિહાળીને જોયા પછી, તે વૃદ્ધ પુરૂપ દૂર થયો અને તે સ્ત્રી ખરેખર મૃત થઈ કે કેમ, આ બદ્દલ ખાત્રી કરી લેવા માટે તેણે તેનો હાથ ઉંચો કર્યો; ઉંચો કરેલો હાથ ધબ દઇને નીચે પડયો એટલે તેના પગ આગળ જઇને તે વૃદ્ધ પુરૂપ થોડોક વખત પુનર્વિચારમા નિમગ્ન થયો, પછી તેણે તાળી વગાડી, તે સાંભળીને કેટલાક ગુલામ દોડી આવ્યા.

આવેલા ગુલામોને તેણે કંઇ સૂચના કરી, તે સાંભળી લઇને તેઓ ઘરમા ગયા અને અંદરથી એક મોટુ ગુણપાટ આણીને તેમણે તે તરૂણ સ્ત્રીને ઘણી સારી તજવીજથી તે ગુણપાટમાં ઘાલી અને સર્વ જણે મળીને તેને ઉચકી લીધી. વાડાની અંદરના બાગમાં એક પડાળી હતી તેના છેડે એક બારણુ હતું તે ઉઘાડતા એક ગલ્લી આવતી હતી આ બારણા તરફ ગુલામો તે સ્ત્રીને લઇ ગયા. તેને તે તરફ લઇ જવાને ગુલામને આંગળી વડે સૂચવતી વખતે ખલીફ

તે વૃદ્ધ મનુષ્યને તે ભીંતમાંથી જોયો હતો અને તેથીજ મેસરૂર સાથે વઝીરને તે ગલ્લીને છેડે ઉભા રહી, દરવાજામાથી બહાર નીકળનાર માણસોને કેદ કરવાને હુકમ કર્યો હતો.

ખલીફની આજ્ઞા પ્રમાણે મેસરૂર અને જાફર બન્ને તે ગલીના મોં આગળ આવીને ઉભા રહ્યા, એટલામાંજ ગુણપાટમાં વિંટાળેલી સ્ત્રીસહ તે ગુલામો દરવાજામાથી બહાર પડતા તેમની દૃષ્ટિએ પડયા જાફર અને મેસરૂર બન્નેએ પોતાની તરવાર ખેંચી "ગુણપાટમાં શુ છે અને તમે કયાં જાઓ છો" આ પ્રમાણે તે ગુલામોને દમથી પૂછ્યુ.

નાગી તલવારો સાથે રસ્તાની આડે ઉભેલા આ બે મનુષ્યને જોઇને, ગુલામોએ પોતાના ખભા પરનો બોજો ફેંકી દીધો અને ત્યાંથી તેમણે પલાયન પણ કરી દીધુ હોત, પરતુ તેમનો નાસી જવાનો વિચાર જાણી લઈ મેસરૂર મોટેથી બોલ્યો "ઉભા રહો, તમારામાંનો એકાદ અહીથી જરાપણ હાલશે તો અહીને અહીજ કાપી નાખીશ."

આ ધમકીના શબ્દો સાભળી એક ગુલામ બોલ્યો "મહારાજા ! અમારા માલિકના કહેવાથીજ અમે આ ગાસડી લેઈ જતા હતા એટલે અમારા ઉપર કૃપા કરો અને અમને જવા દો"

જાફર બોલ્યો—"તમારો ધણી કોણ છે અને આ ગુણપાટમા શુ છે અને એ તમે કયાં લઈ જતા હતા? સદ્ધર્મપ્રતિપાલકના નામે મે પૂછેલા આ પ્રશ્નોનો ખરેખરો ઉત્તર આપો-એમ હુ તમને સ્પષ્ટ કહુ છુ."

પૂછેલા પ્રશ્નોના યોગ્ય ઉત્તર આપ્યા સિવાય ગત્યંતર નથી એમ જાણીને, પ્રથમ બોલેલો દાસ બોલ્યો. "મહારાજ, અમીર બર્ગશ-બિન—બેબિન—એ અમારો માલિક છે આપ ઉભા છો તે ભિંતની

અંદરના ઘરમાં તે રહે છે તેની ઇચ્છા હશે તો આ ગુણપાટમાં શું છે અને તે લઇને અમે ક્યાં જતા હતા વિગેરે તે આપને કહેશે, પણ તેની અનુમતિ સિવાય તે સબંધી એક શબ્દ પણ અમે કહી શકીયે તેમ નથી."

દાસનું ભાષણ સાંભળીને વજીરે તત્કાળ તેનું માથું ઉઠાવી દીધું હોત, પણ તેટલામાં શહેરના તે ભાગમાં ચોકી કરતા સિપાઇને લઇને ખલીફ જાતે તે ગલીમા આવી પહોચ્યો.

પછી ગુણપાટ લેઈ આવનાર, ગુલામ પાસે કેટલાક સિપાઈ મૂકી, બાકીના સિપાઇઓને અમીરના વાડામાં મોકલી ગુલામ અને અમીર એ સર્વને એકદમ પોતાના રાજમહેલમાં લઈ આવવાનો તેણે હુકમ કર્યો. ઘરમાંથી બહાર નિકળતાં સુધી ઘરધણીને ઘરનાં માણસો સાથે એક શબ્દ બોલવા દેવો નહિ અને ખલીફનો હુકમ થાય ત્યાં સુધી આ જગાપર સખ્ત પહેરો રાખવો, એ પ્રમાણે તેણે હવાલદારને બરાબર સમજાવ્યુ. આ પ્રમાણે વ્યવસ્થા કરીને હરૂન-અલ-રશિદ જાફર સાથે રાજમહેલમાં પાછો આવ્યો.

પછી કપડાં બદલી સિંહાસનપર બિરાજમાન થયા પછી તેણે અમીરને પોતાની પાસે બોલાવ્યો તે આવતા ખલીફ તેના પર ક્રોધ કરીને બોલ્યો "રાત્રે તારા ઘરના ગુલામોની એક ટોળીને ગુણપાટમાં ઘાલીને એક તરૂણ સ્ત્રીને લઈ જતાં મારા કામદારે કેદ કરેલી છે. તે સ્ત્રીને તારી આજ્ઞા પ્રમાણે તે લોક લઇ જતા હતા, એમ ગુલામનું કહેવું છે; એટલે તે તરૂણ સ્ત્રી કોણ છે, અને તુ તેને ક્યાં મોકલતો હતો તે મને સ્પષ્ટપણે કહે."

એથી અમીર બર્ગશ-બિન-એનિન ખલીફના સિંહાસનને પ્રણીપાત કરીને નીચે પ્રમાણે બોલવા લાગ્યો.

"ખુદાવંદ, આ તરૂણ સ્ત્રીને ગુણપાટમાં ઘાલીને મારા નોકરો ક્યાં લઇ જતા હતા અને તે સ્ત્રી કોણ છે, એ સબધે ખરેખરી હકીકત હુ સરકારના ચરણુમાં નિવેદન કરૂં છુ. તે તરૂણી મારી ભાણેજી હતી. તેનો જન્મ ઇરાનમાં થયેલો. મારો પૌત્ર સુલેમાન ઇરાનમાં રહેતો હતો ત્યારે તેણે તેની સાથે લગન કરેલું અને એક વર્ષપરજ તે તેને લઇને સ્વદેશ પાછો ફર્યો. પાછલા ત્રણ ચાર માસથી તે ઓડપે શહેરમા મારા ઘરમાં રહેતો હતો. હવે સરકાર મારે મહાકષ્ટે કહેવું પડે છે મારો પૌત્ર ક્રૂર મનુષ્ય હોવાથી તેણે પોતાની પત્નિ સાથેજ ક્રૂરપણે વર્તન ચલાવ્યું. તેના આ દુર્વર્તન બદલ મે તેના વારવાર કાન ઉઘાડયા, પરંતુ તેની કાંઈ અસર થઇ નહિ.

"આખરે આજ સધ્યાકાળે, બાગમાં જતાં તે મરેલી પડેલી મને દેખાઈ, મારા પૌત્રનો મે ચારે બાજુએ તપાસ કર્યો. પરતુ તેનો પત્તો મળ્યો નહિ. સ્ત્રીના મૃત્યુ માટે કોઈને કોઈ પ્રકારે મારો પૌત્ર નિમિત્ત થયો હશે અને પોતાના દુષ્કૃત્યનુ ફલ પોતાને ભોગવવું ન પડે તેટલા માટે તેણે પલાયન કર્યું હશે, એવી મારી ખાત્રી છે. તે તરૂણ સ્ત્રીનુ મુડદુ મારા ઘરમાંથી મળે તો મને પણ ત્રાસ થાય એ ભીતિથી તે પ્રેત ત્યાથી ઉઠાવી નદીમાં નાખી દેવુ. એવો મારા ગુલામને હુકમ કર્યો હતો તે હું કબુલ કરૂં છુ."

અમીરે કહેલી હકીકત ખલીફે લક્ષ્યપૂર્વક સાંભળી લીધી.

આ હકીકત પૂર્ણ થતાં, તારા પૌત્રનો તત્કાળ શોધ કર અને મળે કે તરત તેને કેદ કરીને મારા મહેલમાં હાજર કર. એટલું કહી તેણે તેને રજા આપી અને પોતે પણ નિંદ્રા લેવાને ગયો.

તે મૃતપ્રાય થયેલી તરૂણ સ્ત્રીને રાજમહેલમાં આવ્યા પછી

જનાન ખાનામાં રાખી; તે સુંદરી કોણ હશે તે વિષયે જનાન ખાનાની સર્વ સ્ત્રીઓને આશ્ચર્ય લાગ્યું; ગુણ પાટમાંથી તેને કાઢ્યા પછી તેનું સૌંદર્ય અને તેના અંગપરનો ઉંચો પોષાક અને મૂલ્યવાન અલંકાર જોઇને રાણી વાસની સર્વ સ્ત્રીઓ છક્ક થઈ ગઈ. તેને જોવા માટે એકત્ર થયેલી સ્ત્રીઓમાંની એક જણીએ તેના તરફ લક્ષ પૂર્વક જોઇને પોતાનો હાથ તે તરૂણીના હૃદયપર મૂક્યો અને હજી થોડો શ્વાસ છે એમ બીજીને જણાવ્યું. પછી બેશુદ્ધ થયેલા મનુષ્યને શુદ્ધિમાં લાવવાના સઘળા ઉપચાર કર્યા પછી તે તરૂણી સાવધ થઈ; એટલે તેણે તેને થોડું ખાવા પીવાનુ આપ્યું અને બિછાનાપર સુવાડી. લાગલીજ તેની આખો મીંચાઈ ગઈ. તે ઉઘતી હતી ત્યારે કેટલીક સ્ત્રીઓ તેની પાસે જાગતી બેઠી.

બીજે દિવસે સવારે ખલીફની સ્વારી ઉઠી, પોષાક પહેરીને સજજ થયા પછી ખાનગી ખાતાનો એક કારભારી તેની પાસે આવ્યો, અને "જનાનખાનામાં તે તરૂણીની પ્રકૃતિ ઠીક છે અને તે બીજી સ્ત્રીઓ સાથે વાતો કરતી બેઠી છે." એ પ્રમાણે તેણે વર્દી આપી.

આ વર્દી સાંભળીને ખલીફને આનંદ થયો અને પોતે જનાનખાનામાં આવે છે એમ તેણે આવેલા કામદારની સાથે રણવાસમાં કહાવી મોકલ્યું. કામદારના ગયા પછી થોડા વખતે તે ત્યાં ગયો અને જ્યાં તે તરૂણી બેઠી હતી તે ખોલીમાં આવ્યો. ખલીફને જોતાંજ સર્વે એ તેને પ્રેમ પૂર્વક નમન કર્યું.

પછી સર્વ સ્ત્રીઓને બેસવાનું કહીને, તે તરૂણીને પોતાની પાસે એક ઉચ્ચાસન પર બેસાડી અને તેની પ્રકૃતિ સબંધે ચોકશી કરી "હવે મને ઘણું સારૂં લાગે છે." એમ તેણે કહેવાથી "તારી આવી અવસ્થા શા કારણે થઇ હતી?" એવો ખલીફે તેને પ્રશ્ન કર્યો.

તેથી આખમાં આસુ આણીને, તે યુવતી બોલી, "ખુદાવદ, મારા એક આપ્તજનના નીચ વર્તનને લીધે મારી આ અવસ્થા થઇ છે, ખરૂ કહીએ તો તેણે મારી સાથે તદ્દન જુદા પ્રકારે વર્તવું જોઇતું હતું." પછી થોડોક સમય થોભી, વળી આગળ બોલવા લાગી. "સરકાર, મારો બાપ મોટો વેપારી હતો, તે તહેરાનમાં રહેતો હતો હું માત્ર તેને એક લાડકવાઇ કન્યા હતી તેથી મને જે જોઇતું તે સર્વ તેણે પૂરૂ પાડયું હતું. તે માટે તેને ગમે તેટલો શ્રમ પડતો તેની તે પરવા કરતો નહિ. કિવા પૈસા ખર્ચતાં પણ પાછું વાળી જોતો નહિ મારા સુખ માટે તેણે પોતાનુ ઘર સર્વ પ્રકારના એશઆરામના પદાર્થોથી ભરી દીધુ હતું.

"એક દિવસ હુ હમામખાનામાં જતી હતી ત્યારે બગદાદ શહેરના બર્ગશ-બિન-એનિન અમીરના પૌત્રને મે જોયો—તે સમયે તે તહેરાન શહેરમાં આવી રહ્યો હતો. તેનુ દર્શન થતા મારા મનમાં સદોદિત તેનાજ વિચાર આવવા લાગ્યા અને મનેઃ કઇ ચેન પડે નહિ એવી દશા થઇ ગઇ. મારી આ દશાનુ કારણુ મારા બાપના લક્ષમા આવતા તેણે તે મનુષ્યની સાથે મારૂ લગ્ન કરી દીધુ. લગ્ન સમયે મારા બાપે પુષ્કળ સ્ત્રીધન આપ્યુ. આ પ્રમાણે પુષ્કળ ધનની પ્રાપ્તી થવાથી મારો સ્વામી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો."

ખલીફ હરૂન અલ રશિદ, સ્ત્રી જનો સાથે ઘણી મર્યાદાથી વર્તતો હતો, તથાપિ સુલેમાનની સ્ત્રીએ કહેલી હકીકત સાભળીને "સ્ત્રીધન મળ્યું ન હોત છતાં પણ પોતે ભાગ્યવાન છે એમ સુલેમાનને લાગ્યુ હોત, એમાં સંશય નથી એમ મને લાગે છે." આ પ્રમાણે ખલીફ વચ્ચેજ બોલી ઉઠયો.

ખલીફના મુખમાંથી નિકળેલા આ સ્તુતિનાં વચન સાભળી આબાદે ( આ તે સ્ત્રીનું નામ છે ) કિંચિત શરમાઈ ગઇ અને થોડો સમય અટકીને આગળ કહેવા લાગી—

"લગ્ન થયા પછી અમે બન્ને એક વર્ષ સુધી ઘણા આનંદમાં રહ્યા, પછી મારો બાપ મૃત્યુ પામ્યો, એટલે હવે ઇરાનમા રહેવાનુ પ્રયોજન નથી, એમ લાગવાથી મારા સ્વામીએ સ્વદેશ તરફ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. "ઇરાનમાંથી પાછા ફરતા રસ્તામાં કાઇ જાણવા જોગ બનાવ ન બનતા અમે બગદાદ શહેરમા આવીને રહ્યાં. આ મારા સસરા હમેશાં અમને મળવાને આવતા હતા અને અમને જોઇને ઘણો સતોષ પ્રદર્શીત કરતા હતા, કાલ સધ્યાકાળે મારો સ્વામી એકાએક પોતાને ઘેર માદો થઇ ગયો છે માટે તેને મળવાને ચાલો, એવો સદેશો લઇને મારા સસરાની એક દાસી મને તેડવાને આવી.

"મારા સ્વામીને ઘેર આવવાનો સમય થયેલો હોવાથી હું ક્ષણે ક્ષણે તેની રાહ જોઇને બેઠી હતી. તે દાસીએ કહેલો સદેશો સાભળતા એકદમ ગભરાઇ જઇને, મુખપર બુરખો ન નાખતા ગલી માથી દોડતી દોડતી હુ મારા સસરાના બાગમાં આવી પહોચી

"મારા સસરા મને બાગમાજ મળ્યા. તેમને મારા પતિ સબધે ઘણી ઉત્સુક્તાથી, પ્રશ્ન કરતા તે બોલ્યા 'હવે તને તેની ભેટ થવાની નથી,' ત તો મૃત્યુવશ થઇ ગયો છે."

"આ શબ્દ સાભળતાંજ હુ ગભરાઇને બોલી ઉઠી, મને એકદમ તેની પાસે લઈ જાઓ, મારાથી બને તેટલા ઉપાય કરી જોવા દો.

"પછી અમીર—મારા નીચ અને દુષ્ટ સસરાએ મને એકદમ આલીંગન કર્યું. મેં પુષ્કળ મહેનત કરી છતાં પણ મને ચુંબન કરીને તે બોલ્યો."

"પ્રિયે, સુલેમાન સબંધી હવે તું કાંઈ પણ વિચાર કરીશ નહિ, તે ગયો હવે તે કદી પણ તારી દૃષ્ટિએ પડનાર નથીજ, હવે તું મારી થઈ છે મારો તારા તરફ પ્રેમ છે. કેટલાક મહિનાથી તારા પર મારો પ્રેમ લાગેલો છે. આપણા બન્નેનો હવે કદી વિયોગ થશે નહિ."

"આ મનુષ્ય આટલો બધો નીચ હશે એવી મને આ ઘડી સુધી કદિ કલ્પના માત્ર આવી નહોતી, પણ તેણે હમણાં કહેલા શબ્દો સાંભળીને તથા તેનુ નીચ વર્તન જોઇને પોતાના પુત્રનો આ દુષ્ટેજ ઘાત કર્યો હોવો જોઇએ, એવો વિચાર મારા મનમાં ઉત્પન્ન થયો અને તરતજ મને ચક્કર આવવાથી હું તે દગલબાજ અધમ પુરૂષના હાથમાંથી નીચે પડી ગઈ. મને પુષ્કળ વખત સુધી બેશુદ્ધ પડેલી જોઇને, મારો પ્રાણ નિકળી ગયો હશે," એમ તેને લાગ્યુ હશે. તે પછી આપના વાડામાં આવીને શુદ્ધિમાં આવી, તે દરમીયાનમાં શું બન્યુ તેની મને કંઈ ખબર નથી. શુદ્ધિમાં આવતા મારી પાસે જનાનખાનામા કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી, તેઓ ઘણી મમતાથી મારી સેવા કરે છે એમ મારી દૃષ્ટિએ પડયું. મારા પ્રિય પતિનુ શુ થયુ તેની મને બીલકુલ ખબર નથી.

પછી ખલીફને પગે પડી તે બોલી—પરવરદિગાર! હું દુર્દૈવ અબળાપર કૃપા કરીને તેનો તપાસ કરો—અવશ્ય તપાસ કરો—અને તે દુષ્ટ અમીરને યોગ્ય સાશન આપો, એવી મારી આપના પ્રત્યે નમ્ર પ્રાર્થના છે."

તેના આ હૃદયભેદક શબ્દો સાંભળી ખલીફે તેને ધીરજ આપી અને બોલ્યો, હે સુંદર સ્ત્રી, ઉઠ, સ્વસ્થ થા. સુલેમાન જીવતો હશે તો તારી તેની સાથે ભેટ કરાવી આપીશ. તે જીવતો હો વા નહિ; પણ અમીરને સાશન તો થવાનુંજ."

એટલું બોલી જનાનખાનામાંથી બહાર નિકળ્યો અને જાફરને બોલાવીને કહેવા લાગ્યો. "હાલને હાલ કોઇને મોકલીને અમીર બર્ગસ-બિન-એનિનને મારી પાસે હાજર કર, અને તેની બાજુમાં તેનો પુત્ર સુલેમાન રહે છે, તે પણ કંઈ મળે તો તેને મારી પાસે લાવવાને માટે કેટલાક કામદાર રવાના કર."

સ્વામીની આજ્ઞા પ્રમાણે શોધ કરવા માટે મોકલેલા કામદાર એક કલાકમાં પાછા આવ્યા. તેમણે ખબર આપી કે "અમે અમીરને ઘેર પહોંચતા પહેલાંજ તે કેટલાક સેવકોને લઇને બહાર નિકળ્યો છે, તે કયાં ગયો તેની કોઇને ખબર નથી. અમીરનો પુત્ર સુલેમાન કાલનો ઘેરથી બહાર ગયો છે તેનો કાંઇજ પત્તો લાગતો નથી."

વજીરે આણેલી ખબર સાંભળી ખલીફ ક્રોધાયમાન થયો અને બોલ્યો.

"જા, અને તે નીચ અમીરનું ઘર જમીન દોસ્ત કરી નાંખ, પથર પર પથર અગર લાકડા પર લાકડું પણ રહેવા દેતો નહિ. અમીર અને તેનો પુત્ર જીવતા અગર મૂવેલા-જેવા મળે તેવા લેઈ આવ. તેની તપાસ કરવાને હું તને બે દિવસની મહેતલ આપું છું. આ બન્નેને જો તું બે દિવસમાં હાજર નહિ કરે તો, ખુદા સાક્ષીએ તારૂં માથુ ધડપર રહેશે નહિ."

સ્વામીનો ક્રોધ જોઇને, જાફર થરથર કાંપતો વાડામાંથી બહાર નિકળ્યો. અમીર અને સુલેમાન એ બન્નેના સંબંધમાં ખલીફને જેટલી માહિતી હતી તેથી તે બિચારાને જરા પણ વિશેષ માહિતી ન હોવાથી, હશે શું કરવું તેની કાંઈ સમજ પડતી નહોતી.

સરકારવાડામાંથી બહાર નીકળતાં, તે મનમાં બોલ્યો, બે દિવસમાં આપણે આ જગતને છોડી જવાનું છે, એટલે હવે ઘેર જઈ

ઘરની વ્યવસ્થા તો કરી નાંખુ. આવડા મોટા રાજ્યમાં હું શોધુ છુ તે માણસો મને શી રીતે મળવાના ? એકાદ ઢગલામાંથી જેમ બે કણુ સોધવાનો યત્ન કરવો એ જેમ અશક્ય છે તેટલુ જ આ કાર્ય પણુ અશક્ય છે.”

ઉપર પ્રમાણે ખલીફની આજ્ઞા સાંભળીને, વજીર ચિંતામાં પડયો અને ઘોડાપર સ્વાર થઇને ધીમે ધીમે ચાલતા, પોતાના સ્વામીએ બતાવેલાં કાર્ય પૈકી, જેટલાં પોતાનાથી કરી શકાય તેમ છે તેટલા તો કરી નાખવાં, એવો વિચાર તેના મનમાં આવ્યો. પછી મજુર લોકને બોલાવી લાવીને તેણે પોતાની નજર સમક્ષ અમીરનુ ઘર જમીન દોસ્ત કરવાનુ કામ શરૂ કર્યું.

મજુર લોકોએ થોડાજ સમયમા ઘણી ખરી ઇમારત પાડી નાખી મુખ્ય હવેલી અને તેની પાછળની પરસાળ બેની વચમા એક જબરી ભીંત હતી તેનો માત્ર થોડોજ ભાગ પાડવાનો બાકી હતો. આ બાકી રહેલો ભાગ પાડતા તેમા એક દ્વાર દ્રષ્ટિએ પડ્યુ. આ દ્વાર તાજુજ ચણેલું હોવાથી તેનાપર ભરેલી પડદી હજી લીલી હતી. તે પાડી નાંખી દ્વાર ખુલ્લુ કરતા અદરની બાજુએ એક નાની ગુફા માલમ પડી. આ ગુફામા એક મનુષ્ય બેઠેલો હતો અને તે જીવતો હતો.

મજુરોએ તે માણસને ખોલીમાથી બહાર કાઢી વજીર પાસે આણ્યો; ત્યારે “તું કોણ છે અને અહીઆં કેમ બેઠો હતો” એવો વજીરે પ્રશ્ન કર્યો તેનો તે માણસે ઉત્તર આપ્યો કે “અમીર બર્ગસ-બિન-એબિનનો હુ પુત્ર થાઉં છુ. મારૂં નામ સુલેમાન છે. મારા બાપે મને પકડીને જબર જસ્તીથી આ સ્થળે જીવતો ચણાવી દીધો હતો. આવું ક્રૂરપણાનું વર્તન તેણે શા માટે ચલાવ્યું તેની મને

કંઇ ખબર નથી. હવે મારાપર દયા કરો અને મને ઘેર જવા દો. મારી સ્ત્રી મારી વાટ જોતી હશે."

એમાં એક માણસ વજીરને હાથ લાગવાથી તેને અત્યાનંદ થયો અને તે તેને ક્ષણભર પણ પોતાની દ્રષ્ટિથી દુર થવા દેતો નહિ, એટલે ત્યાંથી જતાં તેણે તેને પોતાની સાથે રાજવાડામાં લીધો.

સુલેમાનને હાજર કરેલો જોઇને ખલીફનો ક્રોધ ઘણોજ શાંત થયો અને તેણે તેને પોતાની હકીકત નિવેદન કરવાની આજ્ઞા કરી, તે કહેવા લાગ્યો એટલે અમીરે ચલાવેલા નીચ વર્તનની હકીકત સાંભળીને ખલીફને અતિશય કોપ થયો. એટલે ગુસ્સાના આવેશમાં અમીરને કેદ કરી આણવાની પુન એકવાર તાકીદ કરી. સુલેમાનની સર્વ હકીકત પૂર્ણ થતાં તેને આબાદની ખોલીમા લઈ જવાનો તેણે પોતાના મુખ્ય ખાનગી કામદારને હુકમ કર્યો.

પોતાના પતિ સાથે હવે કદિ પણ ભેટ થશે નહિ એમઃધારીને કષ્ટ પામતી તે પતિવ્રતા આબાદ પોતાની ખોલીમા બેઠી હતી તેવામાં ખાનગી કારભારી સુલેમાનને તેડીને દ્વાર પાસે આવ્યો અને હળવેથી દ્વાર ઉઘાડી આબાદ અને સુલેમાનની ભેટ કરાવી પોતે ત્યાંથી ચાલ્યો ગયો.

પતિ પત્નિની પુન ભેટ થવાથી તેમને અત્યાનંદ થયો એ ખુલ્લુ જ છે. ભેટ થવાથી મળેલા આનંદનો ઉભરો કમી થવાથી પોતાના સ્વામીના નિર્દય અને દગલબાજ પિતાએ તેને તે ભયંકર ભોંયરામાં શા માટે ચણી દીધેલો તેનુ કારણ આબાદે સુલેમાનને જણાવ્યુ. એ હકીકત સાભળી લઇને તે ભોયરામાંથી પોતાનો છૂટકો કેવી ચમત્કારીક રીતે થયો અને રાજવાડામાં આવ્યા પછી

ખલીર સાથે થયેલુ સંભાષણુ વગેરે હકીકતો તેણે પોતાની પ્રિય પત્નિને નિવેદન કરી.

આ પ્રમાણે પોતાના સ્વામીની એક કામગીરીમાંથી વજીર મૂક્ત થઇને બીજા કામમાં એટલે નાશી ગયેલા અમીરની શોધ કરવા માટે નિકળી પડયો.

આ કાર્યમાં બે વાત તેની ખટપટમાં યશદાયક બનવાથી નાશી ગયેલા અમીરને પકડવાનું કાર્ય હવે વજીરને કાંઇક સહેલુ લાગવા માંડયું. આ બેમાંથી સુલેમાનનો ચમત્કારિક અને અનપેક્ષ રીતે પત્તો લાગવાથી અને તે જીવત મળવાની એક વાત અને નાશી છૂટતાં અમીરે કેટલાક ગુલામ સાથે રાખેલા છે એમ ખાત્રી પૂર્વક જાણુવાની તે બીજી વાત. આ બે વાતથીજ વજીરને બાકીનું કાર્ય પૂર્ણુ કરવાની હિમત આવી હતી.

અમીર નાશી ગયો ને તો જાણે પોતાનો જીવ બચાવવા માટે પણુ ગુલામને તે સાથે શા માટે લઇ ગયો હશે ? એવો પ્રશ્ન વજીર-ના મનમાં ઉત્પન્ન થયો પણુ થોડો વિચાર કરતા આ પ્રશ્નનો ઉત્તર સહજ તેના લક્ષમાં આવ્યો. પોતે એકલો નાશી જાય અને ગુલામો ઘેર રહેતો તેઓ પોતાનુ સર્વ કારસ્થાન ઉઘાડુ પાડી દે અને પોતે સંકટમાં આવી પડે; તેથી તેમને પોતાની સાથે લેવાથી કાંઇજ ધાસ્તી રહેશે નહિ એવો પૂર્ણુ વિચાર કરીને અમીરે જતી વખતે તે ગુલા-મોને પોતાની સાથે લીધા હશે એમાં કાંઇ સંશય નથી

આ સર્વ વાતનો વિચાર કરતો કરતો વજીર પોતાના વાડામાં આવ્યો અને અમીર બર્ગશ-બિન-બેનિનના શોધમાં ઉપયોગી થઇ પડે એવી ખબર આપનારને, અમીર જીવંત હોય તો બે હજાર

અને મરણ પામ્યાની ખાત્રી પૂર્વક બાતમી આપનારને એક હજાર, મહોરો પોતે બક્ષિસ આપશે એવી તેણે શહેરમાં દાંડી પીટાવી.

બીજા દિવસે વજીર બીછાનામાંથી ઉઠયો નથી તેટલામાં એક કામદાર તેની પાસે આવ્યો અને બોલ્યો-" સરકાર, આપણા વાડાના દરવાજા પર એક માણસ અમે પરોઢમાં જોયો-તે સરકાર સ્વારીની મુલાકાત કરી કંઈ કહેવાનું છે એમ જણાવે છે."

નાશી ગયેલા અમીરના ગુલામ પૈકી એકાદ ગુલામ આવ્યો હશે, એવો તર્ક કરીને વજીર તે કામદાર પ્રત્યે બોલ્યો "જા, તેને જલદી તેડી લાવ."

કામદારે તે માણસને પોતાના સ્વામી પાસે રજુ કરવાથી મુજરો કરીને તે બોલ્યો "સરકાર તરફથી મને દીનને અભય વચન મળે તો અમીર કયા છે તે હું સરકારને જાહેર કરૂં."

તેના તરફ ધસીને વજીર બોલ્યો "કમબખ્ત ! તારો તે અધમ માલીક કયાં છે તે સત્વર કહે, નહિતો ખલીફના સોગન લઈને કહું છું કે તને હું અહિંને અહિં શુળીએ ચઢાવીશ."

વજીરે આપેલી ધમકી સાંભળીને અને તેનો ક્રોધાવેશ જોઈને ગળગળીત થઇ ગયેલો તે ગુલામ બોલ્યો-" સરકાર નામદારે શાંત થઈને હું કહું તે સાંભળી લેવા કૃપા કરવી જોઇએ. કાલ સવારે મને તથા બીજા ત્રણ સેવકોને સાથે લઈને અમારો સ્વામી એક મુસાફર-ખાનામાં ગયો અને તેણે અમને ત્યાં સુઇ જવાને, નિદાન તે અમને પુનઃ હાંક મારે ત્યાં પર્યંત ગુપચુપ બેસી રહેવાને કહ્યું, પછી વ્યાપારીનો વેશ ધારણ કરીને તે મુસાફર ખાનામાં ઉતરેલા વેપારીઓની સાથે આજ પ્રાતઃકાળમાં ઈરાન તરફ ઉપડી જવાની વાટાઘાટ કરવા લાગ્યો-

એ વેપારી કાફલો આજ ઉપડવાનો હતો, અમીરને પકડી આપનારને ઇનામ મળશે એવી આપે કાલે સધ્યાકાળે ફેરવેલી દાંડી મારા સાંભળવામાં આવી તે સાંભળી રાત પડવાથી હું ત્યાંથી નિકળીને અહીં આવી બેઠો. સરકારને હુ પુન વિનંતી કરૂં છુ–"

વજીર વચમાંજ બોલી ઉઠયો–"ચુપ રહે, વધારે બકબક કરતો નહિ, અમીર નાસી જશે તો તારૂં શીશ ધડથી છૂટુ કરી નાંખીશ; પણ તે જો અમારે હાથ લાગશે તો તને બક્ષિસ મળશે તે સાથે વળી તારા સઘળા અપરાધની ક્ષમા કરીને તને મુક્ત કરવામાં આવશે"

પછી એક કામદારને બોલાવી, તેની સાથે પોતાની ખાસ પાગાના ૨૦ સ્વાર આપી, વજીરે તેને અમીર અને તેની સાથે નાશી ગયેલા ગુલામોને પકડી આણવા માટે રવાને કર્યો. આ ટોળીના ઘોડા ઘણા ચાલાક હતા. સ્વારોની ટોળી સાથે જનાર કામદારે ગુન્હેગારોને ઓળખવા માટે, વજીરની પાસે નાસી આવેલા ગુલામને પણ પોતાની સાથે લીધો.

મુસાફર ખાનાનો વ્યાપારી કાફલો રસ્તે પડયા પછી ઘણો સાવકાશ પ્રવાસ કરતો હતો, વજીરે મોકલેલા સ્વારોના ઘોડા ઘણા ઉત્તમ હોવાથી તેમણે તે કાફલાને જોત જોતામાં પકડી પાડયો; ઘોડેસ્વાર આવે છે એમ અમીરને ઘણે દુરથી દેખાયુ, તે લોક પોતાને પકડવા માટેજ આવે છે, એવો તર્ક કરીને ત્યાંથી સ્વરક્ષણ માટે નાસી જવાનો તેણે યત્ન કર્યો, પરંતુ ઘોડે સ્વારની ટૂકડી વાયુ વેગે તેની પાસે આવીને ઉભી રહી. ઘોડેસ્વારમાંના આગળના માણસો કાફલાની પાસે થઇને સુરક્ષિત પણે આગળ નિકળી ગયા; પણ પાછલ રહેલા સ્વાર કાફલામાંનાં ઉંટ અને ખચરમાં ઘુસી જવાથી તે જનાવરો

ગભરાઇને તોફાનપર ચઢયાં, થોડો વખત ત્યાં એજ ધમાલ મચી રહી.

અમીર એક મોટા ઘોડાપર સ્વાર થયેલો હોવાથી, ઘોડો વધારે થાકેલો નહોતો, પણ વજીરના સ્વાર દોડતા આવેલા હોવાથી, તેમનાં જનાવર થાકી ગયા હતાં, તેથી આ પૂંઠ પકડનારને પોતે સહજમાં પાછળ મૂકી દેશે એમ અમીરને લાગતું હતું. અમીર હાથ આવવામાં ઘણો ત્રાસ પડશે એમ ધારીને વજીરે મોકલેલા કામદારે બરાબર નેમ તાકીને એક બાણ માર્યું તે અમીરના ઘોડાને અચુક વાગવાથી તે જમીન દોસ્ત થઈ ગયો. આથી સર્વ બાજી ફરી ગઇ. ઘોડો જમીનપર પડયો જોઇ અમીર એકદમ નીચે ઉતર્યો અને હાથમાં નાગી તલવાર લઇને આત્મસરક્ષણ માટે એક ઝાડને ટેકીને ઉભો રહ્યા, પણ તેણે કરેલી સર્વ ખટપટ ફોગટ ગઈ કારણ કે તે પોતે એકલો અને હલ્લો કરનાર પુષ્કળ હોવાથી તેમણે તેને તરતજ પકડી લઇને નિ:શસ્ત્ર કર્યો, તથાપિ આ ઝપાઝપીમાં હલ્લો કરનાર એ ત્રણ માણસોને તેણે ખૂબ ઘાયલ કર્યા હતા.

પછી તેને મુસ્કેટાટ બાંધીને વજીરના સ્વાર તેને લઇને કાફલો હતો ત્યાં આવ્યા, કાફલાના લોકોએ પોતાનાં તોફાન પર ચઢેલાં જનાવરોને થોડા વખત પરજ શાંત કર્યા હતાં. સ્વારોની ભીતિથીજ અમીર નાસીને આગળ ગયો હતો, પણ તેના ગુલામ તથા સામાન સુમન કાફલાની સાથેજ હતો. વજીરના કામદારે તે સામાન સુમન તથા ગુલામોને પોતાને તાબે લીધા અને પછી અમીરને લઇને તે સર્વ ટોળી બગદાદ ઝડપથી પાછી ફરી.

અમીર હાથ આવ્યો છે એ ખબર આગળ પહોંચાડવા માટે તે અધિકારીએ એક સ્વાર દોડાવ્યો. તેણે આણેલી ખબર સાંભળી-

ને વજીર અમીરને લેવા માટે તત્કાળ શહેર બહાર નિકળ્યો. થોડાજ સમયમાં કેદી પણ ત્યાં આવી પહોંચ્યા એટલે ક્ષણ પણ વિલંબ ન કરતા વજીર તેને લઇને રાજવાડામાં આવ્યો.

વજીર રાજવાડામાં આવ્યો ત્યારે હરૂન અલ રશિદ પોતાના દરબાર મહેલમાં સિંહાસનપર બિરાજમાન થયેલો હતો અને અમીર ઉમરાવ, સરદાર, દરકદાર, જુદા જુદા પ્રાંતના સુબેદાર અને અન્ય મોટા મોટા કામદાર પોતપોતાને સ્થાને તેની બાજુમાં બેઠા હતા.

પછી કેદીને બહાર રાખી, વજીર એકલોજ અંદર ગયો અને "અમીરને કેદ કરીને આણેલો છે અને હજુરની આજ્ઞા હોયતો તેને અંદર દાખલ કરવામાં આવે" એ પ્રમાણે તેણે ખલીફને વિનતી કરી–તે સાંભળી ખલીફ ચારે બાજુ ક્રોધિત મુદ્રાએ જોઇને બોલ્યો "હા ! તે બદમાશ માણસને મારી આગળ રજુ કરો."

પછી આગળ એક લશ્કરી કામદાર, તેની પાછળ અમીર અને આસપાસ સિપાઇઓની ટુકડી એવો વરઘોડો ખલીફની સમક્ષ આવીને ઉભો રહ્યો અમીર બર્ગશ શરમનો માર્યો નીચુ મુખ કરી ઉભો હતો તેના તરફ જોઇને ખલીફે નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું.

"અમીર, તારી પદવી, પ્રતિષ્ટા, કીર્તિ અને જીવિત એ સઘળાને તે કાળી ટીલી લગાડી છે.તારા પાડોશીની સમક્ષ, પ્રત્યક્ષ તારા પુત્રની લગની સ્ત્રીને ઉંચકી જવાનો તેં પ્રયત્ન કર્યો. વસ્તુત તે બન્નેનું તારે રક્ષણ કરવું જોઇતું હતું પણ તેમ ન કરતાં અત્યંત નીચ અને ભયકર રીતે તેં પોતાના પુત્રનો વધ કરવાની ખટપટ અને તારા રાજા સાથે અને ધર્માચાર્ય સાથે અર્થાત્ મારી સાથે લબાડી કરી, માટે અત્રે બેઠેલી સર્વે મંડળી સમક્ષ હું તને શિક્ષા

ફરમાવું છું. " તારી માલમિલક્ત અને પદવી સરકારને કબજે કરી તે હું તારા છોકરાને આપુ છુ. તારા પોતાને માટે હું ફરમાવું છું કે તને ઉટના ઉપર અવળે મ્હોડે બેસાડીને બગદાદ શહેરમાં ત્રણ વખત ફેરવવો. આ પ્રમાણે ફેરવતી વખતે દાંડી પીટનારા "આ જુઓ ' ખુની મનુષ્યને મળેલી બક્ષિસ." એમ બોલતા તારી પાછળ ચાલશે. આ પ્રમાણે શહેરમાં બે વાર પ્રદક્ષિણા કર્યા પછી ત્રીજી વાર આખરે તારૂ ડોકુ ઉડાવી દેવામાં આવશે."

આટલું બોલી કેદીને લઈ જવા માટે ખલીફે નિત્યની માફક મેસરૂરને ઈશારત કરી.

પછી હરૂન અલ રશિદની આજ્ઞા પ્રમાણે અમીરને ત્રણવાર શહેરમાં ફેરવીને છેલ્લી વખતે તેનુ માથુ ધડથી છુટ્ટ કરવામા આવ્યું. આ પ્રકારે તે નીચ અને અધમ અમીરનો અત આવ્યો.

---

## ખલીફનું બીજું સાહસ.

---

## ખલીફ અને અબૂ હસન.

---

પાછળ કહ્યા પ્રમાણે તે દુષ્ટ અમીરનો શીરચ્છેદ કર્યા પછી થોડા દિવસે પોતાના નિયમ પ્રમાણે શહેરમાં ફરવા જવાનો અને ડબીમાંના અંજનનો એકવાર ફરીથી અનુભવ લેવાનો ખલીફે નિશ્ચય કર્યો. આવા સાહસના પ્રસગે જાફર હમેશાં તેની સાથે રહેવો જોઇએ એટલા માટે તેને તેડવા મોકલી ખલીફે અંજનની ડબી કાઢી તેમાંથી

થોડું અંજન કાઢી પોતાની આંખમાં આંજ્યું અને વજીર આવી પહોંચતાં તરતજ તે વાડાની બહાર નિકળ્યો.

પોતાની રાજધાનીના રાજમાર્ગમાં ફરતાં, રસ્તાની બાજુએ આવેલા ઘરના લોકનો વ્યવસાય અને મનોરંજનનો પ્રકાર ફરીથી તેની દ્રષ્ટિએ પડયો. કોઇ ઘરમાં ભૂખમરો તો કોઈ ઘરમાં ખ્યાલી ખુશાલીના નાચરંગ, એક ઠેકાણે મૃત્યુ અને શોક તો બીજે ઠેકાણે જન્મોત્સવનો આનદ થઇ રહ્યો હતો. શ્રીમંત લોકના મદિરોમાં જવાહીર અને ઉચ્ચાં વસ્ત્રો ઝળકતા હતાં ત્યારે ગરીબ જનોના ઝુપડામાં ચીથરાં અને કચરાના ઢગ પડેલા હતા. આખમાં આજેલા અંજનના દિવ્ય પ્રભાવને લીધે ભિન્ન ભિન્ન પ્રકારની મોજમજા તેની દ્રષ્ટિએ પડતી હતી એથી એક કલાકથી પણ વધુ વાર ફરવા છતાં તેને થાક અથવા કટાળા જેવુ કાંઈ લાગ્યુ નહિ.

આખરે એક આડી ગલીમાથી ભીખારી જેવા ઘર પાસેથી જતાં એક ચમત્કાર તેની દ્રષ્ટિએ પડયો એથી તે ઘર આગળ તે થોભ્યો અને રસ્તાની બીજી બાજુએ આવેલા એક બારણામાં બેસીને પોતાની આગળની ખોલીમા ચાલી રહેલો પ્રકાર ઉત્સાહથી જોવા લાગ્યો.

આ ખોલી મોટી હતી, પણ મેજ પર ઝીણા ઝીણા બળતા મીઠા તેલના દીવા સિવાય ત્યાં વિશેષ પ્રકાશ નહોતો. ખોલીના એક ભાગમા ગાંસડીઓનો ઢગલો અવ્યવસ્થીત રીતે પડેલો હતો. મેજપર એક ઉચી ખુરસીપર એક વૃદ્ધ મનુષ્ય દરવાજા તરફ મ્હોં ફેરવીને બેઠો હતો, તેની મુદ્રા ઘણી મનોવેધક નહોતી તેના માથાપર એક જીર્ણ અને મેલી પાઘડી હતી. ખોલીમાંના મદ દીવાથી પણ જાણે

તેને ત્રાસ થતો હોય તેમ તેણે પોતાની આંખોપર એક લીલો કપડાનો કડકો બાંધેલો હતો. તેનાં વસ્ત્રો સાધારણજ હતાં છતાં પણ તે માથાપરની પાઘડી કરતાં ઘણાં સારાં હતાં. તેનું શરીર શુષ્ક હતું. તેના હાથ નાના સરખા પણ જાડા હતા. તેની આંગળીયે અતિશય સુંદર અને ભારે કિંમતની પુષ્કળ વિંટીયો હતી.

તે વૃદ્ધ મનુષ્ય બેઠો હતો તે ખોલીની ભીંતના બારણા પાછળ એક નાની ઓટલી હતી, તે ઓટલીપર એક ગુલામ બેઠો હતો આ ગુલામ બટુક, કુરૂપ અને કુબડો હતો.

એક વખત જોયેલા માણસની ખલીફને વિસ્મૃતિ થતી નહોતી તેથી તે કુબડાને જોતાંજ તરત તેણે ઓળખી કાઢ્યો. આ કુબડો મૂગો હતો અને અહિં આવતા પૂર્વે ખલીફના મહેલમાં કામ કરતો હતો; તેના હાથે કાંઈ અપરાધ થયેલો અને તેને સાશન કરવા માટે મેસરૂરને હવાલે કરવામાં આવ્યો હતો. આ સાશનથી બચવા માટે આ મૂર્તિ વાડામાંથી નાશી આવીને અહીં રહી હતી. આ મૂગા સેવકને અહીં જોવાથી, તેના નવીન શેઠનો શું ધંધો હશે, એ વિષે માહિતી મેળવવાને ખલીફને બેવડી ઇચ્છા થઈ. કુબડા ગુલામનુ કામ તો સ્પષ્ટ દેખાતું હતું. તે ઓટલીપર બેસી રહીને અંદર આવનારને માટે દરવાજો ખોલતો હતો.

આ મોજ જોતો ખલીફ થોડોક વખત ઉભો રહ્યો નહીં એટલામાં એક મનુષ્ય માથાપર મોટી ગાંસડી લઈને ગલ્લીમાં આવ્યો અને ઘરના બારણા આગળ ઉભો. બારણાની બહારની બાજુએ મુઠી જેવડો લાકડાનો કડકો બેસાડેલો હતો, તે દાબતાં બારણાની અંદરની બાજુએ ખૂટી ઉચી થતી, આ નિશાની જોઇને તે મૂગો ઉઠીને

દરવાજો ઉઘાડતો અને બહારનો માણુસ અંદર આવ્યા પછી બારણું ફરી બંધ કરતો. ઉપર જણાવેલો માણુસ બારણા આગળ આવતાં તેણે કરેલી નીશાની જોઈને મૂગો ઉઠયો અને બારણું ઉઘાડીને આવેલા મનુષ્યને ગાંસડા સાથે તેણે અંદર દાખલ કર્યો. પછી આ ગાંસડાવાળો મેજ પાસે બેઠેલા વૃદ્ધ માણુસની પાસે આવ્યો અને ગાંસડો છોડીને તેમાંના દરદાગીના તથા વસ્ત્રો વગેરે બતાવ્યાં પછી તે બાંધી દઇ જમીનપર પડેલા ગાંસડાના ઢગમાં નાંખી દીધો.

આ સઘળુ જોતી વખતે, તે વૃદ્ધ કાંઇપણ ન બોલતાં સ્વસ્થ-પણે શાંતિથી બેસી રહ્યો હતો. ગાંસડો ઢગલામાં જઇને પડયા પછી તેણે મેજપર કાંઇક પૈસા મકયા, ગાંસડો લાવનાર મનુષ્યે કાંઇ પણ ન બોલતાં તે લેઇ લીધા અને તે તરતજ ઘરમાંથી બહાર નિકળ્યો અને આવેલા માર્ગે છૂપાતો લપાતો ચાલ્યો ગયો.

ઘરના પડછાયામાં કેટલોક વખત સુધી ખલીફ અને જાફર ઉભા રહેલા હતા તેથી જાફરને ઉંઘ આવવા લાગી. તેને લાગ્યું કે મારા માલીકને થાક લાગ્યો હશે તેથી તે અત્રે ઉભા હશે. પરંતુ ખરો પ્રકાર કાંઇ વિચિત્ર જ હતો અને તે જોવામાં તે તદન ગરક થઇ ગયો હતો. પોતપોતાને માથે નાની મોટી ગાંસડીયો લઈને છ સાત માણુસો તે ઘરમાં દાખલ થયા. અંદર જતાં તે ગાંસડીયોનો માલ તેઓ તે વૃદ્ધ પુરૂષને બતાવી તે ગાંસડીયો ઢગલામાં નાંખીને મેજ-પર મૂકેલા પૈસા મૂગે મોઢે લઇને ચાલતા થયા.

આ ક્રમ આ પ્રમાણે ચાલી રહ્યો હતો. ચાલુ ક્રમમાં ફરક પડયો હોય તો તે માત્ર એટલોજ હતો કે ગાંસડી લઇને આવનાર પોતાની ગાંસડીનો નિકાલ કરીને પાછો જાય ત્યાં પર્યંત બીજા માણુ-

અને તે મુગો અંદર દાખલ થવા દેતો નહિ. આથી તે બિચારાને ઓટલીપર જાગતો બેસી રહેવું પડતું.

અહીં દ્રષ્ટિએ પડેલો વિલક્ષણ વ્યવહાર જોઈને ખલીફને થોડીક મુંઝવણ થઇ. પરંતુ આ સર્વ વ્યવહારનું રહસ્ય તરતજ તેના ધ્યાનમાં આવ્યું. બગદાદ જેવા પ્રચંડ શહેરમાં હમેશાં ચોરીની બૂમો પડતી હતી અને આ ચોર લોકો રાત્રે ગમે ત્યાંથી હાથ મારી લાવેલો માલ આ વૃદ્ધ મનુષ્ય હલકા બ્યાપારીઓને આપતો હશે. "ચોરીનો માલ કોડીના મુલે" એ કહેવત અત્રે પ્રત્યક્ષ દ્રષ્ટી ગોચર થતી હતી. માલની કિંમત માટે અહિં જરાપણ ટીકટીક થતી નહિ. અત્રે તો લેવડ દેવડ બહુજ સરળ રીતે ચાલતી હતી. ચોર પોતાનો માલ બતાવતાં વૃદ્ધ પુરૂષની ધ્યાનમાં આવે તે કિંમત તે ટેબલપર મૂકતો અને તે ચોર લોકો મુગે મોઢે લેતા હતા આવો પ્રકાર ચાલતો હતો. એક રીતે આમ ન થાય એ તો આશ્ચર્યની વાત કારણ ચોર લોકને પોતાનો ચોરી આણેલો માલ ઉઘાડી રીતે વેચવાની બાજી કોઇ જગા નહોતી તેથી વૃદ્ધ પુરૂષે આપેલી કિંમત લઇને સંતુષ્ટ થઈને ગયા સિવાય તેમને માટે અન્ય માર્ગજ નહોતો.

ઉપર કહેલો અતિ દુષ્ટ પ્રકાર અત્રે જોવાનો મળવાથી ખલીફને ઘણું સારૂં લાગ્યું. વળી આ ઘરપર જો બરાબર નજર રાખીયે તો બગદાદ શહેરના અત્યંત હોશિયાર અને કાવાબાજ ચોર લોકની ઘણી મોટી ટોળી હાથ લાગશે એવી તેને ખાત્રી થઈ.

આ ચોર લોકની ટોળી હસ્તગત કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરીને ખલીફ તે ગુપ્ત સ્થળેથી બહાર પડયો અને ચાલવા લાગ્યો; એટલામાંજ એક ચીંથરે હાલ ભિખારી ધીમે ધીમે ચાલતો

ત્યાં આવ્યો અને પોતાના નિત્ય નિયમ પ્રમાણે કરૂણા જનક સ્વરે ભીખ માગવા લાગ્યો. ખલીફે તેને એક બે આની આપી અને તે ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. બે આની હાથમાં આવવાથી તે ભિખારી એક બાગલી તૂટલી ઝુપડીમાં દાખલ થયો. આ ચોરીનો માલ રાખનાર વૃદ્ધ વ્યાપારીના ઘરને લાગેલી હતી.

ઝુંપડામાં એક નાની ખોલી હતી, તેના એક ખૂણામાં એક કામળ પડેલી હતી તે તેનુ બીછાનું હશે આ સિવાય તે ખોલીમા કઇજ સામાન નહોતો.

ખોલીમા દાખલ થતા જ તે ભિખારીએ દીવો કર્યો અને ધ્રુજતે ધ્રુજતે તે કામળ બાજૂપર કરીને તેની નીચેના એક ભંડારનુ બારણું જરા ઉચૂ કરીને તેમાથી એક ખુબ મોટી ભારે થેલી બહાર કાઢી, પછી તે મોટી થેલીમાથી તેણે કેટલીક નાની નાની થેલીઓ બહાર કાઢી, તે સર્વ ભરેલી હતી. પછી તે થેલીઓને એક વાર બરાબર તપાસી અને સમાધાન માનીને આખો દિવસ ભીખ માગીને સપાદન કરેલા પૈસા તેણે એક થેલીમા નાખ્યા. પછી તે થેલી પેલી મોટી થેલીમા નાંખીને તેનુ મ્હોં બરાબર મજબુત બાધીને તે ભડારમાં નાખીને તેણે ભડારનુ બારણું બધ કર્યુ અને પોતાની સાદડી પૂર્વવત્ પાથરીને તે સ્વસ્થપણે પડીને ઘોરવા લાગ્યો.

આંખમાં અજન ઘાલેલુ તેને હવે ત્રણ કલાક થઇ જવાથી દૃષ્ટિની શક્તિ વૃદ્ધિગત કરવાની તે અજનની શક્તિ ઝપાટાથી કમી થવા લગી, એટલે ખલીફ રાજવાડા તરફ પાછો ફર્યો. ચોર, ભીખારી અને કૃપણ એવા ઘણા જ માણસોનો આજ તેને પરિચય થયો એવો વિચાર મનમાં આવવાથી ખલીફ ગાલમાં ને ગાલમાં હસ્યો.

આ વખતે રસ્તામાં જ્યાં ત્યાં શાંતિ હતી. ગામનાં સજ્જન મનુષ્યોને ઉંઘી ગયે કેટલોક વખત થયો હતો. ખલીફ અને જાફર રાજવાડા તરફ પાછા ફર્યાને થોડો વખત પણ થયો નહિ એટલામાં તેઓ એક અર્ધા બંધ કરેલા બારણા આગળ આવીને ઉભા રહ્યા, આ દરવાજાની અંદર જોતાં તેની અંદરના ભાગમાં એક મોટી હવેલી દેખાઈ અને તે હવેલીમાં દીવાનો ઝળઝળાટ દેખતો હતો અને અંદર બેઠેલી મંડળીનું મોટેથી બોલવું, તે ઉપરાંત મીષ્ટાન્નનો સુવસ પણ જ્યાં ત્યાં ભરેલો હતો. તે સુવાસ નાકમાં દાખલ થવાથી ખલીફની ક્ષુધા પ્રદિપ્ત થઇ. એથી તેણે જાફરને આ ઘરનું બારણું ઠોકવાની આજ્ઞા કરી. બારણું ઠોકતાં આગળ આવેલા ગુલામને તેણે કહ્યું "અમે બન્ને પર-ગામી સોદાગર આ શહેરમાં રસ્તો ચુકયા છીયે એમ ઘર ધણીને જઇને કહે." આ સંદેશો લઇને ગુલામ અંદર ગયો અને થોડી વારમાં પાછો આવ્યો અને તે બન્નેને આગણાની સામો બાજુએ એક ખોલીમાં લઈ ગયો. આ ખોલી ઉત્તમ રીતે શણગારેલી હતી અને ત્યાં દશ તરૂણ બેઠેલા હતા. તે સર્વ ઘણા ગમતી અને આનંદી હતા, તે સમયે તેમનું ભોજન ચાલતું હતુ અને મ્હોમાના કોળીયા તેઓ ઉંચા પ્રકારના મધના ઘુટડાથી ગળે ઉતારતા હતા. આ દશ જણામાં નાક, આંખો, વગેરેથી સુંદર એવો એક તરૂણ હતો. અહીની એકંદર વ્યવસ્થા જોતાં તે ઘરધણી હોય એમ અનુમાન થતું હતુ. ખલીફ અને જાફર ખોલીમા દાખલ થતાં તે તેમના તરફ વળીને બોલ્યો "મહેમાનો, આવો, અહીં બિરાજો–મંડળીમાં બેસો અને તમારાથી ખવાય અને પીવાય તેટલું ખાવો અને પીયો."

યજમાનની વિનતીને માન આપીને આવેલા મહેમાનો જમ-વાને બેઠા અને પેટ ભરીને ખાધું.

ભોજનાન્તર સર્વ મંડળી મદ્ય પ્રાશન કરવા: માટે એક મેજ આગળ આવીને બેઠી અને સેવકોએ ચાંદીના પ્યાલા મદ્યથી ભરેલાં મેજપર મૂક્યાં. તેમાંથી પોતાની પાસેનુ પ્યાલુ ઉચકી, મંડળીને ઉદ્દેશીને ખલીફ બોલ્યો "અમને અજાણ્યાને અત્રે આવવા દીધા, જમાડયા, અને દયાળુ પણે અમારો સત્કાર કર્યો તેથી હું મારા પોતાના તથા મારા મિત્રના તરફથી આપનો સર્વનો અને વિશેષ કરીને યજમાનનો આભાર માનું છું અને તમને આરોગ્ય પ્રાપ્ત થાવો એવું ઇચ્છી આ પ્યાલું પીઉં છુ. એમ બોલી તેણે તે પ્યાલું મોઢે લગાડયું. આ પ્રમાણે મદ્ય પ્રાશન થઈ રહ્યા પછી તે ફરીથી બોલ્યો– 'અમારા આગમનથી બંધ પડેલુ ગમતી સંભાષણ પુન શરૂ થાય એવી મંડળીને અમારી પ્રાર્થના છે."

ઘરધણીનું નામ અબુહસન હતું. પરોણા એ કરેલી વિનંતી સાભળીને તે બોલ્યો "હજરત, આપે કરેલી વિનંતી અમારે માન્ય છે. આ પૂર્વે જ્યારે જ્યારે આ રંગીલી મંડળીની બેઠકો થઈ છે, ત્યારે ત્યારે પ્રત્યેક જણે પોતાના અનુભવની કાઇપણ મનોરંજક વાત કહી બીજાને આનંદ આપવો, એવો અમારો ક્રમ ચાલતો આવેલો છે આપ ખોલીમાં આવ્યા તે પૂર્વે અમારી મંડળીમાના આઠમા ગૃહસ્થની વાત તરતજ પૂર્ણ થઇ હતી અને તેના સબંધીજ અમારી ગમતની ખાતર વાદ વિવાદ ચાલતો હતો તેમાનો થોડો ઘણો ભાગ આપે અત્રે આવ્યા પછી સાંભળ્યોજ. હવે માત્ર બે જણાની એટલે મુરાદ અસેદની અને મારી પોતાની વાત રહી છે એટલે મુરાદ અસદે પોતાની હકીકત સર્વને કહેવી એવી મારી તેને વિનંતી છે."

# મુરાદ અસેદ–દુર્દૈવી સોદાગર–ની વાત.

---

વાત કહેવાની હવે પોતાની વારી આવી જાણી મુરાદ અસેદ આનંદથી આગળ આવ્યો અને નીચે પ્રમાણે હકીકત કહેવા લાગ્યોઃ–

"મિત્રો ! મારૂ "દુર્દૈવી સોદાગર" એવું નામ પડવાથી મારા પર જે જે સંકટો પડયાં તેની તથા તેથી મારી થયેલી સ્થિત્યંતરની કહાણી હું તમને આનદથી કહું છુ. મારી હકીકત સાંભળ્યા પછી આપણુને આપણા યજમાનની પણ હકીકત સાંભળવાની મળશે.–"સુદૈવી–સોદાગર" એવું નામ તેને હમણાજ પ્રાપ્ત થયુ છે. તેની પ્રચડ સપત્તિ, અને તેનુ મહાભાગ્ય એ વિષયનો ઇતિહાસ ખરેખર ઘણો આશ્ચર્યકારક છે. વડિલોપાર્જિત મિલકતથી જેમ આપણા યજમાનની સુસ્થિતિ થયેલી નથી તેજ પ્રમાણે વડિલોપાર્જિત સપત્તિના અભાવે મારી પણ દુસ્થિતિ થયેલી નથી. વસ્તુસ્થિતિ તદન ઉલટીજ છે. મારો બાપ, બગદાદ શહેરનો એક પ્રસિદ્ધ વ્યાપારી હતો અને તેના મૃત્યુથી તેની અગણિત સપત્તિ મારા હાથમાં આવી હતી–એ સપત્તિ એટલી મોટી હતી અને હું એટલો નહાનો અને બીન અનુભવી હતો કે મારા હાથમાં આવેલી સપત્તિ કદિપણ ખૂટશે નહિ એમ મને તે વખતે લાગ્યુ. મે એક પ્રચંડ હવેલી અને બાગ વેચાતો લીધો. મિત્ર અબુહસન ! આજ તે હવેલી, સર્વ પ્રકારનો સુંદર અને વિલાસનો સામાન આણીને મેં આ હવેલી ઉત્કૃષ્ટ રીતે શણગારી સુશોભિત કરી હતી. ઘરનુ કામકાજ કરવાને કેટલાક ગુલામો પણ વેચાતા લીધા, અને તમને સ્વપ્ને પણ કલ્પના નહીં આવે એવી તરૂણ અને સુદર સ્ત્રીઓ મેં મારા જનાન ખાનામાં આણી

રાખી હતી. તે સમયની મારી સ્થિતિ જોઇને પ્રત્યક્ષ ખલીફને પણ મારી ઇર્ષા ઉત્પન્ન થઇ હતી.

“ મિત્રો ! બે વર્ષ સુધી હું એક સુલતાનની માફક રહ્યો મનમાં આવી તેવી મોજ ઉડાવી. ખર્ચ કેટલો થાય છે તેનો યત્કિંચિત પણ વિચાર કર્યો નહિ. મારા બાપે એક વખારમા ભરેલો માલ વેચી નાખ્યા પછી આપણો કારભાર કેમ ચાલે છે તે જાણવાની મારી ઇચ્છા થઇ એટલે મારી મિલકતનો અર્ધો ભાગ મે માત્ર બે વર્ષમા ખર્ચી નાખ્યો છે એમ મને જણાયુ.

“ આ પ્રકાર દૃષ્ટીએ પડતાજ મારૂ વર્તન અને સ્થિતિ વિષયે હું ઘણી કાળજીથી વિચાર કરવા લાગ્યો સ્ત્રીઓ, મદ્ય અને જુગાર વગેરેમાં આજ પછી પૂર્વવત્ પૈસા ઉડાવવાને મારી પાસે પાઇ પણ રહેશે નહિ એમ મને સ્પષ્ટ જણાઇ આવ્યુ.

“ મારૂ વર્તન સુધારવાનો મે નિશ્ચય કર્યો અને મારી પાસેના ઘણા ગુલામ મે વેચી નાખ્યા નોકર ચાકર, ગાડી ઘોડા કમી કર્યા તદ્દન કરકસરથી રહેવા લાગ્યો. અને મદ્ય પ્રાશન માટે રોજ થતી બેઠકો અઠવાડિયામા એકજવાર થવા લાગી

“ આ સઘળી વાત તો મે કરી; પણ આ સિવાય મુખ્યત્વે કરીને એક બીજી વાત કરી તે એ કે—મે મારી સપત્તિના બે ભાગ પાડયા, તેમાનો એક ભાગ વ્યાપારમા રોકીને બીજો ભાગ અચ્માની સુલતાની વખતે ઉપયોગી થઇ પડે તેટલા માટે જુદો કાઢી રાખ્યો

“ વ્યાપાર કરવા માટે જુદા કાઢેલા પૈસાનો, મને યોગ્ય લાગ્યો તેવો કેટલોક માલ ખરીદીને, તે સઘળો મિસર દેશમા જનાર એક વહાણપર ચઢાવ્યો. મિસરમા મારા બાપનો એક મિત્ર હતો; તેને મે

પત્ર લખીને મારો માલ બને તેટલો કસીને વેચવાને અને પાછા વળતા વહાણમાં બગદાદ શહેરમાં ખપે તેવા પ્રકારનો ત્યાંનો માલ, પોતાની પસંદગી પ્રમાણે ખરીદી કરીને મોકલવો, એવી વિનતી કરી.

"આવી વ્યવસ્થા કર્યાને છ મહિના થયા; છતાં પણ મિસરથી કાઇજ ખબર આવી નહિ. વર્ષ વહી ગયુ તોપણ કઇ બાતમી મળી નહિ. આખરે મિસર તરફ જનાર એક બીજા વહાણ સાથે મે મારા મિત્રને પુન પત્ર લખ્યો. તેનો મને તેના તરફથી એવો ઉત્તર મળ્યો કે-"તમારા તરફથી આવેલા માલનુ અત્રે કિફાયતે વેચાણ થવાથી સારો વકરો થયો છે અને અહિંથી પાછા ફરનાર વહાણમા ત્યાં ખપે તેવો માલ તમારે માટે મોકલાવ્યો છે" પરતુ આ માલ લેઈ જનાર વહાણનુ શુ થયુ-તે માર્ગમાંજ ફુટી ગયુ અથવા ચાચીયા લોકના હાથ ગયુ, આ સબધી મને કાંઈ પણ ખબર આજ પર્યંત મળી નથી. "આ પ્રકારે બાપની મિલકતના ત્રણ ચતુર્થાંશ ભાગનુ પાણી થઈ ગયુ. રહી માત્ર એક ચતુર્થાંશ. તે પણ રોજના ચાલુ ખર્ચને લીધે કમી થવા લાગી."આ પ્રકારે સ્થિતિ હોવાથી એક દિવસ ઘણું દુ ખ પામીને થયેલી નુકશાનીનો તથા કરેલાં છિછાંછળા પણાનો શોક કરતો અને શિલક રહેલી થોડીશી પુજીથી મારી સ્થિતિ શી રીતે સુધરશે એ વિષે વિચાર કરતો, રસ્તે ચાલતો હતો એવામા સૈયદ હજજી નામના એક ગૃહસ્થે મને હાક મારી.

" હુ તેની પાસે ગયો એટલે તે બોલ્યો "મિયાં, આ રસ્તે થઇને જતા મે તમને કેટલીએ વાર જોયા છે. પણ મને તમારી મુદ્રા કદિ પણ ઉદાસ દેખાઈ નહોથી પણ આજે મને તમારી વૃત્તિ બદલા-એલી જણાય છે. આજ રસ્તે જતા તમે નીચુ જોઇને કાંઇક વિચારમાં મગ્ન થયેલા દેખાવો છો. તો તમને એવું શુ દુ ખ પડયું છે, તે મને

કહેશો તો તે સંકટમાંથી મુક્ત થવાની એકાદ યુક્તિ હું મારા સામર્થ્ય પ્રમાણે તમને બતાવીશ."

"તે માણસની વધારા પડતી ચોકસી કરવાની બુદ્ધિથી મને જરા આનંદ થયો એટલે હુ હસતો હસતો બોલ્યો-" હજરત મારા પર પડેલું દુઃખ ઘણું મોટું છે, મારી પાસેની ઘણી ખરી સંપત્તિ નષ્ટ થઈ જવાથી, જે થોડી ઘણી પણ પુંજી મારી પાસે રહેલી છે, તેના યોગે ગયેલી સપત્તિ પુન પ્રાપ્ત કરવાનું બની શકે એવી કોઈ યુક્તિ તમે મને બતાવશો તો હુ આપને સર્વ હજરતના ગુરૂ સમાન માનીશ."

"તે બોલ્યો "બેટા ! તારી અશ્રદ્ધા સ્વાભાવિક હોવાથી ક્ષમાને પાત્ર છે. તરૂણ મનુષ્ય કરતાં વૃદ્ધ મનુષ્યને વિશેષ જ્ઞાન હોય છે, આ બદલ તે કદિપણ વિચાર કર્યો છે શુ ? વળી હજ્જ એટલે મક્કાની યાત્રા જેણે ત્રણ વખત કરી અને પેગબરના સ્થાનનું દર્શન કર્યું તે મારા જેવા માણસને ઘરમા બેસીને આખો વખત મધ પ્રાશન અને અન્ય પ્રકારના દુરાચરણમાં રમણ કરતા લોકને માલૂમ નહિ; એવી કોઇ પણ ગૂઢ વાર્તા માહિત હોવીજ જોઇએ, એમાં કાંઈ શંકા નથી."

"થોડોક જખવાણો પડીને હુ બોલ્યો-'હજરત સાહેબ, આપનું કહેવું તદ્દન સત્ય છે. ભિખારી અવસ્થામાં આવેલા મનુષ્યની સપત્તિક સ્થિતિ પૂર્વવત્ સારી કરી દે, એવું કોઇ જાદુ અગર યુક્તિ આપને માલૂમ હોય અને જો કૃપા કરીને મને કહેશો તો હુ આપનો ઘણો આભાર માનીશ.'

"સૈયદ હજી બોલ્યા 'બેટા, મોટેથી બોલીશ નહિ. તું તરૂણ હોવાથી તારૂણ્યના તોરમાં ગમે તેમ બકે છે. અહિં ખુલ્લા બજારમાં

મારાથી કંઈ પણ કહી શકાશે નહિ. મારે ઘેર આવશે તો સોનું જ-સોનું શી રીતે મેળવવું, એનો માર્ગ હુ તને બતાવીશ, તે સાંભળીને તને અતિશય નવાઈ લાગશે. !'

"પછી, હું તે વૃદ્ધની સાથે, એક ગંધાતી અને અંધાર ગલી-માંથી જતાં જતાં શહેરના એક અતિશય ખરાબ મહોલ્લામાં આવી પહોંચ્યો અને ત્યાં એક ભિખાર અને ભાગલા તુટલા ઝુંપડામાં દાખલ થયો.

"આ ઝુંપડાની અંદરનું દારિદ્ર જોઇને મેં સૈયદ-હજીને કહ્યું—"હજરત સાહેબ, સુવર્ણ પ્રાપ્તીના માર્ગનું જ્ઞાન હોનાર આપના જેવા ગૃહસ્થને આ ઝુપડામાં રહેવું કેમ ગમે છે કોણ જાણે !"

એટલે તે બોલ્યો "જોયેલી સ્થિતિથી ઉતાવળો નિર્ણય બાંધીશ નહિ, હું શું કહુ છું તે શાંતિથી સાંભળી લે, એટલે સર્વ વાત આપો-આપ સમજાશે."

"પછી તે ઉઠયો અને છાજલીપરથી એક શીશો ઉઠાવી તેણે તે મને બતાવ્યો અને બોલ્યો" આ, જો, આ શીશીમાં સોનું બનાવવાનું જાદુનું પાણી છે. આ પાણીના યોગે રાજવાડા, ગુલામ, સુંદર સ્ત્રીઓ અને બીજું જે કાંઇ જોઇએ એમ મને લાગે તે સર્વ પ્રાપ્ત થાય છે !"

"આથી હું કાંઇ પૂછવા જતો હતો એટલામાંજ મને અધિક વિશ્વાસ બેસે એવા સ્વરે તે પુન બોલ્યો "બેટા જો, આ શીશાના પાણીનો એવો વિલક્ષણ પ્રભાવ છે કે કોઇ પણ ધાતુ આ શીશામાં બોળી કે તરતજ તેનુ સોનું થાય છે. આ વાતનો અનુભવ હું તને પ્રત્યક્ષ કરી બતાવું છું. એમ કહીને આશરે પાંચેક ઔંસનો સીસાનો

એક કટકો બાટલીમાંના થોડાક પાણીમાં કાળજીપૂર્વક ડુબાવી રાખી; તેણે તે સીસો એક ખૂણામાં મૂકી દીધો અને પ્રકાશ લાગે નહિ તેટલા માટે તેનાપર એક રૂમાલ ઢાંકયો. બાટલીમાં નાંખેલી ધાતુમાં તે પાણી દાખલ થાય એમજ તેનુ રૂપાંતર થાય એટલા માટે ઉપર લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરીને તેણે:તે શીશો દસ મિનિટ સુધી તેમજ રાખી મૂકયો. "દસ મિનિટ પછી બાટલીપરનો રૂમાલ ઉડાવી લીધો, અને પાણી ખલાસ ન થતાં, તેમાં નાંખેલા સીસાના કટકાને બદલે તેટલોજ ઉત્તમ સોનાનો કટકો મને દેખાડયો.

"સિસાનું સોનું બનાવવાની આ સહેલી ક્રિયા જોવાથી મને ઘણો હર્ષ થયો અને તમારી પાસે આ શીશાના પાણી જેવું પાણી કેટલું છે અને તેની તમે શું કિંમત લેશો? એ પ્રમાણે મેં મોટા ઉત્સાહથી હાજીને પૂછ્યું.

"આથી હાજી હસીને બોલ્યો, 'બેટા, ખરેખર તુ ઘણોજ ભોળો છે. મારી પાસે જો પુષ્કળ પાણી હોય, તો હું આવી ભિખાર કોટડીમા કેમ રહું? અથવા પાણીના ભારોભાર સોનુ લીધા સિવાય હુ તે કોઇને આપું પણ ખરો' ખરૂ કહીયે તો સોનુ પણ આ પાણી કરતા હલકી કિંમતનુ છે એ તારાથી પણ ના કબુલ થાય તેમ નથી. ઇનષાનઅલ્લાહ' આ નાની સરખી બાટલી ભરીનેજ પાણી મારી પાસે હતું તેમાથી જે થોડુ બાકી હતું તે પણ અત્યારે ખલાસ થયુ; એ તે જોયુજ છે જો કે મારી પાસે પાણી બિલકુલ રહ્યું નથી, છતાં પણ પાણીની કિમતની એ ગુપ્ત વાત એટલે આ પાણી ક્યાં મળે છે અને તે શી રીતે લાવવું એની મને માહિતી છે. આ પાણી જે ઉખર અને પડતર પ્રાતની જમીનના પડમાં મળી આવે છે તે

પ્રદેશ અહિંથી ત્રણ સવાત્રણ મહિનાની મુસાફરી જેટલે દૂર છે. ત્યાં જતાં વિધર્મી લોકના મુલકમાં થઇને જવું પડે છે. તે લોકો આપણા જેવા મહમંદીય લોકને માર્ગમાં ઉપદ્રવ કરે નહિં તે માટે, તેમના મુલકમાંથી જતી વખતે, તેમને લાંચ આપવી પડે છે. આ પ્રવાસ એટલો બધો ખર્ચાળ અને ત્રાસદાયક છે માટે સઘળી વાત તને વિદિત કરૂ છું અને એવી સ્થિતિમાં તારી ત્યાં જવાને હિંમત છે? અને આવું જોખમનું કામ માથે લેનારને તારાથી પૈસા પૂરા પાડી શકાશે કે કેમ ? એ મારો તને મુખ્ય પ્રશ્ન છે."

"તેથી મને ઘણું આશ્ચર્ય લાગ્યુ. મારી બગડેલી સ્થિતિ પૂર્વવત્ આબાદ થવા હજીના કહેવા પ્રમાણે કરવા સિવાય બીજો ઉપાય નહોતો, એમ જાણીને સુવર્ણ જળના ઝરા પાસે જવાનો મેં નિશ્ચય કર્યો, પણ પૈસા જોઇએ અને તે તો મારી પાસે હતા નહી, તેથી ઘરમાનુ સર્વ કાંઇ હતુ નહોતુ કરીને ખૂટતું રહ્યુ તે માટે ઘરબાર સામાન સુમન, દાસદાસી અને વધેલો થોડોક વ્યાપારનો માલ વગેરે વેચી નાંખીને ચાર હજાર મહોરો જેટલી રકમ મે ઉભી કરી. પછી હુ અને તે હજી તે દિવ્યજળ ભરી લાવવા માટે ઉંટની પીઠપર પખાલ નાખીને અને હાજીએ આણેલા બે ગુલામોને સાથે લઇને પ્રવાસે નિકળી પડયા.

"આ પ્રમાણે ત્રણ દિવસ રસ્તો કાપ્યા પછી, ત્રીજા દિવસે સંધ્યાકાળે ખાઇપીઇને થોડોક દારૂ પીઇને હું નિરાતે ઉંઘી ગયો. સૈયદ હજી મક્કાની યાત્રા કરી આવેલો હોવાથી દારૂને અડતો નહોતો. હુ સૂતો ત્યારે હજી અને ગુલામ ત્યાંજ બેઠેલા, અને ઉંટ ઝાડ સાથે બાંધેલાં હતાં. હું ઘણો દહાડો ચઢયો ત્યાંસુધી ઉંઘ્યો હતો.

દિવસ ખરા ઉનાળાના હતા. અને તે સ્થાન તદ્દન એક બાજુએ હતું. તડકાની ગરમી લાગવાથી હુ જાગી ઉઠયો અને જોઉં છું તો સૈયદ હજ્જી, ગુલામ અને ઉંટ વગેરે કાંઇપણ ત્યાં નહોતું. હું એકલોજ માત્ર ત્યા પડેલો હતો. તે સર્વ ગયુ; અર્થાત્ મારા સર્વ પૈસા પણ તે સાથેજ ગયા. અને આ પ્રમાણે અલ્લાહની ઇચ્છા પ્રમાણે હું તદ્દન દરિદ્રાવસ્થામાં આવી પહોચ્યો.

"પછી ધીમે ધીમે અને અનેક સંકટ ભોગવતો ભોગવતો હું બગદાદ શહેરમાં પાછો આવ્યો; પણ આ સ્થિતિમાં પણ અલ્લાની ભલમનસાઇ માટે હું તેનો અતિશય ઉપકાર માનું છું. કારણ મારો મિત્ર અબુહસન તથા મારા બીજા મિત્રો અત્રે હોવાથી મને સુસંગત તથા સુગ્રાસ અન્નની તાણ પડતી નથી. લોક મને "દુર્દૈવી સોદાગર" કહીને ખીજવે છે; છતાં પણ હું હસી ખેલીને ગમતમાં કાળક્રમણ કરૂ છું, અત્રે મારી વાત પૂરી થઇ; હવે મારા મિત્ર અબુહસન "સુદૈવી સોદાગર"નો આયુષ્ય ક્રમ મારા કરતાં જુદા પ્રકારનો હોવાથી, તેનું વૃત્તાંત મનમાં મસ્તર ન લાવતાં આપ સર્વની સાથે મોટા આનંદથી સાંભળવાને હુ પણ તૈયાર છું."

## અબુહસન—સુદૈવી સોદાગર–નો વૃત્તાંત.

મુરાદ અસેદની કથા પૂરી થવાથી સર્વ મંડળીનું ધ્યાન અબુહસન તરફ વળ્યું. અબુહસન પોતાનું વૃત્તાંત કહેતાં બોલ્યો "શ્રીમંત ભીખારી કેમ બને છે, એ આપ હમણાંજ થયેલી વાતપરથી જાણ્યું છે; હવે ગરીબ માણસ શ્રીમંત શી રીતે થાય છે, એ બાબત મારી વાત પરથી આપના લક્ષમાં આવશે.

"મારો વૃત્તાંત કહેતાં, સઘળી જુની પુરાણી, નાની મોટી, વાતો યાદ કરીને હું તમને કહેવા લાગું તો તેથી બન્નેને કંટાળો આવશે; તેથી હું એટલુંજ કહું છુ કે હાલ મારી પાસે જે ધન દોલત છે, તેમાંની એક પાઇ પણ વડિલોપાર્જીત નથી. સાત વર્ષ પૂર્વે આજે મુરાદ અસેદની જેવી અવસ્થા છે તેવીજ મારી પણ હતી. તે સમયે મારી અને એક વૃદ્ધ સોદાગરની ભેટ થઇ, મને પ્રસ્તુત જે યશ પ્રાપ્તી થયેલી છે, તેની ગુરૂકુચી આ વૃદ્ધ સોદાગર પાસેથીજ મને પ્રાપ્ત થઇ. આ ગુરૂકુચી એટલે કઇ એકાદ મંત્ર, તંત્ર, જાદુ કિંવા એકાદ જડી બુટ્ટી વગેરે નથી. એ સાંભળી તમને કદાચિત થોડુક આશ્ચર્ય પણ લાગશે. મને તે વૃદ્ધ વ્યાપારીયે વ્યાપાર કરવાની એક નવીન રીત બતાવી દીધી. તે વ્યાપારી લોકની હમેશની રીતથી તદ્દન ભિન્ન પ્રકારની હતી; પણ તે રીતીને અનુસરવાથી મારી એક સરખી આબાદી થતી ગઇ.

"માલ ખરીદ કરતાં, માલની કિંમત તદ્દન ઓછી કહેવી અને તે વેચતી વખતે ઘણી વધારે કિમત કહેવાની વ્યાપારી લોકની રીત હોય છે એ તમને માહિત હશેજ. સિવાય ખરીદી અને વેચાણ વખતે માલની કિંમતની બાબતમાં પુષ્કળ વખત સુધી વાટાઘાટ અને રકજક કર્યા પછી જ તેનો સોદો જામે છે એ પણ સુપ્રસિદ્ધ છે.

"પરંતુ મારો વૃદ્ધ મિત્ર એટલે ઉપર જણાવેલો સોદાગર તેના શિખવ્યા પ્રમાણે મેં મારો વ્યવહાર તદ્દન જુદાજ પ્રકારે સતત્ ચાલુ રાખ્યો છે. માલની ખરીદી વખતે મને વ્યાજબી લાગે તેજ કિંમત હું કહું છું. તે માલ વેચનાર કબુલ કરે એટલે સોદો થાય છે. ન પાલવતું હોય તો મને આ કિમતમાં આપવું પાલવતું નથી

એમ કહીને ચાલ્યો જાય છે. મેં કહેલી માલની કિંમત ના કબુલ કરનાર સાથે પુન. કદીપણુ વ્યવહાર કરવો નહિ એવો મારો નિયમ હોવાથી, મારી કહેલી કિંમત મુંગે મોંઢે લેવી, નહિં તો ચૂપ બેસી રહેવુ એ સિવાય તેને માટે અન્ય માર્ગજ રહેતો નથી. મારે લેવાની કિંમતજ હુ ધરાકને કહું છું, તે તેને કબુલ હોય તો સોદો થાય છે. મે કહેલી કિંમત કરતાં ધરાકે કહેલી અન્ય કિંમત લઇ માલ વેચવા કરતાં તે માલનો નાશ કરી દેવો એ મને વધારે પસંદ છે.

"મારી આબાદી થવાનુ આ જ રહસ્ય છે. મારી આ વાત ઘણી નાની છે છતાં પણુ તેનું તાત્પર્ય ઘણું મહત્વનુ છે. આટલી મોટી સંપતિ મેં શી રીતે પ્રાપ્ત કરી, તેનુ મૂળ કારણુ તમને ખુલ્લુ કરી બતાવ્યા પછી, તે ગમે તે માણુસ કરી શકશે એ તમને સ્પષ્ટ સમજાશે. મારી આબાદીનો માર્ગ સહજ સાધ્ય છે છતાં પણુ તેથી થતું કાર્ય કેટલુ મોટુ છે એ વાતનો જો આપ એકવાર વિચાર કરશો તો તમારા લક્ષમા આવ્યા સિવાય રહેશે નહિ."

એમ બોલતાં અબુહસને મંડળી બેઠી હતી તે ખોલી તરફ તથા ખોલીના છેડે ભરવેલા સોનેરી પડદાની પેલી બાજુએ આવેલા ઉપવન તરફ દ્રષ્ટી નાખવાને મંડળીને આંગળીથી સુચવ્યું. આ સમયે ચંદ્ર ઉગેલો હોવાથી તેની શુભ્ર પ્રભા ઉપવનમાં આવેલાં ફલ ફૂલનાં વૃક્ષોની ડાળીપર અને આરસપહાણુના હોઝમાંથી ફરફર ઉડતા જળપર પડેલી દેખાતી હતી. ત્યાંથી થોડેક દૂર અત્યંત સુંદર અને તરૂણ સ્ત્રીઓનુ ટોળુ હતું તે આ ઉપવન તરફ નાચતું અને સુંદર ગાન કરતું આવે છે એવુ દ્રષ્ટિએ પડયુ.

એટલે અબુહસન ઉભો રહીને બોલ્યો " તે સ્વર્ગાંગનાઓ

જુઓ! ખાન પાન તથા મદ્ય પ્રાશનની મજા ઉડાવી વિલાસ ભોગ કરવા માટે તેઓ આપણને બોલાવે છે."

એટલે અબૂહસન તથા તેની મંડળી ત્યાંથી ઉઠીને બાગમાં ગયા પછી દીવાન ખાનામાં એકલો બેસી ખલીફ વિચાર કરવા લાગ્યો.

વ્યાપાર કરવા માટે યોજેલી નવીન રીતનું વર્ણન કરીને, તેનુ શું પરિણામ, પોતાની પાસે બેઠેલી મંડળીને બતાવવા માટે અબૂહસને પોતાના મહેલ તરફ તથા બહારના બગીચા તરફ હાથ કરેલો, તે હાથ પોતે આ પૂર્વે કોઇપણ સ્થળે જોયેલો છે એવો વિચાર એકાએક ખલીફના મનમાં આવ્યો.

અબૂહસનની સુંદર આંગળીઓ તથા તેમાં ઘાલેલી રત્ન જડીત અને શોભાયમાન મોટી મોટી વીંટીઓ જોઇને, પૂર્વ રાત્રે આંખો પર લીલો રૂમાલ બાંધેલા વૃદ્ધ મનુષ્ય અને તેના ઘરમાં દ્રષ્ટીએ પડેલો ગૂઢ વ્યાપાર, ખલીફની દ્રષ્ટિ સમીપ એકદમ ખડો થયો.

અબૂહસન તે પ્રસ્તુત વાર્તાનો સુદૈવી, તરૂણ અને આનંદી યજમાન અને ચોરીનો માલ રાખનાર તે નીચ બૂઢો, એ વ્યક્તિ એકજ હોવી જોઇએ એમ ખલીફને લાગ્યુ. પોતાની કહેલી કિંમત આપે તેનેજ માલ વેચવો; કમી કિંમતે માગે તેને તે માલ વેચવાનો નહિ; એ પોતાના અભ્યુદયનાં અબૂહસને જણાવેલાં કારણો કેવળ થાપ છે એ વાત પણ તેના લક્ષ્યમાં આવી.

ઉપર કહ્યા પ્રમાણે વિચારમાં ખલીફ નિમગ્ન થયેલો હતો તેવામાં તેને ઉપવનમાં લેઇ જવા માટે સ્વતઃ યજમાન ત્યાં આવ્યો અને સર્વ મંડળી આપની રાહ જોતી બાગમાં બેઠી છે, એમ બોલ્યો.

પણ ખલીફના મનમાં ત્યાંથી પગ બહાર કાઢવાનું હોવાથી,

હવે પાછલી રાત થઇ છે અને અમારે હજુ પુષ્કળ લાંબે જવાનું છે એટલે અમને ક્ષમા કરો. "એમ કહીને તથા તેમણે કરેલા આદર અતિથ્ય બદલ તેનો આભાર માનીને તે તથા જાફર ત્યાંથી બહાર નિકળ્યા અને તરતજ રાજવાડામાં પાછા આવી પહોંચ્યા.

અત્યાર સુધી જોયેલા પ્રકારથી ખલીફની જિજ્ઞાસા અધિક વૃદ્ધિ પામતી ગઈ અને તેને તૃપ્ત કરવા માટે બીજે દિવસે પણ તે વૃદ્ધ પુરૂષના દરવાજામાં એક અંધારી દેવડીમાં બેસી રહ્યો.

આજ તે ઘરમાં આગલા દિવસની રાત્રીની માફક વિશેષ ગડબડ જણાઇ નહિ કિંવા ઓલીમાંના સામાનની પણ વિશેષ ફેરવા ફેરવ નજરે પડી નહિ. આજ મેજ અને તેના પરનો મંદમંદ બળતો દીવો અને કપડાંના ગાંસડા એ સર્વ જ્યાંનું ત્યાં હતું. પણ આંખો પર લીલો પાટો બાંધેલો તે વૃદ્ધ પુરૂષ કંઇ દ્રષ્ટિએ આવતો નહોતો. બહારના દરવાજા પાસે દરવાજો ઉઘાડવા માટે ગઇ રાત્રે બેઠેલો કુબડો મુગો માત્ર ત્યાં હતો. પણ તે સ્વસ્થપણે ઘોરતો પડેલો હોવાથી આવનાર જનારની તેને કઇપણ ખબર નહોતી.

આ પ્રમાણે સર્વ શમશમાકાર જોઇને ખલીફને આશ્ચર્ય લાગ્યું. પોતાનું ગુપ્ત કારસ્થાન પ્રગટ થયુ એવો સંશય આવવાથી તે વૃદ્ધ પુરૂષ આજે નાશી તો નહિ ગયો હોયને? આવો વિચાર કરતો ખલીફ બેઠેલો હતો એટલામાં સુદૈવી સૌદાગર અર્થાત્ અબુહસન એકદમ તે ઘર તરફ આવતો દેખાયો. તેની ચાલવાની ઝડપ તથા વેષ જોઇને, પુર્વ દિવસનો વૃદ્ધ પુરૂષ તે બીજો કોઇજ નહિ પણ અબુહસનજ હોવો જોઇએ એવી હવે ખલીફને ખાત્રી થઇ.

અબુહસન દરવાજા પાસે આવી .પહોંચ્યો એટલામાંજ સામી

બાજુએથી પૂર્વ દિવસનો તે કૃપણ ભિખારી પણ આવીને ઉભો રહ્યો. અને દરવાજા પાસે કોઇ મનુષ્ય છે એમ જાણીને પોતાની હમેશ મુજબ દીન વાણીથી ભીખ માગવા લાગ્યો. વસ્તુતઃ આ ભિખારી અબુલહસનનો બાપજ હતો; પરંતુ રાત્રિ અંધારી તથા દૃષ્ટિ માંધ્ય હોવાથી તે વૃદ્ધને પોતાના પુત્રની ઓળખાણ પડી નહિ. રસ્તે જતો આ કોઇ ગૃહસ્થ છે એમ જાણીને તેણે તેની પાસે યાચના કરી.

વૃદ્ધ પુરૂષના શબ્દો સાંભળીને અબુલહસન બોલ્યો—" કોણ બાબા ! તમે ક્યાંથી ? આ યાચક વૃતિ હવે છોડી દો. એમ મેં તમને કેટલી વખત કહ્યું પણ તમે મારૂં સાંભળતાજ નથી એટલે મારો ઉપાય નથી. પ્રભુએ મને સર્વ વાતે અનુકુળતા આપી છે. તમારી આ વૃદ્ધાવસ્થામાં હું તમને કાંઇપણ ઓછું આવવા દઇશ નહિ. પણ તમે મારૂં સાંભળો ત્યારે તે બધું ને."

આ ખરેખર પોતાનોજ પુત્ર છે એ જોઇ. વૃદ્ધ યાચક સંતાપ પામ્યો અને આવેશથી બોલ્યો—" છટ છટ એ વાત કદાપિ બનશે નહિ. તું આવે છે એમ મને ખબર હોત તો હુ અત્રે ઉભો પણ રહેત નહિ. જેના હોઠ મધથી ભ્રષ્ટ થયેલા છે. પેગબરના ફરમાનને જેણે છાપરે મૂક્યાં છે, અને બચપણમાં મેં આપેલા શિક્ષણપર જેણે પાણી ફેરવ્યું છે એવા માણસ પાસે મારે માત્ર ઉભા રહેવું તે પણ વાજબી નથી તો પછી તેનું અન્ન ખાઇ, તેને આશિર્વાદ આપી તેનું કલ્યાણ ઇચ્છવાની વાતતો ક્યાંથી જ બને ?"

બાપે પોતાનો તિરસ્કાર કર્યો તેથી ચિડાઇને અબુલહસન બોલ્યો "કર્મચંડાળ ડોસા ! જા, જા, તારે રસ્તે જા, દારિદ્રયને વળગી રહ્યો છે તેવો જ બેસી રહે; પણ ધ્યાન રાખજે કે મારા મુખમાંથી એક

શબ્દ નિકળવાનીજ વાર છે, નહિતો તારૂં દારિદ્ર્ય એકદમ નષ્ટ થઇ જાય. ”

પુત્રના મુખમાંથી બહાર પડેલાં આ મુક્તાફળ–વચનામૃત સાંભળી તે વૃદ્ધ ભિખારી બડબડતો પોતાને રસ્તે ચાલ્યો ગયો. તે ક્યાં જાય છે તે જોતો જોતો અબુહસન પણ તેની પાછળ પાછળ ગયો. પછી તે વૃદ્ધ પોતાના ભિખાર ઝુંપડામાં દાખલ થયો. એટલે થોડો વખત બહાર ઉભો રહી અબુહસને પણ દરવાજો ધક્કો મારીને ઉઘાડ્યો અને પોતે પણ અંદર ઘુસ્યો.

આગલ શું થાય છે તે જોવાની ઇચ્છાથી, ખલીફ પણ જાફર સાથે અબુહસનની પાછળ પાછળ લાગલોજ ત્યાથી ચાલ્યો.

તે વૃદ્ધ ભિખારી કાઇક બહેરો હતો. એથી પોતાના છોકરાના પગલાં પણ તેણે સાંભળ્યાં નહિ, ખલીફ અને તેનો સાથી પગલાં પણ ન સભળાય તેવી રીતે ત્યાં આવીને બારણા આગળ ખપાડાના પડછાયામાં ઉભા રહી આગળ શું થાય છે તે જોવા લાગ્યા તે વૃદ્ધ પુરૂષે કાંપતે કાંપતે પોતાની પથારી નીચેનું ભોયરૂ ઉઘાડીને તેમાંથી પોતાની પુજીની થેલી બહાર કાઢી અને આખો દહાડો ભીખ માગીને આણેલા પૈસા તેમાં નાંખવા લાગ્યો, તે વખતે અબુહસન તે વૃદ્ધની. કૃતિ તરફ તિરસ્કાર પૂર્વક પણ મોજમાં જોતો ઉભો હતો.

આ પ્રમાણે થોડોક વખત તે મૂર્તિ તરફ મૂગે મોઢે જોઇ રહીને, અબુહસન ડોકુ હલાવીને બોલ્યો. “હ હ ! ડોસા એકદરે તુ ભિખારીનો પણ ભિખારી અને પૈસાને બચીયો કરનારો છે ? હું આપવાને તૈયાર થયેલો તે પૈસા સુખ અને સ્વસ્થતાને તું ધિક્કારે છે અને આ પૈ પૈ ભેગી કરીને ભરેલી કોથળીને તું છાતીએ બાંધી રાખે છે આં?”

આટલુ બોલી અબુહસને મોટા તિરસ્કારથી તે થેલીને લાત મારી તે સાથેજ થેલીમાંનાં નાણું જમીનપર વેરાઇ ગયાં એટલે તે વૃદ્ધે "ચોર ચોર, મને લુટયો મને લુટયો" એવી બુમ મારી અને આખા ઘરમાં વેરાયેલા પૈસા ગાભરો ગાભરો થઇને ભેગા કરવા લાગ્યો.

અબુહસન તેના અંગપર ધસી ગયો અને "એ બદમાશ, અરે લુચ્ચા, તને કોણ લુટે છે? આડોશી પાડોશી દોડી આવી મને પકડે એમ તારા મનમાં હશે કેમ?" એ પ્રમાણે ગુસ્સામાં બોલી હાથમાંની કટાર તે વૃદ્ધની છાતીમા ભોકવાને તેણે ઉગામી પરતુ એટલામાં ખલીફે મેસરૂરને ઇશારત કરતાંજ તેણે અબુહસનનો હાથ ઉભોને ઉભો પકડી રાખ્યો. અબુહસન તરૂણ અને બળવાન હોવાને લીધે તેણે પોતાનો હાથ છોડાવવા માટે ઘણી મહેનત કરી. આ ખટપટમાં ભૂલથી તેના હાથમાની કટાર તેનીજ છાતીમાં પેશી ગઈ અને તે તત્કાળ મરણ પામ્યો. આ અકસ્માત થયો કિવા ક્ષણભર હાથ છુટો થતાંજ ખલીફાના હાથે થનાર શાસન ટાળવાના ઇરાદાથી તે મુદ્દાથી મારી તે ખાત્રી પૂર્વક કહી શકાતું નથી.

આ પ્રમાણે સુદૈવી સૌદાગરના દુષિત જીવિતનો અત આવ્યો. બીજે દિવસે ખલીફે અબુહસનના ઘરનો સર્વે સામાન સરકારમાં જમા કરવાનો હુકમ કર્યો. તેનો વડો. બગીચો વગેરે પોતાના ખાનગી તરીકે રાખ્યાં અને ગોદામમાંનો અઢળક મૂલ્યવાન માલ વેચી દીધો. તેથી જે રકમ ઉત્પન્ન થઈ તેમાથી અડધી શહેરની મસીદોમાં અને બાકીની ગરીબોને વહેચી દેવાની તેણે વ્યવસ્થા કરી.

પોતાના પુત્રની પ્રચડ દોલતમાંથી એક કોડી પણ લેવાને રાજી ન હોનાર તે વૃદ્ધ કૃપણ ભિખારીને ખલીફે અન્ન વસ્ત્ર પુરતું પેન્શન

ઠરાવી આપ્યું. ખરૂં કહીએ તો આ વર્ષાસન તે વૃદ્ધને જેમ તેમ કરતાં પણ પુરતું ન હોવા છતાં તેમાથી પણ તેણે પેટ પાટા બાંધીને કંઇક પૈસા બચાવ્યા એ વાત જ્યારે ત્રણ ચાર વર્ષ પછી તે મરી ગયો ત્યારે બહાર આવી.

ટેવનું પ્રબળ કેટલુ વિલક્ષણ તે જુઓ !

## ખલીફ અને અંજનની બીજી ડબી.

અબ્દુલ રહેમાન પાસેથી ખરીદેલી બે ડબીમાંની પહેલી અર્થાત મોટી ડબીમાંનુ માત્ર થોડુક અંજન શિલક રહ્યું છે એમ જોઇને અને લેવોજ કાંઇ મહત્વનો પ્રસંગ આવે ત્યાં સુધી તેને વાપરવું નહિ એવો સકલ્પ કરીને ખલીફે તે ડબી પોતાની તીજોરીમા બધ કરીને મૂકી દીધી. પછી બીજી અર્થાત્ નાની ડબીના અંજનનો પ્રભાવ અજમાવી જોવાની ઇચ્છાથી તે ડબી ખજીનદાર પાસેથી મંગાવી લીધી.

પહેલી ડબીની માફક આ ડબીમાં પણ એક નાનો સરખો કાગળ મૂકેલો હતો અને તેનાપર નીચે પ્રમાણે મજકુર લખેલો હતો.

"આ અદ્ભૂત અને જાદુઇ અંજન ખરીદનાર તારો જય જયકાર થાઓ ! આ ડબીમાંનું થોડુક અજન તારી આંખમાં લગાડતા વારજ અત્યંત મહાન અને જ્ઞાની રાજા હાતીમની માફક તને પણ સર્વ પશુ પક્ષીની ભાષાનું તત્કાળ જ્ઞાન થશે. તથાપિ અંજન લગાડ્યા પછી તારા મુખમાંથી એક શબ્દ પણ બહાર પડતાં તને પ્રાપ્ત થયેલી પશુ પક્ષીની ભાષા સમજવાની શક્તિ તત્કાળ નષ્ટ થશે. જે જાદુગરે આ અદ્ભૂત અજન તૈયાર કર્યું છે તેણે આ પ્રમાણે આજ્ઞા કરેલી છે."

આ શબ્દો વાંચીને તથા ડબીમાં અંજન થોડુંજ છે એમ જોઇને તથા તે દ્વારા પ્રાપ્ત થનારી અદ્દ્ભૂત શક્તિ કેટલી ક્ષણ ભંગુર છે અને મુખ વાટે એકાદ અક્ષર ભૂલથી બહાર પડતાં તે શક્તિ નષ્ટ થનાર છે, આ સર્વ બાબતનો વિચાર કરીને હાલ તુર્ત આ અંજનનો ઉપયોગ ન કરવો એમ નિશ્ચય કરીને તે ડબી એક નાના કંડીયામાં મૂકીને તે કંડીયો તેણે એક સેવકને સ્વાધિન કર્યો. અને તેને કાળજી પૂર્વક સંભાળી રાખીને પોતાની તહેનાતમાં સદોદિત હાજર રહેવાની આજ્ઞા કરી. અંજનનો ઉપયોગ કરવાનો યોગ્ય સમય પ્રાપ્ત થતાંજ તે તરત હાથ આવે એ ઇચ્છાથી તેણે આ પ્રમાણે વ્યવસ્થા કરી.

એ અરસામાં ખલીફની પટરાણી અને પ્રિય પત્નિ ઝોબિદીએ પોતાના ભવ્ય મહેલમાં એક મહાન મીજબાનીનો સમારંભ કરવાની તૈયારી કરવા માંડી. આગળ જણાવ્યા પ્રમાણે અજનની ડબી સભાળી રાખવા માટે સેવકને સ્વાધીન કરીને બીજે દિવસે ખલીફ રાણીના મહેલમાં મીજબાનીમાં ગયો. તેના વિલાસમદિર પાસેના બાગમાં આવતાં, રાણી બાગના મધ્યમાં એક ઉચ્ચાસન પર બેઠેલી છે અને તેની પાસે અત્યત ઝગઝગીત વસ્ત્રો પરિધાન કરેલી સ્ત્રીઓની ઠઠ જામેલી હતી એમ તેને જણાયું. ખલીફની સ્વારી આવતી જોઇને તે સર્વ જણ ઉઠી તેની સામે ગયાં અને તે ઉપવનમાં અહીં તહીં સહેલ કરતી અન્ય સ્ત્રીઓ પણ ખલીફનું મનરંજન કરવા માટે ગાવા અને વાજીંત્ર વગાડવા લાગી. ખલીફ પોતાની રાણીની સાથે તે ઉચ્ચ આસનપર જઇને બેઠો. તે સમયની શોભા ઘણીજ મનમોહક હતી. આ ઉપવનની ચારે બાજુએ સંગેમરમરના સ્થંભોનો મંડપ હતો અને સ્થંભોપર સોનાનો ઢોળ ચઢાવેલો હતો. મંડપના મહેરાપ પર જુદા-

જુદા રંગનાં કંદીલો હારદોર લટકાવેલાં હતાં. ત્યાંનાં વૃક્ષોની ડાળીઓ પર ટાંગેલાં કંદીલોનો પ્રકાશ આખા બાગમાં અને બાગના ઉંચા ઉંચા ફુવારા પર પડતો હોવાથી જાણે કે ફુવારામાંથી વિવિધ રંગના હજારો તેજસ્વી રત્નો નીચેના સંગેમરમરનાં વિસ્તીર્ણ પાત્રોમાં પડતા હોય એમ ભાસ થતો હતો.

આ સુંદર શોભા કેટલોક વખત જોયા પછી ખલીફ ઉચ્ચાસન પરથી ઉઠી બાગમાં આમતેમ ફરવા લાગ્યો. એમ ફરતાં ફરતાં તે એક લતામંડપ સમીપ આવી પહોચ્યો. તેની ચારે બાજુએ સોનેથી રસેલી જાળી બેસાડેલી હતી, તેપર લીલીછમ વેલો ચડાવેલી હતી આ સ્થળે પ્રત્યેક જાતીના અને રંગના પક્ષિ રાખેલાં હોવાથી આ એક વિસ્તીર્ણ પક્ષીશાળા બનેલી હતી આ ચીડીયાખાનામાંના પક્ષિઓ આનંદથી આમ તેમ ઉડતા, પ્રભાત સમય થવા આવેલો હોવાથી, અનેક પ્રકારના મંજુલ શબ્દો કરતા હતાં.

ખલીફ ઉભો હતો તેની પાસેની એક ડાળીપર બે મદનસારિકા બેઠેલી હતી. તે બન્ને માદીકરી હોય એમ તેમના સંભાષણ પરથી પાછળથી જણાયું. તેમના સુંદર પીંછા તથા મધુર શબ્દ સાંભળીને ખલીફ તે તરફ લક્ષપૂર્વક જોવા લાગ્યો. આ મદનસારિકાના મધુર-મંજુલ બોલ વધારે વખત સાંભળવાની ઇચ્છાથી તે એક ઘટામાં બેસીને સાંભળવા લાગ્યો. આ પક્ષિ શું બોલે છે તે જાણવા તથા પક્ષિઓની ભાષા કેવી છે તે સાંભળવાની આ યોગ્ય સંધી પ્રાપ્ત થઇ છે એમ ખાત્રી થવાથી સાથે આવેલા સેવક પાસેથી અંજનની ડબી માગી લઈ તેમાંથી થોડુંક અંજન તેણે આંખમાં આંજ્યું અને કોઇની સાથે એક શબ્દ પણ ન બોલતાં તે બન્ને પક્ષિઓનું સંભાષણ

સાંભળવા લાગ્યો. આંખમાં અંજન લગાડવાની માત્ર વાર હતી એટલામાં તે મદનસારિકા જાણે મનુષ્ય પ્રમાણે શુદ્ધ અરબી ( ખલીફની ભાષા અરબી હતી ) ભાષામાં બોલે છે એમ તેને સંભળાવા લાગ્યું. તે નીચે પ્રમાણે:—

પહેલી સારિકા—"બાઇ ! મને આ બોલવું પસંદ નથી. આપણે મનુષ્ય થઇએ એમ તને લાગતું હોય તો કોણ જાણે ! એ માત્ર તારી ઘેલછા છે અને તે જોઇ મને ખરેખર હસવું આવે છે. સિંહ, વાઘ કિંવા ચિત્તા જેવા ઉમદા પ્રાણીઓની માફક થવાને જો તું કહેતી હોય તો તો મને આનંદ થાય. પણ શું મનુષ્ય ! છી ! છીઃ ! તેનું તો નામ જ ના દઇશ. સૃષ્ટીક્રમમાં મનુષ્ય પ્રાણીનો દરજ્જો કેટલો બધો હલકો છે એનો જરા વિચાર તો કર. મનુષ્ય પ્રાણી કેટલું પરાવલંબી અને કષ્ટક્ષમ છે અને થોડુંક અન્ન અને આછું પાતળું આચ્છાદન મેળવવા માટે તેને અહોરાત્રિ કેટલું બધું કષ્ટ ઉઠાવવું પડે છે ? એ દુર્દૈવી પ્રાણી રાત્રિ દિવસ પૃથ્વીને અડેલો રહે છે. તે બિચારાને આપણી માફક આકાશગામી થતાં આવડતું નથી. સિંહના સરખી ગંભીર ગર્જના કિંવા આપણ પક્ષિઓ સરખા મંજુલ શબ્દો કરતાં તેને આવડતું નથી. માટેજ તેને પોતાના ગળામાંથી કર્કશ અને અર્થ રહિત ધ્વની કાઢવો પડે છે. સિવાય તે પ્રાણીપર પરમેશ્વરનો પણ કેટલો બધો કોપ છે ! સૃષ્ટિમાંનાં સર્વ પ્રાણીઓને આત્મ સંરક્ષણ માટે સાધનો અને ઠંડી, વાયુ, તાપ વગેરેનું નિવારણ કરવા માટે આચ્છાદન તેણે બક્ષેલા છે પણ આ બાપડો તો જન્મથી તે મરણ પર્યંત ઉઘાડોજ રહે છે. મનુષ્યેતર પ્રાણીઓને અન્ન સામગ્રી કેટલી અલ્પ શ્રમે મળે છે ? આપણી પક્ષિઓનીજ સ્થિતિ

જુઓને ! કીડીમંકોડી, જીવજંતુ, એ આપણી ચટણી અને નિર્ગંધ ખાધ આપણુને કેવું સહજ મળે છે, આપણુ પક્ષીઓની પાંખો જાનવરોની માફક બળવાન હોય છે, એટલુંજ નહિ પણ વળી સુંદર અને શોભાયમાન પણ હોય છે ! !'

એટલું કહીને તે સારિકાએ પોતાની ચકચકિત પાંખો તરફ ડોળથી નમીને જોયુ. તે વખતનો તેનો આત્મસંતોષ જોઇને ખલીફને હસવું આવ્યુ.

વળી તે આગળ બોલીઃ—"બિચારા હતભાગ્ય મનુષ્યને પ્રથમથીજ આચ્છાદન ન હોવાથી વનસ્પતીના તંતુઓ આડાઅવળા વણીને તેનાં ચીથરાં પહેરીને પોતાનું શરીર જેમ તેમ ઢાંકવું પડે છે. વનસ્પતીના તંતુથી તેનું કાર્ય થતું નથી એટલે વળી આપણુ પક્ષીનાં પીછાં અને પશુનાં ચામડાં વગેરે આપણા સંતોષથી અગર આપણા પર જુલમ કરીને પણ તેને મેળવવાં પડે છે અને તેનાં આચ્છાદન તૈયાર કરવાં પડે છે. એ પ્રાણી કેટલું સ્વાર્થી હોય છે તે જુઓ. રેશમના કીડા મહાશ્રમે રેશમ ઉત્પન્ન કરે છે તે પણ તેઓ તેની પાસેથી છીનવી લે છે. આ પ્રમાણે એ પ્રાણી કેવળ પરાવલંબી છે એટલુંજ નહિ પણ તે દુર્દૈવી છે. આ પ્રમાણે તે મહાકષ્ટે કાર્ય કરે છે અને તેના શ્રમનો લાભ તો બીજાને મળે છે. આઘે શા માટે જાય છે ? આપણે બેઠાં છીયે તે લતામંડપ તરફજ જોને. આ વેલો રોપવાની તથા તેને વધવા માટે પાણી પાવાની વગેરે સઘળી ખટપટ કોણે કરી ? અને હજુ પણ એને કોણુ સંભાળે છે? મનુષ્યજ નહિ કે ? આ સઘળો શ્રમ તેનો છતાં મંડપનો ઉપભોગ તો આપણે કરીયે છીયે એ ખરૂં કે નહિ ? ઠીક આ મંડપની આસપાસ આ સુંદર જાળી કોણે બનાવી છે ?"

બીજી સારિકા—"હા ! આપણુને કેદ કરવા માટેજ ને?"

પહેલી સારિકા—" ગાંડીજને ! આપણુને શા માટે ? ગીધ-સસલાં-અને આપણા બીજા શત્રુ આપણુને ઉપદ્રવ ન કરે તેટલા માટેજ આ જાળી તેણે બેસાડેલી છે. એકદર મનુષ્ય પ્રાણીના જેવી ગુલામગીરી કોઇને પણ કરવી પડતી નથી. એ હવે તારી ખાત્રી થઇ હશે. અને **આપણે મનુષ્ય થઇએ** એમ તું ફરી કદિપણ કહેશે નહી એમ મને લાગે છે. "

બીજી સારિકા—" માતા ! મનુષ્ય પ્રાણી સબંધી તારા આક્ષેપ ઘણે અંશે સત્ય લાગે છે. તેના હાથે મૂર્ખાઇનાં કામ થાય છે એ ખરૂં છે. આ વિષય તેં અગાઉ આપેલું લતા મંડપનું ઉદાહરણ ખરેખર વિચાર કરવા જેવું છે, પણ માતા, આ પ્રમાણે દુઃખી અને કષ્ટ વાહક છતાં નાના પ્રકારનાં પ્રચંડ કામો કરતોજ રહે છે. નૈસર્ગિક પરાવલબી અને અશક્તાવસ્થાને લીધે તે લબાડ અને કલ્પક થયેલો હોય એમ જણાય છે. સિંહ, વાઘ, વગેરે સ્વતંત્રતાપ્રિય ઉમદા પ્રાણીઓને તે કાંઇને કાંઇ હિકમત કરીને પોતાના વશમાં રાખે છે કિંવા ઇચ્છા થાય તો મારી પણ નાંખે છે. તેના કલ્પકપણાનો અનુભવ લેવો હોય તો તેનું ઘર જોવું એટલે બસ. આ સામેનુંજ ઘર જોને. તે કેટલુ પ્રચડ અને ચમત્કારિક છે ?"

પહેલી સારિકા—" બેટા, તારી સમજ ફેર થાય છે. મનુષ્ય પ્રાણીનો રાજા અને તેની પ્રજા એ તું એકજ સમજે છે. રાજાને રહેવા માટે ઉત્તમ ઘર હોય છે એ ખરૂં; પણ તેની પ્રજા કેવાં ભિખાર ઝુંપડામાં રહે છે તેનો તેં વિચાર કર્યો નહિ."

બીજી સારિકા—"આપણે મનુષ્ય થઇએ એ વિચાર મારા મનમાં

આવ્યો તે ફક્ત રાજાની સ્થિતિ જોઇનેજ આવ્યો હતો. પ્રજાની સ્થિતિ તરફ મારૂં લક્ષ જ ગયુ નથી; પણ માતા, તે ગમે તેવું હોય તો પણ રાજાની ચાકરીમાં ઘણાં માણસો રહે છે? તે તથા તેના બાગબગીચા વગેરે જોઇને તેના જેવી સ્થિતિ આપણને પ્રાપ્ત થાય તેમ સહજ મનમાં થાય છે.”

પહેલી સારિકા—“ દીકરી, માત્ર બાગબગીચા અને નોકર ચાકરજ શુ પણ રાજાને ઉત્તમ પ્રકારની મીજબાનીઓ આપવા માટે સુંદર અને પતિવ્રતા સ્ત્રીઓ હોય છે તે જોઇતી હોય તો પણ કહે; પરંતુ ખરી વસ્તુસ્થિતિ જુદાજ પ્રકારની હોય છે. આપણી સામે ઉભા રહેલા પ્રાણીની ( ખલીફ તરફ ઇશારત કરીને ) સ્થિતિ જોને. તેની રાણીએ મીજબાનીનો કેવો મોટો સમારંભ માડેલો છે અને તેમા તે કેટલી બધી ગર્ક થઇ ગઈ છે ! પરંતુ પોતાની રાણીનાં ગુપ્ત કારસ્થાનની તેને ક્યાં ખબર છે ? પરમ દિવસે સંધ્યાકાળે રાણીએ એક પુરૂષ રાક્ષસને પોતાના અંતઃપુરમાં આણ્યો હતો તે આપણે જોયું; તેમ ખલીફે એ જોયુ હોત તો તેની મુખમુદ્રા તેને કેવી દેખાઇ હોત ?”

આ છેવટના શબ્દો સાભળતાજ “યા અલ્લા ! અરે શું આ ખરૂં છે?” આ પ્રમાણે ખલીફ કોપાયમાન થઇ બોલ્યો.

ખલીફે કરેલી હિલચાલ તથા તેના મૂખમાથી બહાર પડેલ શબ્દો સાભળીને તે નાના પખીઓ ભય પામી ઉડી ગયા. ખરૂં જોતાં તો તે પખીઓ ઉડી ન જતાં ત્યાજ બેસી રહ્યાં હોત તો પણ ખલીફને હવે પછીનો તેમનો સવાદ સભળાત અગર સમજાત નહિં. કારણ તેના મુખમાંથી શબ્દોચાર થતાની સાથેજ અંજન વડે પ્રાપ્ત થયેલી દિવ્ય શક્તિ તત્કાળ નષ્ટ થઈ ગઈ, પણ તેને ઘણોજ ક્રોધ

આવવાથી, થયેલી નુકશાની બદલ તેને કંઈ ખ્યાલ આવ્યો નહિ.

પછી નોકરોને બોલાવવાને તેણે તાળી ઠોકી, તે સાંભળતાંજ તેઓ હાજર થયા અને તેની સામે હાથ જોડીને ઉભા રહ્યા. એટલામાં તત્કાળ ઝોબિદીના મહેલને ઘેરો ઘાલી, તેમાંના સર્વ મનુષ્યો એકદમ કેદ કરવાનો તેણે હુકમ કર્યો. આવા ઉતાવળના હુકમનું યોગ્યજ પરિણામ આવ્યુ. અર્થાત્ ઘાલેલા ઘેરાથી કંઇપણ વિશેષ લાભ થયો નહિ, એટલે ઝોબિદીની તૈનાતમા રહેનાર સર્વ માણસોને કેદ કરતાં તે સર્વેએ રાણીના મહેલમાં કોઇપણ પુરૂષ આવ્યો નહોતો એમ સ્પષ્ટ જણાવ્યું.

એટલે ક્રોધના આવેશમાં ખલીફે બગદાદ શહેરમાં ૧૫ થી ૫૦ વર્ષની દરમીયાન ઉમરવાળા પુરૂષોની કતલ કરવાનો હુકમ કર્યો. પણ આ પ્રમાણે સામાન્ય કતલ કરવાથી કાંઇ લાભ થશે નહિ એટલુંજ નહિ પણ કોઈ એકાદ નવી જ અડચણ ઉત્પન્ન થશે અને ખરો ગુન્હેગાર તે જ સ્થિતિમાં આપણા હાથમાંથી છટકી જશે એમ જાફરે સૂચના કરવાથી તે હુકમનો અમલ કરવાનુ બંધ રાખીને ખલીફે રાણીને આ બાબતની ચોકશી કરવા માટે પોતાની પાસે બોલાવી મંગાવી.

તેણે આવતાં વાર જ ખલીફને સાષ્ટાંગ પ્રણિપાત કરીને નમ્રતાપૂર્વક કહ્યું. "મહારાજ દાસીના હાથે શું અપરાધ થયો છે કે જેથી સરકારની મારાપર આટલી બધી ઇતરાજી થઇ છે તે કહેવાની કૃપા થશે તો તેનું નિરાકરણ હું યથાશક્ત કરીશ".

આ તેનું નમ્રતા પૂર્વક બોલવું સાંભળીને ખલીફ વધારે કોપાયમાન થઇને બોલ્યો "દુષ્ટ સ્ત્રી! આજ સુધી તારી ઇચ્છા પ્રમાણે હરેક વખતે ઉદારપણે વર્તવામાં મે તારાપર કૃપાનો વર્ષાવ નથી કર્યો

શું ? એમ છતાં પણ તેં આખરે તારી જાતપર જઈ મારી સાથે કૃતઘ્નતા કરી મુખે મીઠું મીઠું બોલીને પાછથી તેં મને દગો દીધો. સર્વ સ્ત્રી જાતિની માફક તું બેઇમાન થઈ એ ખરૂ નથી શુ ? બોલ".

આ વજ્ર કરતાં પણ કઠણુ શબ્દો સાંભળીને ઝોબિદી બોલી–"પરંવરદિગાર, મારી બદનામીની વાત જેણે આપને કહી હશે તેણે આપની સાથે ઘણા જ હલકા પ્રકારની લબાડી કરી છે. આપની સાથે આજની ઘડી સુધી મેં કદી પણ બેઇમાની કરી નથી. મારા જેવી પતિવ્રતા સ્ત્રી જેને પ્રાપ્ત થઇ હોય તે મનુષ્ય રાજા કિંવા રંક હોય તો ખરેખરો ભાગ્યવાન છે".

પોતાનો પક્ષ નિર્દોષ છે એમ સ્થાપિત કરવા માટે રાણીએ આપેલો ઉત્તર સાભળીને ખલીફ પૂર્વના કરતાં વધારે કોપાયમાન થયો અને બોલ્યો—"હે અધમ સ્ત્રી તારા પતિવ્રતપણા માટે જો તું આટલી બધી ખાત્રીપૂર્વક બોલે છે છતાં પણ તારા પગ પાપ કર્મથી ખરડાયેલા છે એ મને જણાયું છે. કાલે સંધ્યાકાળે તારા મહેલમાં આણેલો પુરૂષ કોણ હતો તે તત્કાળ કહી દે. નહિંતો ખુદાના કસમ ખાઇને કહું છું કે મારી તેનાતમા રહેનારી એક હલકી દાસી પ્રમાણે તને એક ગુણપાટમાં સીવી દઇને તૈગ્રીસ નદીમાં નાખી દેવામાં આવશે".

હવે વાત છૂપાવવાનો લાગ ફાવશે નહિ એમ જાણીને અને ખલીફનો ક્રોધિત સ્વભાવ તેને પૂર્ણપણે જ્ઞાત હોવાથી, આપેલી ધમકી પ્રમાણે તે અક્ષરસઃ સત્ય કરંશે એમ જાણીને તેણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

"જે અર્થે કાલ સંધ્યાકાળે બાગમાં મહારા મહેલમાં એક મનુષ્યને આવવા દેવાના વર્તમાન સદ્ધર્મ પ્રતિપાળકના કાનપર–કોણ

જાણે કયાંથી–આવ્યા છે અને જે અર્થે કોઇ પણ વાત હજુરની જાણ બહાર જતી નથી; તે અર્થે તે મનુષ્ય કોણ હતો, એ મારે ખાવિદને વિદિત કરવું જ જોઇએ. મારા મહેલમાં આવેલો મનુષ્ય મારો દૂધ ભાઇ હતો અને તેનું નામ **હનોમન** છે. તે મારી ઉપ-માતાનો પુત્ર છે અને બચપણમાં તેણે અમને બન્નેને દૂધ પાઇને ઉછેર્યા હતાં. તેથી જ અમો બન્નેની એક બીજાપર બ્હેન ભાઇ પ્રમાણે પ્રિતી છે, તે સાત વર્ષનો થયો એવામાં તેનો બાપ મરી ગયો એટલે તેનો કાકો તેને હિંદુસ્તાનમાં લેઇ ગયો. ત્યાંથી માત્ર બે જ દિવસથી તે અત્રે આવ્યો છે. આ વર્તમાન મારી ઉપમાતાદ્વારા મને મળવાથી મારા બચપણના સાથીને એક વાર મળવાને તથા જેને મે મારો ભાઇ માન્યો તેને મોટો થયેલો જોવાને અને તેણે જોયેલા દેશ અને લોકોની હકીકત તેના મોઢે સાભળવી અને તેનાપર કંઇ સંકટ આવ્યાં હોય તો તે શી શી હીકમત કરીને દૂર કર્યા વગેરે વાતોનું શ્રવણ કર-વાની મને ઇચ્છા ઉત્પન્ન થઇ. મને અર્પણ કરવા માટે દુર્લભ અને મહા મલ્યવાન એવા કાંઇક પદાર્થ પણ તેણે આણેલા છે એમ મેં સાંભળ્યુ, એટલે તે પદાર્થ તે જાતે આવીને મને આપે એમ મેં ઠરાવ્યું, આ મે મોટી જ ભૂલ કરી છે એ ખરૂ છે. પણ મારા પર અને મારા દૂધ ભાઈપર દયા કરવી એમ અત્યંત દયાળુ પરમેશ્વરના નામે હું આપના ચરણમાં પ્રાર્થના કરૂં છુ. આ મારો માનેલો ભાઇ, મારી પાસે આવવાને બિલકુલ રાજી નહોતો પણ અત્યાગ્રહને લીધેજ તે અત્રે આવ્યો. આમાં જો મે કંઇ પણ પાપ કર્યુ હોય તો તે પાપ મારા મનની વીશેષ જીજ્ઞાસાને લીધે જ થયેલુ છે અને તેની મારા સરખી અબળાને ક્ષમા કરવાને હજુર સરખા પૃથ્વીપતિ સમર્થ છે એમાં મને કઇ પણ શંકા રહેતી નથી.”

ખલીફને લાગ્યું કે ઝોબિદિ કહે છે તે સર્વ ખરૂ છે. અને તેના નૈતિક વર્તન સંબંધી પોતાના મનમાં આવેલ કિલ્મિષ નિરાધાર છે. એ જોઇ તેને ઘણો હર્ષ થયો. તેનો ક્રોધ કાઇક શાત થયો અને તેણે પૂછ્યુઃ—

" ઝોબિદિ, તારા ભાઇનું નામ શુ વારૂ ? "

ઝોબિદિ બોલી—" તેનું નામ હનોમન. "

" તે કયાં રહે છે, મારે તેને મળવું જોઇએ. "

" તે મારી ઉપમાતાને ઘેર રહે છે, તેનું નામ ફાતમા. નદી કિનારે એક ઘર મે તેને રહેવાને માટે આપેલુ છે ત્યાં રહે છે. "

ખલીફે તાળી વગાડી તે સાંભળી એક કામદાર અદર આવ્યો, તેને જોઇ ખલીફ બોલ્યો—

" મારી સુશીલ રાણીની તેનાતમાં રહેનારી બાઇ ફાતમા તથા તેનો છોકરો હનોમન એ બન્નેને હમણાંજ મારી પાસે લઇ આવ."

ઉપરની આજ્ઞા સાંભળીને તે કામદાર મુજરો કરીને બહાર પડયો અને પોતાના મનમાં બોલવા લાગ્યો—" ઘણુંજ સારૂં. એકંદર હજુ પણ ખલીફને પોતાની રાણી સુશીલ લાગે છે તેનો કારભાર ઘણો મજાનો ચાલે છે. તે હોશિયાર સ્ત્રી હોવાથી ખલીફની મરજી શી રીતે પ્રસન્ન કરવી તે તેને બરાબર ખબર છે. થોડા જ સમયમાં તે તેના ગળાનુ તાવીજ બનશે અને પહેલા કરતા તેને પોતાની મુઠીમાં વધારે રાખશે અર્થાત હથેળીમા નચાવશે."

હનોમન અને તેની માતા એ બન્નેને તેડી લાવીને ફાતમાને રાણીના અંતપુરમાં મોકલીને હનોમનને તે કામદાર ખલીફની હજુરમાં આણ્યો.

હનોમન શરીરે મજબુત બાંધાનો અને મધ્યમ ઉંચાઇનો અને

આંખો અને નાક વગેરેથી સુશોભિત મનુષ્ય હતો, તેના સામે જોઇને ખલીફ આંખો ચડાવીને બોલવા લાગ્યો—

ઝોબિદિ રાણીના વાડાના અમુક એક ભાગમાં જનારને કડક શિક્ષા થાય છે એ વાત તને માહિત છતાં તું ઉદ્ધતપણે ત્યાં ગયો હતો એમ મને ખબર મળી છે. આ અપરાધ માટે તને યોગ્ય શાસન કરતાં પૂર્વે તારો વૃતાંત સાંભળવો અને તારાથી થયેલા અપરાધના સંબંધમાં તારે બચાવમાં કાંઇપણ કહેવાનું હોય તે સાંભળવું એવી મારી ઇચ્છા છે, એટલે હવે વિલબ ન કરતાં તું તારી હકિકત કહી સંભળાવ."

ખલીફની આજ્ઞા પોતાને શિરસા વંદ્ય છે એમ પ્રદર્શિત કરવા માટે, સાષ્ટાંગ પ્રણિપાત કરીને તે પોતાની હકીકત કહેવા લાગ્યો—

## હનોમનનો વૃતાંત.

" પરવરદિગાર, આપને પરમેશ્વર દીર્ઘાયુ આપો. આપના ચરણની રજ પણ પોતાના મસ્તકપર મૂકવાને આપનો આ દાસ અયોગ્ય છતાં, મારો સકટ પૂર્ણ વૃતાંત શ્રવણ કરવાની આપ મારાપર કૃપા કરો છો તે બદલ હું આપનો અત્યત આભારી છુ.

" હું સાત વર્ષનો થતાં, મારા કાકા અમેનુલ્લા મને હિંદુસ્તાનના બાદશાહના મુલકમાં લઇ ગયા હતા ત્યાંથી હું હાલમાં જ અત્રે આવેલો છું.

" મારો કાકો ચાંદી સોનાનુ કામ કરનારો હોવાથી અને પોતાના ધંધામાં તે ઘણો જ હોંશિયાર હોવાથી તેને કામનો કદિ તોટો પડતો નહોતો અને તેથી તે પોતાના કુટુંબનુ પાલન પોષણ ઘણી સારી રીતે

કરી શકતો હતો; એટલું જ નહિ પણ તે બે પૈસા બચાવી પણ શકતો હતો. મારા કાકાને એક છોકરો હતો, તેનું નામ અહમદ. અમે બન્ને ભાઈ મોટા થયા ત્યારે મારા કાકાએ અમને બન્નેને ચાદી સોનાનું કામ કરવાની કળા શીખવી. અહમદ સિવાય મારા કાકાને એક કન્યા પણ હતી. તેનું નામ બીબી. તેના જેવી સુંદર સ્ત્રી દુર્લભ જ. હું નહાનો હતો ત્યારથી તેની સાથે કયારે હું લગ્ન કરૂં એમ મને થતું હતું. મારી બરાબર સત્તર વર્ષની વય થતા જ અને હું ઘણો કુશળ કારીગર થયો ત્યારે બીબી મારી સાથે લગ્ન કરે તે વિષયે મેં મારા કાકા પાસે વાત કાઢી, પરંતુ તે સાંભળીને મારા કાકાને ઘણો સંતાપ થયો અને તે બોલ્યો—

" મારી કન્યા જેવી સુંદર કન્યા પાંચ પચાસ કોસ ફરતાં મળવી દુર્લભ છે. એકાદ રાજકુમાર સાથે વિવાહ કરવા યોગ્ય કન્યાનો તારા જેવા નિર્ધન છોકરા સાથે હું કદિ પણ સંબધ કરીશ નહિ ".

" હવે મને પોતાના ઘરમાં રાખવો ઠીક નહિ, આ ભીતિથી મારા કાકાએ ' અહીથી ચાલ્યો જા અને બીજે ગામ જઈ ધંધો કરીને પેટ ભર ' એમ મને ચોખ્ખું કહી દીધું.

" અર્થાત કાકા, કાકાનો છોકરો અને વિશેષ કરીને મારા મનનું હરણ કરનારી મારી બ્હેન બિબી એ સર્વને છોડીને હુ મહા કષ્ટે ત્યાંથી નિકળ્યો અને વીસ દિવસ સુધી મુસાફરી કરીને એક શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં દાગીના ઘડવાનો ધંધો મેં શરૂ કર્યો. પણ કાકાએ કરેલી નિરાશાને લીધે હું તદન ઉદાસ થઇને એકલવાયા-ની માફક રહેતો હતો.

" આ શહેરમાં ગુલાબખાન નામનો એક નવાબ રહેતો હતો. આ

નવાબના વાડામાંથી દાગીના ઘડવાનું કામ મારી તરફ આવવા લાગ્યું.

"આ કામના લીધે નવાબના વાડામાં મારૂ વારંવાર આવવા જવાનું થવા લાગ્યું. નવાબની સોજા નામની બેગમ હતી હું વાડામાં જાઉં ત્યારે તે પોતાના ઝરૂખાની બારીએથી વારંવાર મને જોતી હતી. મારા દુર્ભાગ્યે મારા માટે તેના મનમાં ભળતીજ ઈચ્છા ઉત્પન્ન થઈ અને તે પ્રબળ પણ થઇ.

"એક દિવસે હું કામ કરતો બેઠો હતો એટલામાં સોજા બેગમની એક દાસી મારી પાસે આવી.

"તે બોલી, "હનોમન, તું ખરેખર ભાગ્યશાળી છે. હું કહું છુ તે સાંભળી લે. મારી બાઇ અર્થાત્ પ્રત્યક્ષ નવાબ ગુલાબ ખાનની બેગમ, તેણે તને જોયો છે, તેનું મન તારાપર લાગ્યુ છે. "કાલે સવારે નિમાજના વખતે એક મોટો પટારો અને દોરડાં લઇને કેટલીક દાસીઓ તારી પાસે આવશે. તે પટારામાં તું નિર્ભયપણે બેસજે એટલે તને મારી દાસીઓ તે દોરડાં વડે ઉપર ખેંચી લેશે." આ સદેશો તને કહેવા માટેજ રાણીએ અત્યારે મને તારી પાસે મોકલી છે."

"બેગમની દાસી સદેશો કહીને ગયા પછી કાલે મારે કેટલું મોટું સાહસ કરવાનું છે આ વિચારથી મારૂં કામ પણ સુઝતું નહોતું એટલે હું ઘરમાંથી બહાર નિકળી મોડી રાત સુધી ગામમાં ફરતો ફર્યો. પછી ઘેર આવ્યો છત્તાં પણ આંખ કેમે કરી મીંચાય નહિ. અજવાળું થતાંજ મને ઉંઘ આવી ગઈ. એવી ગાઢ નિદ્રા આવી ગઇ કે હું ઉઠયો ત્યારે દહાડો ઘણો ચડી ગયો હતો.

"મેં મુખ માર્જન વગેરે વિધિ કરી લીધી અને બેગમ તરફથી મને તેડવા માટે આવનાર દાસીને વખત પણ થયો હતો, એટલામાં

નવાબ તરફથી આવેલા બે ગુલામ મારી નજરે પડયા. તમને નવાબ સાહેબ બોલાવે છે એમ કહી મને ઉતાવળે તે લોકો રાજવાડામાં લઇ ગયા. બેગમના મનનો હેતુ કોઇને કોઇ પ્રકારે નવાબના કાનપર ગયો હોય અને તેનો ઉદ્દેશ વિફળ કરવાનો કંઈ ઉપાય તે તત્કાળ યોજતો હશે એ ભીતિથી હુ તદ્દન ગભરાઇ ગયો. પરતુ નવાબનાં માણસોએ મને પોતાના માલિક પાસે રજુ કર્યો નહિ કિવા તાબડ-તોબ મારૂં ડોકુ ઉડાવવાનો હુકમ પણ તેમને મળ્યો નહિ એ જોઇ મને ઘણું ધૈર્ય આવ્યુ. નવાબના વાડામાં દાગીના ઘડવા જતો હોવાથી હું જે ખોલીમા કામ કરવા બેસતો હતો ત્યાં બેસવાની અને જનાનખાનાની સ્ત્રીઓના દાગીના તાબડતોબ દુરસ્ત કરવાનો મને હુકમ મળ્યો.

“ એકંદર આ પ્રકરણનું કાઇ અનિષ્ટ પરિણામ જણાયુ નહિ એટલે હુ મને ધન્ય માનવા લાગ્યો, પરતુ આ પ્રકરણના ઉતરાર્ધમાં થયેલી સ્થિતિ મારા નાશનુ કારણ થઇ પડી એમ સિદ્ધ થયું. નવાબના ગુલામ મને તેડીને સરકાર વાડામાં આવ્યા પછી સોજા બેગમની દસી ઠરાવ પ્રમાણે પટારો લઇને મને મહેલમાં લેઇ જવા સારૂં મારે ઘેર ગઇ પણ હું ત્યાં નથી એવી ખબર તેના કાને પડતાની સાથેજ મ્હોંમાંથી શિકાર છીનવી લીધેલી વાઘણ પ્રમાણે તે ચીડાઇ ગઇ અને મારૂં વૈર લેવાનો તેણે નિશ્ચય કર્યો. ત્યાર પછી બે મહિને એક મોટા પટારો લઇને બેગમની બે દાસીઓ એકાએક મારી દુકાન પર આવી અને તત્કાળ મારા હાથપગ બાંધીને અને મ્હોમાં ડુચો મારીને તેમણે મને પોતાની બાઈ પાસે રજુ કર્યો.

“નવાબના જનાનખાનાને લાગીને એક નાનો સરખો બાગ હતો.

આ બાગના દરવાજા પર આવ્યા પછી તેમણે તે ઠોકયો. અંદરથી કોઇએ આવીને તે ઉઘાડવાથી હું બેઠો હતો તે પટારો તેમણે બાગના એક બીજા ખુણામા મૂકયો અને મને બહાર કાઢીને ત્યાના ઘાસ પર નાંખીને તે ચાલતી થઈ. આ સર્વ પ્રકાર સોજા બેગમ પોતાના ગોખમાં ઉભી ઉભી જોતી હતી. ક્ષણ પછી તે મારી પાસે આવી અને મોંઢે આવે તેમ બોલવા લાગી.

"તે બોલી–' દુષ્ટ તારા સરખા ભિખારી અને વળી મનુષ્ય નામ ધારણ કરવાને અયોગ્ય એવા ક્ષુદ્ર જીવની સાથે સમાગમ કરવાને અભિમાન છોડીને તૈયાર થયેલી એક સ્ત્રીની આવી અવહેલના કરવાની તારી હિંમત પણ કેમ ચાલી? હવે એક ક્ષણમાજ તને મનુષ્ય હતો નહોતો કરી નાખુ છું, જો!" એટલુ બોલી તેણે હાથમાં થોડીક માટી લીધી અને "કાથુહી કવેથો" આ મંત્રનો ઉચ્ચાર કરીને 'મનુષ્યનુ રૂપ છોડીને ઘોડાનુ રૂપ ધારણ કર' એમ બોલીને તેણે તે માટી મારા અંગપર નાખી.

"તે મંત્રેલી માટી મારા પર પડવાનીજ માત્ર વાર હતી અર્થાત્ તત્કાળ હુ ઘોડો બનીને તેની પાસે ઉભો રહ્યો. એટલે તેણે પોતાના નોકરને બોલાવી તેની પાસે મને પોતાના તબેલામા મજબુત બંધાવ્યો. મારો માનવ દેહ હરણ કરીને મને ચતુષ્પાદ મુગા પશુનું રૂપ આપીને પણ તે દુષ્ટ અને ખુની સ્ત્રીને સંતોષ થયો નહિ. પોતાના મનનો ક્રોધ મારાપર પૂર્ણપણે કાઢવાની ઇચ્છાથી તે દરરોજ ઘોડશાળમા આવતી અને ગુલામ પાસે મજબુત પકડાવી ગાળો દેતાં દેતાં યથાસ્થિત ઝાટકી કાઢતી.

"આ દુષ્ટ સ્વભાવની બેગમ તરફથી થતો આ છળ મેં કેટલાક

દિવસ સુધી સહન કર્યો. આખરે યોગ્ય લાગ મળતાં પીઠપર બેઠેલા સવારને ફેંકી દઇને હું પવન વેગે નાશી ગયો. કેટલાક કોસ સુધી પૂર ઝડપે દોડવાથી આખરે હું અધમુવો થઈ ગયો અને રસ્તાની બાજુમાં એક ઝાડીમાં પાસાં ઘસતો થોડોક વખત પડયો નહિ એટલામાં કેટલાક દાંડ લોક મારા તરફ આવતા જણાયા. તે મંડળમાથી બે જણુ ઘોડેસ્વાર થયેલા હતા, તેમને જોઈ પોબારા કરવાની તૈયારીમાં હું હતોતેવામાં તેમણે આવીને મને બાંધ્યો અને પોતાની સાથે લઇ ગયા.

આ લોકો મને પોતાને ગામ લઇ ગયા, ત્યારે તેઓ ઠગ અગર ફાસીયાના ટોળામાંના હોય એમ મને જણાયુ. હિંદુસ્તાનના કેટલાક ભાગમાં તે લોકને ઢગ અને કેટલાક ભાગમાં ફાસીયા અર્થાત્ ગળે ફાંસો નાંખીને મારી નાખનાર લોક કહે છે. ઉપર જણાવ્યા પ્રમણે તેમનામાં આવી પડવાથી તેમનો મૂર્તિપૂજાધર્મ અને ક્મકમાટી ઉપજે એવો આચાર અવલોકન કરવાની કોઈ પણ મનુષ્ય પ્રાણીને ન મળે એવી સંધિ મને મળી. આ ચંડાળોની પુરસ્કર્તી દેવી કાળી નામની હોય છે અને તેઓ તેની ઉપાસના કરે છે. ચોરી અને ખુન કરવું આ તેમનો ધંધો હોવાથી લુટનો કાંઇક ભાગ પોતાની ઉપાસ્ય દેવીને અર્પણ કર્યો એટલે તે પોતાના હાથમાં નવીન નવીન શિકાર આણી આપે છે એવો તે લોકોનો દૃઢ વિશ્વાસ હોય છે

"આ લોકમાં આવી પડયે મને ઝાઝા દહાડા થયા નહિ એટલામાં તેમનો એક ધાર્મિક વિધિ કરવાનો દિવસ આવી પહોંચ્યો. તેમની પાસે એક પવિત્ર કોદાળી હોય છે. મારેલા માણસને દાટવા માટે ખાડો ખોદવામાં આ કોદાળી તેઓ હમેશાં વાપરે છે. આ હત્યારાઓને પવિત્ર કરવાનો વિધિ મારી દૃષ્ટિએ પડયો તે નીચે

પ્રમાણે હતો. "ઇષ્ટ દિવસે ઠગ લોકની વિદ્યા ઉત્તમ પ્રકારે જાણનાર એક ફકીર પશ્ચિમ તરફ મ્હોં કરી જમીનપર બેઠો અને પોતાની પાસેની પીતળની કથરોટમાં તેણે તે પવિત્ર કોદાળી બરાબર મૂકી. આ પ્રમાણે ગોઠવ્યા પછી તે કોદાળીને મંત્રોક્ત પંચામૃત સ્નાન કરાવ્યું; પછી શુદ્ધોદક સ્નાન કરાવીને તેણે તે કોદાળીને લોહીને સ્વચ્છ કરી ફરીથી કથરોટમાં મૂકી અને નારિયેળ, લવીંગ, અને ચંદન વીગેરે પદાર્થો તેનાપર ચઢાવ્યા પછી અડાયાં અને આંબાના લાકડાનો અગ્નિ સળગાવી તે કોદાળી તેણે સાતવાર તે અગ્નિપર ફેરવી.

"આ પ્રમાણે કોદાળીનું પવિત્રીકરણ થયા પછી મારા ધણી જવાહીર જમાદારે તેનો એક છેડો પોતાના હાથમાં પકડયો અને તે મંડળી તરફ જોઇને બોલ્યો. 'ટગો ફટકો મારૂં કે ?" એટલે "મારો જમાદાર" એ પ્રમાણે તેમણે ઉત્તર આપતાં તરત જ તેણે પોતાના હાથમાંની કોદાળીનો ફટકો નારિયેળપર માર્યો અને તેના ટૂકડે ટૂકડે કરી નાંખ્યા. ભવાનીએ આપણને આ ઇષ્ટ ફળદાયી શકૂન આપવાથી સર્વ મંડળી "જયકાળી ! જયકાળી" એ પ્રમાણે મોટેથી બોલી અને ફોડેલા નારિયેળનો અર્ધ ભાગ અગ્નિને અર્પણ કરી બાકીનું સર્વેએ પ્રસાદ તરીકે થોડું થોડું વહેંચી લીધું. આ પ્રમાણે કોદાળીના પવિત્રીકરણનો વિધિ સમાપ્ત થયો અને તેનો ઉપયોગ કરવાનું કામ માત્ર બાકી રહ્યું. પછી બીજે દિવસે સવારે જવાહીર જમાદાર તે કોદાળી ડાબા હાથે છાતી સરસી રાખીને જમણા હાથમાં પાણીનું પાત્ર લઇને ફકીરે બતાવેલા રસ્તે ગામ બહાર એક ખેતરમાં ગયો. ત્યાં તેમની ટોળીનાં સર્વ માણસો તેને વીંટાઇને ઉભાં રહ્યાં. એટલે આકાશ તરફ દૃષ્ટિ કરીને તે બોલ્યો:—"હે મહાકાળી, જગજ્જનની !

૧૦

અમે નિર્માણ કરેલો પ્રવાસ તને યોગ્ય લાગતો હોય તો કોલ આપીને તું તારી પસંદગી અને સહાય અમને પ્રદર્શીત કર.” જમાદારે કરેલી આ પ્રાર્થનાનુ સર્વે અનુકરણ કર્યુ અને ભવાનીનો કોલ જોવા માટે તે સર્વે બેસી રહ્યા. એક ઘડીવારમાં ભવાનીએ તેમને ડાબી બાજુથી **પિલાઉ** કોલ આપ્યો. આ પ્રકારનો કોલ અગર શકૂન જોવાનો રિવાજ આગળથી ચાલ્યો આવે છે. મંડળીની ડાબી બાજુએ એક ઘેટુ આરડે એટલે તે શુભ શકૂન ગણાય છે એવી તેમની સમજુત હોય છે થોડા વખત પછી બીજુ એક મેંઢુ બીજી બાજુએથી આરડ્યુ **થિબાઉ** કોલ આપ્યો. આ બન્ને પ્રકારના કોલ મળવાથી સર્વ મંડળીને અતિશય હર્ષ થયો અને આવો કોલ મળવાથી કાર્ય સિદ્ધિ પણ થવીજ જોઇએ એમ તે લોક સ્પષ્ટ કહેવા લાગ્યા.

“પછી જવાહીર જમાદારે પોતાના હાથમાનુ પાણીનુ પાત્ર નીચે મૂકયુ અને જે દિશામાં મંડળી ઉપડનાર હતી તે દિશા તરફ મ્હોં કરીને તે પાત્રની પાસે સાત કલાક સુધી નિશ્ચળ બેસી રહ્યો અને બાકીની મંડળી પ્રવાસને માટે જરૂરી સરસામાનની તૈયારી કરવા લાગી. નિકળતી વખતે જમાદાર મારી પીઠપર સ્વાર થયો અને બાકીનાં માણસો પગપાળે ચાલવા લાગ્યા.

“સુભાગ્યે કહો કિંવા દુર્ભાગ્યે, કોઇપણ વટેમાર્ગુ તે ટોળીના હાથમાં આવ્યો નહિ એટલે બીજે દિવસે બુલર અને ખુશાલ નામે બે ઠગને રસ્તાપરની એકાદ ધર્મશાળામા કોઇ પ્રવાસી આવે તો જોવા માટે જાસુસ તરીકે જમાદારે મોકલ્યા.

“મોકલેલા જાસુસ બપોરે પાછા આવ્યા, અને ત્યાંથી નજીકની એક ધર્મશાળામ ત્રણ વટેમાર્ગુ ઉતરેલા છે અને તેઓ આવતી કાલે

ઉત્તર દિશા તરફના રાજમાર્ગે જવાના છે એવી ખબર તેમણે આપી.

"જાસુસોએ આપેલી બાતમી સાભળીને સઘળા ખુશી થયા. અને તે દુર્દૈવી વટેમાર્ગુઓને ફોસલાવી પોતાને કબજે કરવા માટે જમાદાર અને ઓઝિરા નામનો એક ઠગ તે ધર્મશાળા તરફ ચાલતા થયા. વટેમાર્ગુઓને થાપ ખવડાવી સીધે રસ્તેથી ભૂલાવી આડે માર્ગે ચડાવવાનું કામ કરનારને સોદા કહે છે. પોતાનું ઘાતક અને નીચ કૃત્ય પાર પાડવા માટે રાહદારીનો માર્ગ કામનો નહિ હોવાથી ઠગલોક મુદામ વટેમાર્ગુને આડેમાર્ગે લઇ જાય છે.

"સોદાનુ કામ કરવા જનાર જમાદારની સાથે હુ પણ ગયો હતો. અમે ધર્મશાળા નજીક આવ્યા ત્યારે તે પ્રવાસી ત્યાં બેઠા હતા તેમને જોઇને જમાદારે અદબથી રામ રામ કર્યા પ્રવાસીમાંનો એક વૃદ્ધ અને બીજા બે તદ્દન તરૂણ હતા.

" ધર્મશાળામા જઇને બેઠા પછી જમાદારે આડીઅવળી કેટલીક વાતો કરી અને વાતમા ને વાતમા 'ઓલિનપુરા જવાના ઇરાદાથી હુ અહિ સુધી આવ્યો છુ, પણ ત્યાથી હાલજ આવેલા વ્યાપારીથી ખબર મળી છે કે તે રસ્તે ચકીચારો અને પાણીની અતિશય તંગી પડે છે તેથી થોડી ઘણી મુશીબત વેઠીને પણ હુ બીજે રસ્તે જનાર છુ એમ જમાદારે તે પ્રવાસીઓને કહ્યુ-ને ત્રણે મુસાફરોને ઓલિનપુરસજ જવાનુ હતુ. એટલે જમાદારે જણાવેલી અડચણનો તેઓ વિચાર કરવા લાગ્યા અને બન્ને રસ્તાપરની સોઇ અને ગેરસોઇની બાબત જોસબંધ ચર્ચા કરવા લાગ્યા.

" આ પ્રમાણે ધર્મશાળામાં ગરમાગરમ ચર્ચા ચાલતી હતી એવામાં બાકીની મંડળી પણ ત્યાં આવી પહોંચી અને જાણે જવા-

હિર અને ઓઝિરાની સાથે તેમને કંઇ પરિચયજ નથી એમ તેમણે બતાવ્યું. ધર્મશાળામાંના ત્રણ પ્રવાસી પૈકી બન્ને તરૂણોને જમાદારનું કહેવુ વ્યાજબી લાગ્યુ, પણ વૃદ્ધને તે ગમ્યું નહિ. ઓલિનપુરા આપણે તો રાજમાર્ગેજ જવુ એમ તેણે આગ્રહ કર્યો. અમારી ટોળીની બાકીની મંડળી આવ્યા પછી તેમણે પોતાની તકરારને વિષય તેમને જણાવ્યો. એટલે તેમણે વૃદ્ધ પ્રવાસીનું કહેવું ઠીક છે એમ જોરથી પ્રતિપાદન કરીને આપણે પણ વૃદ્ધ પુરૂષના કહેવા પ્રમાણે સીધે માર્ગે ઓલિનપુરા જવાનુ એમ કહ્યું.

"આ સબંધે પુષ્કળ ચર્ચા થયા પછી અને જમાદારે કહેલી વાત યથાર્થ છે એમ પોતાની ખાત્રી થવાથી 'આપણો દુરાગ્રહ છોડી થોડી ઘણી મુશીબત પડશે તો ખેર એમ તેમણે (પાછળની આવેલી મંડળીયે) જણાવ્યુ. સઘળાના મત જુદા જુદા છે એમ જોઇને અને પોતાનુ કહ્યું કોઈ પણ સાંભળતુ નથી એમ જાણીને તે વૃદ્ધ પણ તેમના કહેવા પ્રમાણે કરવા તૈયાર થયો. આ વાદવિવાદમાં પુષ્કળ રાત્રિ વહી ગઈ હતી એથી અને સવારમાં વહેલું ઉઠવાનું હતું તેથી સર્વ મંડળી ઉઠીને સુવા માટે ગઇ.

"દહાડો ઉગતા પહેલાં કેટલા બધા વહેલા, જમાદારે સર્વ લોકને જાગૃત કર્યા અને રાત્રિના જાગરણથી આપણને ઘણી ઉંઘ આવી ગઇ', હમણાંજ દહાડો ઉગશે વગેરે કહીને તેણે એકદમ સર્વ મંડળીને ચાલવા જણાવ્યુ.

કેટલોક સમય રસ્તો કાપ્યા પછી હજી દહાડો ઉગવાને ઘણી વાર છે તમને ભળતાજ વખતે ઉઠાડયા એ મારી ભૂલ થઈ તથાપિ જે થયુ તે ઠીક છે. સૂર્ય માથે આવતા પૂર્વે આપણે ઘણો માર્ગ

કાપી નાખીશું એમ કહી તેણે કરેલી લબાડી પર પડદો નાંખ્યો.

"સૂર્ય માથે આવતા પહેલાંજ આ મડળી મનુષ્ય વસ્તીથી ઘણા દૂર એવા એક અરણ્ય પ્રદેશમાં આવી પહોંચી. ત્યાં એક વહેળો હતો તે ઓળંગીને સામેપાર જવાનું હતું. આપણું કામ કરવાને આ સ્થાન ઠીક છે. એમ જાણીને જમાદારે કહ્યું આપણે પહેલાં અહિં બેસીને વિસામો લઇએ અને જરા જરા હાજરી કરીને પછી આગળ ચાલીયે. જમાદારે કરેલી સૂચના સર્વને યોગ્ય લાગવાથી પ્રત્યેક જણ પોતાનુ ભાથું કાઢી હાજરી કરવા મડી ગયા. થોડાજ સમયમાં આપણે આ ફાની દુનિયા છોડી જવાની છે એ વિષયે આ ત્રણે વ્યાપારીઓના મનમાં આ વખતે કઇ કલ્પના સુદ્ધાં નહોતી. પણ ઉલટું આપણને સારી સોબત મળી એ બદલ તેઓ પોતાની જાતને ભાગ્યશાળી સમજતા હતા.

"તે દુર્દૈવી ત્રણે વ્યાપારી બીજાઓની માફક ખાવામાં રોકાયલા હતા ત્યારે તે ત્રણેમાંથી દરેકની બાજુમાં અમારામાંના બે બે જણા તદ્દન મિત્રાચારીભર્યા ડોળથી પોતાનુ નિચકૃત્ય પાર પાડવા માટે એક હાથ પકડનાર ધમગીયો અને બીજો ફાસો નાંખનાર ફાંસીયો સજ્જ થઇને બેઠા હતા. આટલી તૈયારી થયા પછી, જમાદારે ઇશારત કરતાંજ તે બાપડા વ્યાપારીઓને હ કહેવાની પણ સગવડ ન આપતાં એકાએક ધમગીયાએ પોતપોતાની બાજુના શિકારનો હાથ પકડતાં ફાંસીઆએ પોતાનો રૂમાલ તેમના પર નાંખીને વિધૂતવેગે તે બાપડાઓનો જીવ લીધો.

ખલીફે પૂછ્યું—"રૂમાલ એટલે શું ?"

હનોમન બોલ્યો—"રૂમાલ એટલે કપડાનો ટૂકડો. રૂમાલ

નાખનારને ફાંસીઓ કહે છે, તથાપિ તેઓ દોરીનો ઉપયોગ કરતા નથી. કારણ દોરીથી પાસેના માણસને શક પડે અને પોતાને સજા થાય એવી તેઓને ભીતિ રહે છે. રૂમાલની વાત જુદી છે. તેનાથી કોઇને શક પડતી નથી. આ રૂમાલ અમૂક પ્રકારના કાપડનો હોય છે એમ પણ નહિ. પાઘડીનો, ધોતીયાનો અગર ગમે તેવો કકડો હોય તો પણ તે ટેવાઇ ગયેલા અને અનુભવી હાથને સરખોજ કાર્ય કામ થઇ પડે છે."

"આ પ્રમાણે તે પ્રવાસીઓને કંઠસ્નાન કરાવી તેમની પાસે જે કાંઇ હતું તે લુટી લઇને તે દુષ્ટોએ તે પ્રેતોને ભૂમિદાહ કરી દીધો અને લુટેલા માલને પોતાનામાં વહેચી લીધો. તે પ્રમાણે વહેં-ચણી કરતી વખતે પણ તે રાક્ષસો પોતાની દેવીને ભૂલ્યા નહિ ! ભાગ પાડતી વખતે તેમણે તેનો ભાગ પણ પાડીને જુદો રાખ્યો હતો. આ પ્રમાણે અને આવાજ નિચ અને દગલબાજ માર્ગે કેટલાક ખુન કર્યા પછી આ ટોળી **તપવણિ** નામની પોતાની **ધાર્મિક વિધિ** કરવા માટે પોતાના ગામમાં પાછી આવી.

"તપવણીની વિધિ કરવા માટે એક સ્વચ્છ જગાએ એક કપડુ પાથરેલું હતું આ બેઠક પર તે પવિત્ર કોદાળી અને દેવીને અર્પણ કરવાને રૌપ્ય દક્ષણા મૂકેલી હતી પછી જમાદાર અને સાત ફાસીઆ તે બેઠક પર આવીને બેઠા. પણ ધમગીયા પૈકી અથવા ફાંસી-યાથી કમી યોગ્યતાવાળા કોઇપણ મનુષ્યને તેમણે પોતાની બેઠક પર બેસવા દીધા નહિ.

"પછી કાળીના ભાગના પૈસામાંથી વેચાતો આણેલો ગોળ જમાદારે જમીનપર એક ખાડામાં મૂકયો. અને પછી બન્ને હાથ

જોડીને "હે મહાકાળી ! અમારા વાડવડિલોની મનકામના જે પ્રમાણે તે પૂર્ણ કરી છે તેજ પ્રમાણે અમારી પણ કર અને અમને પુષ્કળ લુંટ મળે એમ કર." આ પ્રમાણે તેણે ઘણા કાલાવાલા સાથે પ્રાર્થના કરી.

"જમાદારની માફક અન્ય મનુષ્યોએ પણ દેવીની પ્રાર્થના કર્યા પછી એકંદરની સર્વ મંડળીને તો ગોળ પ્રસાદ તરીકે વહેંચવામાં આવ્યો અને ત્યાર પછી ફાંસીઆ લોકની પાસે રૂમાલ નાંખવાની કવાયત તેણે કરાવી જોઈ પછી વચમા વહેંચેલો ગોળ સર્વ ઠગ લોકે પાણીના ઘૂટડા સાથે ખાઈ લીધો અને તપવણીનો સમારંભ પૂર્ણ થયો આ પ્રમાણે તપવણીની હકીકત કહ્યા પછી હનોમન આગળ બોલ્યો.

"ખુદાવંત–તે ઠગ લોકના સહેવાસમા હુ બે વર્ષ સુધી રહ્યો. તેટલા વખતમાં તે દુષ્ટલોકોએ કરેલા નીચ પ્રકારનાં: ખુન અને તેમની ધર્મ ઘેલછાના અનેક વિધિની સાધંત હકિકત આપની આજ્ઞા હોય તો કહુ, પણ તે સાંભળતાં આપને ખરેખરો કંટાળો આવશે એમ લાગે છે. સબબ તે ન કહેતા ઠગલોકની ત્રીજી સ્વારીની હકિકત શરૂ કરૂં છુ. કારણ આ સ્વારીમાં અમે ગયા એટલે એક અજબ બનાવ બન્યો જેથી મારૂ નીચ અને કષ્ટદાયક પશુરૂપ બદલાઈ જઇ મને પૂર્વવત્ મનુષ્યરૂપ પ્રાપ્ત થયુ.

"એક દિવસ ( આ દિવસ હુ જન્મભર પણ વિસરીશ નહિ. ) મંડળીનો ગુપ્ત જાસુસ, છાવણીમાં આવીને જમાદારને કહેવા લાગ્યો કે "આ સામેના રસ્તેથી ઘણા પ્રવાસીઓ આ બાજુએજ આવે છે અને તે લોકની પરિસ્થિતિ પરથી આપણે હાથ સારો શિકાર આવ્યો હોય એમ મને તો લાગે છે. આ પ્રવાસીઓમાં એક નવાબ તેની બેગમ અને દશબાર ચાકર નોકર છે. તે નવાબનું નામ ગુલાબ ખાન

છે એમ અમને ખાત્રીપૂર્વક જણાયુ છે " આ પ્રમાણે જાસુસેઃ કહ્યુ.

"જાસુસની બાતમીથી મને કંઇ અસર થઇ નહિ પણ તેથી ઠગલોકની મંડળીમા ભારે ધાધલ મચી રહી. નવાબ અને તેની મંડળીને કંઠસ્નાન કરવા બદલ મંડળી એક મત થઇ નહિ. કેટલાક કહેતા 'નવાબને અત્રે આવવા દેવો અને તે આવે એટલે કહેવુ કે અમને આપની સાથે લઇ જાઓ. કારણ રસ્તામાં ચોર લોકની ઘણી ભીતિ અને ત્રાસ છે અમે વ્યાપારી છીયે એ વાતની ચોરને ખબર પડે તો તેઓ અમને લુટી લે, વગેરે કહી તેની સાથે ચાલવુ અને યોગ્ય સમય આવ્યે નવાબનાં સઘળાં માણસને પૂરાં કરવાં ત્યારે બીજો બોલ્યો " નવાબની સાથે તેની બેગમ આવેલી છે તેને પણ કંઠસ્નાન કરાવવું જોઇએ, અને તેમ કરવુ તે આપણા ધર્મવિરૂદ્ધ છે, માટ આ શિકાર જતો કરવો જોઇએ " અમારો જમાદાર અર્થાત્ જવાહિર પણ ઘણોખરો આજ મતનો હતો. "સ્ત્રીજાતિપર આપણા વાડવાડિલોએ કદિ પણ હાથ ચલાવ્યો નથી તો આપણે પણ શા માટે ચલાવવો ? સ્ત્રીઓપર હાથ નાખવાની ફાંસીયા લોકને એક વખત ચટકી લાગી અને શકુન તરફ તેમનુ દુર્લક્ષ થવા લાગ્યુ તો ઠગના સર્વ કારસ્થાન પ્રગટ થયાજ જાણી લવાં. અને એકવાર આ કારસ્થાન ફુટી ગયાં તો સર્વ ઠગલોકને ફાંસીએ લટકયા સિવાય અન્ય માર્ગજ નથી " આ પ્રમાણે તેણે સ્પષ્ટ કહ્યુ.

"અમારી ટોળીમાં રામપાલ નામનો એક જમાદાર થોડાજ વખતપર પોતાની ટોળી સાથે જોડાયો હતો. હાથ આવેલો શિકાર કોઇપણ કારણે જવા દેવો નહિ એવો તેનો મત હતો. તેની અને અમારી એમ બન્ને મળીને ત્રીસ પાંત્રીસ માણસની ટોળી થતી હતી

આટલી મંડળીને નવાબ અને તેના માણુસોને કદસ્નાન કરાવવું એ કંઇ મૂશ્કેલ કામ નહોતું.

"પણુ જવાહિર અને રામપાલનો આ કામમાં એક મત થયો નહિ. બન્ને જણુ પોત પોતાનો મત ખરો કરી બતાવતાં 'નવાબ અને તેનાં માણુસો છેક નજીક આવી પહોચવાથી અહીજ આવે છે એવી અમારા ગુપ્ત જાસુસે ખબર આપી. તેથી બન્ને પક્ષે તોડ આણ્યો કે આપણુ સર્વેએ અત્યારે તો નવાબના કાફલામા સામેલ થવુ અને પ્રસગ આવશે તે પ્રમાણે નવાબનો ઘાટ કરીશુ કિવા તેને જવા દઇશુ. મડળીની આવી મોટી સખ્યા જોઇને ખાનને ધાસ્તી લાગશે એમ જાણી જમાદારે અડધી મડળીને આગળ રવાના કરી અને પોતે તદ્દન નિરૂપદ્રવી અને ભિકણુ વ્યાપારી છે એવો ડોળ કરીને ખાનની મડળીની માર્ગ પ્રતિક્ષા કરતો તે ધર્મશાળામાં બેસી રહ્યા. એટલામાં નવાબ ગુલાબખાન ત્યા આવી પહોંચ્યો એટલે બન્ને જમાદારોએ લીનતાથી તેને સલામ કરીને કહ્યુ, આ પ્રદેશ તદ્દન ઉજડ અને અપરિચિત હોવાથી અમને ભય લાગે છે. માટે અમને આપની સાથે આવવા દેશો. એ પ્રમાણે તેમણે કરગરીને નવાબને વિનતી કરી.

"ગુલાબખાને ભોળા દેખાતા આ ઢોંગી વ્યાપારીની વિનંતી તત્કાળ માન્ય કરી એટલે સર્વજણુ કેવળ મિત્ર ભાવે આગળ ચાલવા લાગ્યા. નવાબ અને બન્ને જમાદાર પોતપોતાના ઘોડાપર સ્વાર થઇને એકમેક સાથે ગપ્પા મારતા ચાલતા હતા અને બાકીના ઠગ લોક નવાબના સિપાઈ સાથે મળી જઇને પગપાલે મીઠી મીઠી વાતો કરતા ચાલતા હતા. નવાબનાં માણુસો સશસ્ત્ર હતાં તેમ ઠગ લોક નહોતા એ વાત ખરી પણુ તેમને પોલાદનાં તિક્ષણુ ધાર વાળાં હથિયારની

જરૂર ક્યાં હતી ? તેમના તે નિરૂપદ્રવી દેખતા રૂમાલ તેમની કમરે બાંધેલાજ હતા. તેમનું એ હથીયાર સદોદિત તૈયારજ હોય છે માત્ર પ્રસંગ આવવાનોજ અવકાશ હોય છે.

"નવાબની સોજા બેગમ મેનામા બેઠેલી હતી. ચાલતા ચાલતા તેણે મને જોયો અને તત્કાળ ઓળખ્યો.

"પછી તેણે નવાબને કહ્યુ 'ખાવિંદ આ ઘોડા જેવો મારો એક ઘોડો હતો, બે વર્ષથી તે મારી પાસેથી નાશી ગયો છે. મલે તો તેવોજ ઘોડો લેવો એવો મારો તે દિવસનો વિચાર છે. તમે ગમે તેમ કરીને પણ આ ઘોડો મારે માટે વેચાતો લ્યો '.

"નવાબની મરજી સાચવવી એનો જમાદારને ઇષ્ટજ હતું એટલે મારે માટે તેણે નાંખેલો બોલ ઓછોજ ખાલી જવાનો હતો પણ ઉપર ઉપરથી થોડી આનાકાની કરી મને આપી દેવાને જમદાર તૈયાર થયો અને તેથી કરીને હુ તે નિર્દય અને ખુની બેગમને હાથ ફરીથી આવી પડયો

"મારૂ આ પ્રમાણે સ્થિત્યતર થવાથી હુ નિરાશ થયો અને બેગમનું છળ ફરીથી સોસવું પડશે એવી મને ભીતિ લાગી પણ મારા પરનો તેનો કોપ ઉતરી ગયો છે એમ મને થોડાજ વખતમા સમજાયુ. તેનુ કારણ જે હોય તે ખરૂ. હવે કદિ હુ તેની ઇચ્છા પ્રમાણે કરીશ એમ તેને લાગ્યુ હશે. તે ગમે તેમ હોય પણ મને જોઇને તેને આનદ થયો અને તેણે ઘણા સ્નેહથી મારી બરદાસ કરી પછી તેજ દિવસે સધ્યાકાલે પાસે કોઇ નથી એમ જોઇને તે મારી પાસે આવી અને જમીન પરથી મુઠી ધુળ લઇને અને પૂર્વવત્ મત્ર ભણીને ઘોડાનુ રૂપ છોડી દઇને મારૂ પ્રથમનુ અર્થાત્ મનુષ્યનુ રૂપ ધારણ

કરવાની મને આજ્ઞા કરી. તેની આજ્ઞા થવાનીજ માત્ર ખોટી હતી, એટલે હું પૂર્વવત મનુષ્ય થયો.

" નવાબ અને તેના માણસોનો ઠગ લોકના હાથે ઘાત થવાનો છે એ વાતની મને પાકી માહિતી હોવાથી, આ દુષ્ટ બેગમના હાથમાંથી મારો છુટકો થવા માટે તેના ટાંગા તેનાજ ગળામાં નાંખવા એજ માર્ગ મારે માટે હિતકર હતો. એટલે મનુષ્ય સ્વરૂપ પ્રાપ્ત થતાંજ મે તેને અદબથી સલામ કરી અને મારી સલામનો સ્વીકાર કરે ન ન કરે એટલામાં મારા હાથમાં મૂઠી ભરીને ધુળ લઇને "કાથુઇકિવેથો" એવો ઉચ્ચાર કરી 'હાલનુ સ્ત્રીરૂપ છોડી સુદર ઘોડીનુ રૂપ ધારણ કર' એમ કહી તે ધુળ મે તેનાપર નાંખી. આ કૃત્ય મેં એટલી ચપળતાથી કર્યુ કે તેને આત્મસરક્ષણ માટે જરાપણ અવસર મળ્યો નહિ. મેં ઉચ્ચારેલા શબ્દમા શુ ચેટક હતું તે મને ખબર નહોતી, પણ મત્રોચ્ચાર કરતાજ મારૂં કાર્ય સફલ થયુ એ માત્ર ખરૂં છે. મત્રોચ્ચાર થતાંજ તે દુષ્ટ બેગમ અદ્રશ થઇ ગઇ અને તેની જગાએ મારી આગળ એક સુદર ઘોડી ઉભી રહી.

" એટલે એક ક્ષણનો પણ વિલબ ન કરતા તેનાપર જીન નાંખી મ્હોમા લગામ ચઢાવીને હુ તેની પીઠપર સ્વાર થયો અને કોઇને પણ ખબર ન પડે તેમ ત્યાંથી હળવે હળવે નીકળી ગયો. જરા દૂર ગયા પછી જે રસ્તે અમે અહી સુધી આવ્યા હતા તેજ રસ્તે પૂર ઝડપે ચાલતો થયો. આ પ્રમાણે દોડતાં એક કલાકે ઘોડીને ઠેસ લાગવાથી હુ નીચે પડયો અને બેશુદ્ધ થયો. આ સ્થિતિમાં હું કેટલો વખત રહ્યો તેમને ખબર નથી. પણ શુદ્ધિમાં આવતાં હું એક નાની કોટડીમાં ફાટલી ગોદડીપર પડેલો છુ અને મારી પાસે બે માણસ બેઠેલાં છે

એમ મને જણાયું. આ બન્ને માણસ એક દેવસ્થાનના પૂજારી હતા અને તેમનુ દેવળ પણ સમિપજ હતું. આ બન્ને પુજારી પૈકી વડિલનું નામ બળદેવ અને નાનાનુ નામ ઇશ્રિપ્રસાદ હતું. આ બન્ને મૂર્તિ-પૂજક હોવાથી તેમણે મારો જીવ બચાવ્યો અને હુ તેમના સમાગમમાં રહ્યો ત્યાં સુધી તેમણે મારા પર પુષ્કળ માયા રાખી, મને ઠીક લાગવાથી મે ત્યાંથી ચાલવાનો વિચાર તેમને જણાવ્યો, પણ તેમણે મને જવા દીધો નહિ.

"તેમને ત્યાં મને કઇપણ અડચણ નહોતી પણ જે લોક કાષ્ટ મૂર્તિની ભક્તિ કરતા તે જોઈ મને ઘણું દુઃખ થતું અને મારા જેવા ખરા મહમદી—મુસલમાને–તે જોઇને દુખ થયા વિના રહેજ નહિ.

"એક દિવસ તે બન્ને પુજારી નિદ્રાધીન હતા ત્યારે મેં તે મૂર્તિ પાટલાની નીચે નાંખી દીધી."

"દિવસ ઉગતાં બળદેવ મારી પાસે આવ્યો અને બોલ્યો અમારા પર મોટું સંકટ આવી પડયું છે. અમારી મૂર્તિ કેઇએ નીચે પાડી નાંખી છે"

"બળદેવનુ સમાધાન કરીને હું બોલ્યો." ચિન્તા નહિ, તે મૂર્તિને ઉઠાવીને છાજલીમાં પાછી મૂકો એટલે બસ!"

"તે મૂર્તિ મૂકે અને હુ પાડી નાંખું એમ ત્રણ વખત થયુ. ત્રીજી વખત બન્ને પુજારી મારી પાસે આવીને આ કામ તારૂંજ હોવું જોઇએ" એમ કહેવા લાગ્યા.

"તેથી મે કહ્યુ "આ તમારા દેવ કેવા પ્રકારના નિર્બળ પ્રાણી છે? ત્રણ વખત મેં તેમને નીચે નાંખી દીધા છતાં તેમણે મને કાંઇ શિક્ષા કરી નહિ અથવા તો અન્ય પ્રકારે મારા કૃત્યપ્ર હરકત પણ કરી નહિ."

"પછી ખરો પરમેશ્વર જે અલ્લા અને તેના પેગંબર મહમદ સંબંધી મેં તેમને ઉપદેશ આપ્યો–એ ઉપર તે બન્ને પુજારીઓનો વિશ્વાસ બેઠો અને તેમણે તે મૂર્તિઓને ત્યાંજ પડી રહેવા દીધી."

"પોતે મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો તેથી તે સ્થળે તેમનાથી સુરક્ષિતપણે રહી શકાશે નહિ એમ ધારીને તે બન્ને ભાઈ ઘરબાર છોડી દઇને મારા કાકા આમનઉલ્લાને ઘેર આવવાને મારી સાથે તૈયાર થયા. કાકાને મળ્યે ઘણા દિવસ થઇ ગયેલા અને બીબીને જોયે પુષ્કળ વખત થયેલો હોવાથી મેં કાકાને ઘેર જવાનો વિચાર કર્યો હતો. રસ્તામાં અમે ધીમેધીમે પ્રવાસ કરતા હતા. રસ્તાનાં ગામોમાં કંઇ સોના રૂપાનુ કામ મળતું તે કરતા અને પૈસા મળતા એટલે અમે આગળ ચાલતા. રસ્તામાં આ બન્ને ભાઇઓને મેં મહમદી ધર્મની વિશેષ માહિતી આપી એટલે તેઓ મહમદી પહેરવેશ પહેરી નીમાજ પડવા લાગ્યા."

ખલીફ બોલ્યો—"તે કામ તે ઘણુંજ સારૂં કર્યું. તે કૃત્ય બદલ હૂં તને જીવીતદાન આપુ છુ."

આ બક્ષિસનો સ્વીકાર કરવાને હનોમને માથુ નમાવ્યું અને વળી આગળ બોલવા લાગ્યો—

"રસ્તાના એક ગામમા અમે મુકામ કર્યો અને ત્યાં મને કંઈ કામ પણ મળ્યુ તેથી મને ત્યાંથી નીકળતા બે ચાર કલાક વાર લાગી. એટલે બળદેવ તથા હરિપ્રસાદને મેં કહ્યું તમે ધીમેધીમે ચાલતા થાઓ. હું તમારી પાછળજ આવું છુ અને તાકીદે તમને મળીશ."

"તેઓ આગળ ચાલવા લાગ્યા. મારૂં કામ પરવારી હું પણ તેમને બપોરે મળી ગયો. ત્યારે તેઓ ખાઈપીઇ, જરા આરામ લઇને

આગળ ચાલવાની તૈયારીમાં હતા એમ મને લાગ્યું. અમે ઉતર્યા હતા તે એક નાની સરખી ધર્મશાળા છે અને દશેક પ્રવાસી અમારી સાથે ચાલવાની તૈયારીમાં છે એમ મને દેખાયું."

"સાથે આણેલુ ખાવાનુ જલદી જલદી ખાઇ લઇને હુ પણ તેમની સાથેજ ચાલવાને તૈયાર થયો.

"ધર્મશાળામાંથી સાથે ચાલેલા પ્રવાસીઓ સાથે સાંજ સુધી ચાલતાં તેમનામાનો એક જણ બીજાના કાનમા કાંઈ કહેતો હતો તે મારા કાનને લાગ્યુ. ઠગ લોક જે વિશિષ્ટ ભાષા બોલે છે તેજ ભાષામાં તેમને કઇક ગટપટ કરી એ મને તત્કાળ સમજાઈ ગયુ. તેથી આપણે ઠગના પઝામા સપડાયા છીએ અને હવે આપણો છુટકો થવો કઠીણ છે એમ મને લાગ્યુ. આપણે ઠગના સપાટામા આવ્યા છીએ માટે સાવધ રહેવાને મારા મિત્રોને જણાવવાની મારા મનમાં ઘણીજ તીવ્ર ઇચ્છા હતી પણ તેવો યોગ મળ્યો નહિ. કદાપિ આ હકિકત તેમને સમજાય, છતા પણ શા ઉપયોગની હતી? અમે માત્ર ત્રણ જણ અને તે બદમાશ દશ જણ, ત્યા અમારૂ શુ ચાલે? તેમનાં કારસ્તાન અમને સમજાયા છે એવો કિંચિત પણ સશય તેમને આવે તો તેઓ ગમે તેમ કરીને અમને ઠાર કરે એ મને પકી ખાત્રી હતી, આ સ્થિતિમા તો પ્રવાસીની કોઇ બીજી ટોળી માર્ગમા મળે અને તે અમારૂ રક્ષણ કરે તોજ અમે બચીયે. આ સિવાય અમારો જીવ બચવાનો અન્ય માર્ગ નહોતો એ તો ખુલ્લુ જ હતું.

"અમે જે રસ્તે થઇને જતા હતા તે જગલ એટલુ બધું ઘાડુ હતુ કે કોઇ મળે તો માત્ર વાઘજ; મનુષ્ય નામે મળવાને ત્યાં બિલકુલ આશાજ નહોતી. બપોરનો વખત થવાથી તાપ પણ ઘણો

લાગતો હતો અને સર્વત્ર એટલી બધી શાંતિ પથરાયલી હતી કે ઝાડપરથી પાન પડે તો પણ તેનો અવાજ સભળાતો આવા આ ભયકર અને નિર્જન અરણ્યમાં મારા જોડીદાર બળદેવ અને ઈશ્વિ-પ્રસાદ નિષ્કપટ અને નિર્ભયપણે પોતાના સોબતીઓ સાથે વાતો કરતા આનદે ચાલતા હતા. મારા મનની સ્થિતિ તેમના કરતા તદ્દન જુદાજ પ્રકારની હતી અમે કેવા સકટમા છીયે એ મને પક્કી ખાત્રી હોવાથી કોઇની પણ સાથે એક શબ્દ પણ ન બોલતાં આ સકટમાંથી બચાવવા માટે મનમાને મનમા પરમેશ્વરની પ્રાર્થના કરતો હુ હળવે હળવે પગ ઉપાડતો હતો.

" ત્યારપછી મારી સાથે ચાલનાર ઠગ બોલ્યો ( આ મનુષ્ય તે ટોળીનો જમાદાર હોય એમ મને લાગ્યુ. આપણે થાકી ગયા છીયે માટે પેલા નાળા પાસે મુકામ કરી વીસામો લઇએ." એ સાભળનાજ અમારૂ આયુષ્ય સમાપ્ત થવાની જગા અને કાળ આવી પહોચ્યો એમ મને તત્કાળ જણાયુ પોતાના શિકારને કઠ સ્નાન કરાવવાને આના કરતા વધારે સોઈ વાળી જગા એટલામા પાસે મળશે નહિ એ લક્ષ્યમા લઇને તે દુષ્ટ ઠગે વિસામો લેવાનુ બહાનુ કાઢ્યુ હતું તેમાં કઇપણ શકા નહોતી. આ જગા તદ્દન ઉજ્જડ ભાગમા હોવાથી બળી પડનાર માણસ કદિ બૂમ મારે તો પણ કોઇ સાભળે એવો સભવ નહોતો. વળી કઠસ્નાન કર્યા પછી પ્રેતની વ્યવસ્થા કરવા માટે પણ આ જગા ઘણી સોઇવાળી હતી વહેળાના કાંઠાની જમીન ઘણી પોચી અને રેતાળ હોવાથી રૂમાલથી આરભેલા પોતાના કાર્યનું છેવટ પોતાની પવિત્ર કોદાળીથી ત્યાં સહજ કરી શકાશે એવો પણ તે દુષ્ટ ઠગે તર્ક કર્યો હશે.

•

" ઉપર જણાવેલી જમાદારની ધારણા મારા મનમાં પૂર્ણપણે સમજાઇ છતાં પણ તેની સૂચના પ્રમાણે વિસામો લેવા બેસવા સિવાય અમારે માટે અન્ય કાંઇ માર્ગ ન હોવાથી તે ઠગલોક સાથે અમે ત્રણ જણ તે વહેળાને કિનારે વિસામો લેવા માટે બેસી રહ્યા.

"એટલામાં તેમના રિવાજ પ્રમાણે અમારા પૈકી પ્રત્યેકની બાજુમા, બે બે ઠગ એક જણ હાથ પકડવા અને બીજો રૂમાલ નાખવા બેસી ગયા.

" ઇશારત કરવાને યોગ્ય સંધિ મળે એટલા માટે ઠગનો જમાદાર જાણે સહજ ફરતો હોય એમ બતાવવા માટે અમારી આજુબાજુ ચકર મારતો હતો. આ સઘળી તૈયારી જોઇને મારા શરીરે કંપ છૂટયો, આંખે અંધારાં આવ્યાં અને ગળામાં નાખેલા રૂમાલથી મારો જીવ ગુંગળાઇ જવાથી હું તરફીયા મારતો હતો તેથી તે દુષ્ટ માગઓએ મારી પીઠમાં લત્તા પ્રહાર કરીને મારી તે ગડબડ એકજ ક્ષણમા બંધ કરી દીધી એમ મને જણાવ્યું.

"ધમગિયા અને ફાસીયા જમાદારની ઇશારતની ઉત્સુકતાથી વાટ જોતા હતા એટલામા અમારા સુદૈવે જમાદારને છીક આવી એટલે ઠગની ટોળીના લોકોનાં મ્હો ઉતરી ગયાં એમ મને જણાયુ છીંકના અપશુકન તો ઘણાજ ખરાબ અને ઘાતક ( રૂમાલ નાંખવાની તૈયારીમાં બીક આવવી એ ભવાનીનો મોટો પ્રકોપ છે એવી ઠગ લોકની સમજ હોવાથી, છીક આવ્યા પછી તો લોક પોતાના શીકારપર કદિપણ રૂમાલ નાંખવાના નહિ. અમે ત્રણે પુણ્ય પુરૂષ હોવાથી અવધ્ય છીયે એવી તે ચંડાળોની સમજુત હોવાથી તેમણે અમારો નાશ કરવાનો વિચાર છોડી દીધો.'

" આ પછી અમારે બીજે રસ્તે થઇને જવું છે એવું બહાનું કાઢીને ઠગલોકની ટોળી અમને છોડીને ચાલતી થઇ અને અમે ત્રણે જણા એ પછી કંઈપણ અડચણ વગર મારા કાકાને ત્યાં જઇ પહોંચ્યા.

" ત્યાં આવ્યા પછી મારા કાકાની દીકરી બ્હેન—બીબીનો વિવાહ કોઇ માતબર સૌદાગરની સાથે થયાના અને મારો ભાઈ કાંઇ રોગ થવાથી મરી ગયાના વર્તમાન મને મળ્યા. પુત્રના મરણથી મારો કાકો ઘણો દુઃખી થઈ ગયો હતો. એટલે મને પાછો આવેલો જોઇને તેને આનંદ થાય એ સ્વાભાવિક છે. પૂર્વનો મારો અપરાધ ભૂલી જઇને મારા કાકાએ મારો ઘણા પ્રેમથી સત્કાર કર્યો અને મારા માટે મારી સાથે આવેલા મારા મિત્રોનો પણ તેને ઘણો સારો સત્કાર કર્યો. મારા સમાગમથી અને ઉપદેશથી તેમણે મૂર્તિપૂજા છોડી દઇને મહમદી ધર્મ સ્વીકાર્યો છે. એ જાણીને તેને ઘણોજ આનંદ થયો.

" મારા બહાર ગામ ગયા પછી મારા કાકાએ પુષ્કળ સંપતિ મેળવી હતી. હું તેને ઘેર ગયા પછી છ મહિને તે મરણ પામ્યો અને તેથી તેની પાછળ તેની મિલકતનો હુંજ માલિક થયો.

" આ વાતને કેટલોક વખત થયા પછી માતૃભૂમિનાં દર્શન કરવાની મને ઉત્કટ ઇચ્છા થઈ એટલે બગદાદ શહેરમાં લઇ જઇને વેચતાં સારો નફો મળે એવી દુર્લભ અને મૂલ્યવાન વસ્તુ ખરીદીને ત્યાંથી ચાલી નિકળ્યો અને સાત આઠ દિવસ પૂર્વ અત્રે સુરક્ષિત આવી પહોંચ્યો.

" ઘેર આવ્યા પછી ઝોબિદીની આજ્ઞાથી હું તેને મળવા અને મારાપર વીતેલાં સંકટની કથા કહેવાને તેના વાડામાં ગયો હતો, એ

વાત તો ખુદાવિંદના ચરણમાં મેં પ્રથમજ વિદિત કરી છે. હવે સદ્ધર્મ પ્રતિપાલક ફરમાવશે તે સાશન ખમવાને હું તૈયાર છું.

હરૂન અલ રશિદ બોલ્યો " બે મનુષ્યને તે ઇસ્લામી ધર્મમા આણ્યાં છે એટલે મેં તને અગાઉથીજ જીવતદાન આપેલુ છે. સિવાય ક્ષમા કરેલા માણસને ખાલી હાથે ન કહાડવો એવો મારો નિયમ હોવાથી હુ તને મિસર દેશની સુબાગીરીપર મોકલુ છું. સુબેદારીનો પોશાક હમણાંજ જાફરને હાથે તને અર્પણ કરવામા આવશે.

આવી ઉદારતા માટે હનોમને ખલીફનો આભાર માન્યો અને હમણાં કરેલો અને ભવિષ્યમા કરવામા આવે તે હુકમ પ્રમાણે વર્તવાનુ કબુલ કરી તેણે ખલીફની રજા લીધી.

પોતાની પ્રિય પત્નિ ઝોબિદિના દુધભાઇને અર્થાત હનોમનને ખલીફે ક્ષમા આપીને સારી પાયરીએ ચઢાવ્યો, છતાં પણ આ બન્ને વચ્ચે બગદાદ અને કેરો શહેર જેટલુ અન્તર રાખવુ એમ તેને લાગ્યા વિના રહ્યું નહિ.

---

## ખલીફ અને બર્દા—ફરોપ.

---

### ( ગુલામનો વ્યાપાર કરનાર સોદાગર. )

---

બીજી ડબીના અદ્દ્ભૂત અને જાદુઈ અંજનથી કંઈ વિશેષ લાભ થયો નહિ એટલુજ નહિ પણ તે અંજનથી ઝોબદિના પ્રાણ પર દુર્ઘટ પ્રસંગ આવ્યો હતો તે જોઇને હાલ તુરત તેનો ઉપયોગ કરવો નહિ

એવો વિચાર કરીને ખલીફે તે ડબી પોતાની તીજોરીમાં મૂકી દીધી. અંજનનો ઉપયોગ કરવો નુકશાનકારક છે એમ તેનો નિશ્ચય થયો હતો છતાં પણ જાફરને સાથે લઇને રાત્રીના સમયે શહેરમા ફરવા માટે તો તે કદિ કદિ જતો હતો.

એક રાત્રે, હમેશ મુજબ વ્યાપારીના વેષમા શહેરના બજારમા અને રસ્તામાં ઘણો સમય ભટકવા બાદ તેઓ એક ધર્મશાળામા આવ્યા અને ત્યા વિસામો લેવાને બેઠા. આ ધર્મશાળામા પુષ્કળ વ્યાપારી એકઠા થયા હતા તેમાથી બે જણ ખલીફ અને જાફરની પાસે આવીને સહજ બેઠા

આ પ્રમાણે બેઠા પછી થોડો વખત થયો એટલામા જ એક સોદાગરે ખલીફ અને જાફરને ઉદ્દેશીને પોતાના મિત્રને આંખવડે ઇસારો કરીને વાદ વિવાદની શરૂઆત કરી. તેમની તકરારના વિષય, તેમના પાસેની બે રૂપસપન્ન તરૂણ દાસીઓ હતી આ તકરાર વધી જાય એમ લાગ્યુ. એક સોદાગરે કહ્યુ તે બેમાથી અમુક દાસી વધારે સુદર છે અને બીજાનુ કહેવું અમુક બીજી વધારે સુદર છે એમ હતુ તકરાર કરતે કરતે તે લોકો લાબાલાબા હાથ કરીને મોટેથી બૂમો પાડવા લાગ્યા અને તત્કાળ એક બીજાને જીવથી મારશે કે શુ એમ જણાવવા લાગ્યુ.

તેમની આ તકરાર સાભળી ખલીફ મનમા હસ્યો અને તેમની વચમા પડી બોલ્યો.—મિત્રો, તમારી તકરારમાં પડવા માટે મને ક્ષમા કરો તો, તમારી પાસેની બન્ને દાસીમાંથી વધારે સ્વરૂપવાન અને મૂલ્યવાન કોણ છે તેનો નિર્ણય કરવા માટે તમને એક ખાત્રીનો ઉપાય બતાવું છું. તમારી તકરારનો નિકાલ કરવા માટે તમે કાંઇ પણ

નિષ્પક્ષપાત મનુષ્યને પંચ નીમો. તમારી ઇચ્છા હોય તો અમારા એમાંથી કોઇને નીમો. હું અને મારો મિત્ર સોદાગર હોવાથી અમારાથી તમારી પાસેની દાસીમાંની કોણ અધિક સ્વરૂપ સંપન્ન છે એટલું ઠરાવતાં આવડશે એટલું જ નહિ પણ આ બાબતમાં અમે કંઇ વધારે કામ કરી શકીશું. ખલીફ, વજીર અને અન્ય મોટા લોકમાં અમારે જવા આવવાનું હોવાથી તમારી પાસેની દાસીઓને અમે સારી કિમતે વેચાતી લઇને પૂર્વના કરતા વધારે કિમતે કોઇને પણ વેચી નાંખીશુ."

આ પ્રમાણે કાંઇપણ નિકાલ આવે તે ઇરાદાથી તે બન્ને સોદાગરોએ આ કલહ નાટક શરૂ કર્યું હતું—અર્થાત્ ખલીફે બતાવેલો માર્ગ તેમને ઘણો જ યોગ્ય લાગ્યો.

સોદાગર પૈકી એક જણ બોલ્યો ઠીક છે, ચાલો ત્યારે અમારી સાથે ! તમે કરશો તે ઠરાવ અમાને બન્નેને કબુલ છે. બન્ને દાસીમાંથી જેની તમે વધુ કિમત આકશો તે બીજીના કરતા વધારે ઉત્તમ છે એમ અમે નિર્વિવાદ કબુલ કરીશુ."

પછી તે બન્ને સોદાગર ઉઠયા અને ખલીફ અને જાફરને કેટલીક સાંકડી ગલીઓમાંથી આડમાર્ગે એક મોટા દરવાજા પાસે લાવી મૂકયા. આ ગલીઓ અને આડમાર્ગ આ પૂર્વે તેમણે કદિપણ જોયેલા નહિ. સર્વ જણ આ દરવાજા પાસે આવ્યા પછી, એક સોદાગરે ચમત્કારિક રીતે તેના પર ત્રણ થાપ મારી, તે સાંભળીને અંદરથી એક લઠ્ઠ શિદી ગુલામે આવીને તે દરવાજો ઉઘાડયો અને પોતાના માલિકની સાથે બે અજાણ્યા માણસોને જોઇને ખડખડ હસવા લાગ્યો. મંડળ અંદર દાખલ થયા પછી તેણે તે દરવાજો સાંકળ ભૂગળ કરીને બંધ કર્યો.

પછી તે સાદાગરે બન્ને પરોણાઓને એક વિસ્તૃત અને સુંદર ખોલીમાં લઇ જઇને એક સુંદર સિંહાસન પર બેસાડયા. થોડીવારમાં દરવાજો ઉઘાડનાર શિદીના કરતાં વધારે કાળો લઠ્ઠ અને કદરૂપો એક ગુલામ મેવા, મિઠાઇ, ફળફળાદિ અને મદ્યપાત્રો લઇને ખોલીમાં આવ્યો અને તે પરોણાઓને આપીને ચાલ્યો ગયો.

ઉપહાર અને મદ્ય પ્રાશન કર્યા પછી ખલીફે સોદાગરને કહ્યુ " તમારી પાસેની દાસી છે કયાં ? તે હવે અમને જોવા દો એટલે અમે તમારી તકરારનો નિકાલ લાવી દઇએ. " એ સાંભળતાં જ ખરૂં છે, એમ બોલી એક સોદાગર પરોણાઓને ઉત્તમ પ્રકારે શૃંગારી સજ્જ કરેલી એક નાની ઓરડીમા લેઇ ગયો. ત્યાં એક ઉત્કૃષ્ટ નકશી કામવાળો કોચ પડેલો હતો, તેના પર ઉત્તમ પ્રકારે બીછાન કરેલી હતી અને તેનાપર એક અત્યંત રૂપસંપન્ન હિંદુસ્થાની સ્ત્રી બિરાજમાન થયેલી જણાતી હતી. સ્ત્રીઓનુ સૌંદર્ય પારખવામાં પારંગત થયેલો ખલીફ તે હિંદી તરૂણી તરફ આનંદાશ્ચર્ય થઇને જોવા લાગ્યો

આનંદાશ્ચર્યનો તરંગ સમી ગયા પછી તે બોલ્યો આ "લાવણ્યવતી કરતાં અધિક સુંદર કંઇપણ તમારી પાસે અમને બતાવવાનુ રહ્યું નહિ હોય એમ મને લાગે છે. આ દાસી માટે ઘરાક કરવા માટે તમારે કાંઇ દુર જવાની જરૂર નથી દશ હજાર હોન આપીને હુંજ તેને ખરીદું છું એટલે બસ. "

ખલીફે આપવાની જણાવેલી કિંમત તરફ દુર્લક્ષ્ય કરીને સોદાગર બોલ્યો. " હઝરત આ દાસી જોઇને જયારે આપને આટલું બધુ આશ્ચર્ય અને આનંદ થયો ત્યારે પેલી બાજુની ઓરડીમાંની બીજી દાસી જોયા પછી તો તમારા મનની સ્થિતિ કેવીએ થશે કાણુ

જાણે ! ચાલો હવે તમને બીજી ખોલીમાની દાસી બતાવું."

પછી હિંદી દાસીના દરવાજા પર લટકતો કિરમજી રંગનો અને સોનેરી ભરત કામનો પડદો બાજુએ કરીને બીજી ઓરડીમાં જવા માટે તે એક ગલી જેવી જગામાં આવ્યા. આ ગલી બે કોટડીઓની વચમા હોવાથી તેમાં ખુરસીઓ, પલંગ વગેરે સામાન ગોઠવી ઉત્તમ શોભા કરેલી હતી. આ ગલીમા થઇને તેઓ એક ઓરડીમાં આવ્યા ત્યાનો ઠાઠ તો પહેલાંની ખોલીના કરતા અધિક ચિત્તાકર્ષક હતો. આ ખોલીની જમીન પર તદન કાળા રંગની મખમલ પાથરેલી હતી, તે ઉપર એક રૌપ્ય મચક ગોઠવેલો હતો અને તેના પર એક ઇરાની તરૂણ સ્ત્રી વિરાજમાન થયેલી હતી, તે સ્ત્રીના કેશ રેશમ જેવા સુંવાળા અને સુંદર હતા, તેના નેત્ર પાણીદાર અને ઇંદ્ર નિલમણીના રંગ પ્રમાણે હતા, તેના બાંધામાં કાંઇપણ ખોડ કાઢવા જેવું નહોતુ. જાણે જોઇએ ત્યા કલ્પના સૃષ્ટિમાં સદૈવ ભપકો મારનાર ઉત્કૃષ્ટ કારીગરીકારને, પોતાના કરતાં અધિક સુંદર સ્ત્રી રત્નનું વર્ણન કરવાને જાણે આવ્હાન કરતી હોય એમ જણાતું હતું

આ લાવણ્ય લતિકા જોતાંજ ખલીફ મોહિત થયો અને બોલ્યો 'મિત્ર ! આ સુંદરી કયા દેશમાથી આણી છે ? આ તે ખરેખર સ્ત્રી છે કિંવા એકાદ સ્વર્ગાંગના જાદૂવિદ્યાએ કરીને તમે અહીં આણીને રાખેલી છે ?'

ખલીફના મુખમાંથી બહાર પડેલા ઉદ્‌ગાર સાભળીને તે સોદાગર બોલ્યો, "અગાઉ જોયેલી દાસીની કિંમત જ્યારે તમે દશ હજાર હોન કહી છે ત્યારે આની કેટલી આપશો ?"

ખલીફ બોલ્યો–" આના હું ચાલીસ હજાર હોન આપીશ

આટલી કિંમતમાં પણ મને તે મોંઘી પડે છે એમ લાગશે નહિ."

એ સાંભળી તે બન્ને સોદાગરમાંનો એક પોતાના મિત્રને કહેવા લાગ્યો.–" અસ્મત્ ! મારી પાસેની દાસી તમારી પાસેની દાસી કરતા સુદર છે એ હું પહેલેથીજ નહોતો કહેતો. એ વાતને આ ભલા વ્યાપારીનો પુરાવો બસ છે. તારી હિન્દી દાસી કરતા મારી પાસેની દાસીની કિંમત ચાર ઘણી આપવાને આ ગૃહસ્થ તૈયાર છે એ તેં સાભળ્યુ જ છે."

એટલે બીજા સોદાગરે ઉત્તર આપ્યો–" પોતાના ખીસામાં એક હજાર હોન ન છતાં અમુકના દશ હજાર ને અમુકના ચાળીસ હજાર એક રસ્તે જતો વટેમાર્ગુ પણ કહે; પણ હજારોની લાંબી પહોળી વાતોમાં તથ્ય કેટલું છે તે તો વખત આવે જણાઇ જાય છે."

પહેલાં બોલેલો સોદાગર ફરીથી બોલ્યો–" તુ કહે છે તેવા આ ગૃહસ્થ મને તો લાગતા નથી. આટલી મોટી રકમ આપવાની તેને અનુકુળતા ન હોત તો આપણી પાસેની દાસીઓની કિંમતજ તે ન કરત કદાપી થોડી રકમ ખૂટતી હશે તો તે ગમે ત્યાથી ઉછીની પણ લઇ આવશે એટલે આ બન્ને વ્યાપારીઓને આપણે રાતની રાત ઘરમા રાખો કાલે જાતે જઇને અગર તો માણસ મોકલીને તે રકમ આણીને આપણને આપશે."

સોદાગરના મુખમાંથી ઉપરના શબ્દો બહાર પડતાં ન પડતાં, પોતાની હમેશની ઉતાવળ પ્રમાણે ખલીફ બોલ્યો. "છી છી આજ ને કાલ શાની કરો છો ? હમણાંને હમણાંજ રકમ મગાવી તે સોદો કરી નાખું છુ."

અસ્મતે ઉત્તર આપ્યો–" એટલી બધી ઉતાવળ નથી. અમારી

પાસેની બન્ને દાસીઓમાં અધિક રૂપવાન કોણ છે એનો નિર્ણય કરવો એજ અમારા વિવાદનુ કારણુ હતું માટેજ બન્નેની કિંમત કરવા માટે અમે આપને વિનતી કરેલી તમોએ તેની કરેલી કિંમત લેવી એવી કઇ અમારે તમારી સાથે બોલી થઇ નથી. વળી તે અત્યારેજ વેચવી જોઇએ એવી કઇ અમને ઉતાવળ પણ નથી."

ખલીફે જો કે વ્યાપારીનો વેષ ધારણ કર્યો હતો છતાં વ્યાપારી લોકની માફક ખેચતાણ કરવાની તેને ટેવ ન હોવાથી તે બોલ્યો "ઠીક છે! મે કહેલી કિંમત તમને પરવડતી ન હોય તો તમે પોતે કિંમત બોલો એટલે તે ચુકતે કરી લેવાનુ મને ઠીક પડે. તમારી ગમે તે કિંમત હોય તો પણ એ બન્ને દાસીઓ તો મારી લેવીજ જોઇએ."

આવા નિષ્કપટ અને ઉતાવળીયા ઘરાકને ભારે ન પડે એવી શી કિંમત કહેવી આ બદલ થોડોક વિચાર કરીને અસ્મત્ બોલ્યો.

"તમે ઠરાવેલી કિંમત જો કે ઘણી છે છતાં પણ આવી અનુપમેય સુંદર દાસીની વાસ્તવીક કિંમત કરતાં તે કેટલી બધી કમી છે! હિન્દી દાસીના વીસ હજાર અને ઇરાની દાસીના એંસી હજાર હોન નિદાન અમને મળવા જોઇએ; આ સિવાય આ સોદો થશે નહિ."

ખલીફ હસીને બોલ્યોઃ—" તમે કંઈ મફત સોદાગર થયા નથી. તમારી પાસેના માલની ઓછી કિંમત લઇને તેની યોગ્યતા કમી કરતા નથી એ ઠીક છે, તમે માગો છો તે રકમ મારે કબુલ છે."

માગેલી કિંમત આપવાને ખલીફ તત્કાળ કબુલ થવાથી સોદાગરને હવે કઇપણ વાધો રહ્યો નહિ તથાપિ સોદો કરવા માટે પોતાને કંઇ ઉતાવળ નથી અને પોતાને તેની ફિકર પણ નથી એમ બતાવવા માટે અસ્મત્ બોલ્યો—

"રકમ કાલે સવારે લાવશો તો ચાલશે, અત્યારે રાત્રિ ઘણીજ ગયેલી છે અને રકમ લાવવા માટે આપની પાસે કોઇ માણસ પણ નથી."

ખલીફ બોલ્યો-"તેની કંઇ અડચણ નહિ મારો ચાકર અહિ આવ્યો હશે. પૈસા લઇ આવવા માટે હું તેને અત્યારેજ મોકલું છુ"

એટલુ કહી બારણુ ઉઘાડી રસ્તામાં ઉભા રહેલા મેસરૂરને તેણે પાસે બોલાવ્યો. પોતાના ખજાનચીને આપવા માટે એક ચિઠ્ઠી લખી ખલીફે તે મેસરૂરને દીધી. હમણાં ને હમણાં એક લક્ષ હોન મેસરૂરની સાથે મોકલી આપો એ પ્રમાણે તેણે આ ચિઠીમાં લખેલું હતું. આપેલી ચિઠ્ઠી લઇને પોતાના માલિકને સલામ કરીને મેસરૂર તત્કાળ ત્યાંથી ચાલી ગયો. તેના ગયા પછી ખલીફ પાછો આવીને તે બન્ને લાવણ્યવતી દાસીઓ સબંધી સોદાગરોની ભવતિ ન ભવતિ કરીને વખત ગાળવા લાગ્યો.

ખજાનચીએ આપેલી રકમ સેવકોની ખાંધપર મૂકાવીને મેસરૂર ત્યાં જલદીથી આવી પહોંચ્યો અને તેણે બારણું ઠોકયુ તે સાંભળીને અંદરથી કોઈ મનુષ્યે બારણાની સાંકળ ઉઘાડી મેસરૂર અને તેની સાથેના નાણાં લઈ આવનાર ગુલામોને અંદર લીધા અને ખલીફ અને સોદાગર બેઠા હતા ત્યાં જવાને માર્ગ બતાવ્યો.

ગુલામોએ નાણાંની થેલીઓ જમીનપર મૂકતાંજ ખલીફ, જાફર અને સોદાગર ને તોડા પાસે જઇ પહોંચ્યા.

"એક થેલીમાંની રકમ કાઢીને ગણી જોવી અને બાકીની થેલીઓ તેની સાથે કાંટામાં નાખી વજન કરી લેવું એટલે બસ." એમ કહી અસમત્ એક થેલીમાંથી હોન ગણવા લાગો. અસ્મને એક થેલીમાથી હોન જમીનપર ઠાલવ્યા અને ગણતાં ગણતાં તે થેલીમાંના

કેટલાક હોન હલકા ભારે છે એમ તે અને તેનો મિત્ર બુમો પાડવા લાગ્યા. ત્યારે ખલીફ, જાફર, મેસરૂર અને થેલીઓ ઉચકી લાવનાર ગુલામ તે તરફ જોવા લાગ્યા એટલામાં કોઈને પણ ખબર ન પડે તેમ કેટલાક લફંગ, કાળા બુટાક શિદીઓ ફુટની માફક પગલુ પણ ન ખખડાવતા તે ખોલીમા દાખલ થયા આ સર્વ અગાઉથી કરી રાખેલી યોજના પ્રમાણે થયુ. કારણ કે આજ સમયે ખાલી થયેલી થેલી હાથમાં લઇને અને જમીનપર પટકીને "આપણે આ તોડા ગણતા નથી" એમ અસ્મત્ એકાએક બૂમ પાડી ઉઠયો

આગળનુ કૃત્ય બનવાને આ આરંભજ હતો. એમ થતા ખોલીમા છાનામાના આવેલા શિદીઓએ ખલીફ અને તેના માણસોને તત્કાળ જમીનપર નાખીને મુશ્કેટાટ બાધ્યા અને બુમ ન મારે તેટલા માટે તેમના મ્હોમાં ડુચા માર્યા.

ઉદિષ્ટ કાર્ય પૂર્ણ થવાથી અસ્મત્ બોલ્યો "એક રાત્રિની ખટપટમા આપણી જાળમા ઉત્તમ ભક્ષ આવી ગયુ છે એક લક્ષ હોન અને પાચ મનુષ્યો એકાદ સફર કરીને આ માણસો સારી કિંમતે વેચી શકાશે"

પછી કેદ કરેલા માણસોને દિવસ ઉગતા પહેલાંજ નદીપર લઈ જવાની વ્યવસ્થા કરવાનુ પોતાના શિદીઓને સોપીને તે સોદાગરે તે લુટનો સામાન પોતાની પ્રત્યક્ષ દેખરેખ નીચે તે ખોલીમાથી બીજી ખોલીમાં નાખી દેવડાવ્યો કરેલી વ્યવસ્થા પ્રમાણે કેદી લોક સવારમા ચાર વાગે નદીના કાઠાપર આવી પહોચ્યા. તેમને દુર દેશ લઇ જવાને સોદાગરોનુ વહાણુ તૈયારજ હતું. નદીના કાઠાપરની તૈયારી જોઇને હવે આ લૂટારૂ અને જુલમી સોદાગરના પજામાથી છુટકો

મેળવવાની કેદી લોકને કાંઇપણ આશા રહી નહી તેથી નિરૂપાય થઈ ને તે લઇ જાય ત્યાં જવા સિવાય તેમને માટે અન્ય માર્ગ નહોતો.

નદિ કિનારે ગયા પછી ત્યાં શી શી વિપતિઓ પડશે તે બદલ તર્કવિતર્ક કરતા કેદી લોક નિરાશાથી ઉભા છે એટલામાં આબેહુબ ખલીફ પ્રમાણે જ દેખાતો અને વ્યાપારી વેષ ધારણ કરેલો કોઇ મનુષ્ય પોતાની સાથે બે ગુલામ લઇને નદિમાંથી પોતાના તરફ આવે છે એમ તેમની દૃષ્ટિએ પડયુ. મુસ્કેટાટ બાંધેલા તથા મ્હોમાં ડુચા મારેલા કિનારા પરના કેદીઓ અને જાપતા માટે રાખેલા શિદિ ગુલામો નદીમાથી આવેલા ગૃહસ્થની દૃષ્ટિએ પડતાંજ " તમે કોણ છો કયાથી આવો છો અને કયા જાઓ છો ? " આ પ્રમાણે આ ગૃહસ્થે કેદીઓની સાથેના ગુલામોને દમ ભરાવાને પૂછ્યુ.

પ્રશ્ન કરનાર ગૃહસ્થને જોઇને અને તેની બીવરામણી સાંભળીને શિદિઓની છાતીમા ધાસકો પડયો અને તેઓ ગભરાયલા પ્રમાણે એક એકના સામે જોવા લાગ્યા અને "અરે આ તો ગુલામનો છોકરો" એમ કહીને પાછા ફર્યા અને ત્યાથી નાશી ગયા

પછી તે નૂતન માણસે કેદીઓને તત્કાળ બંધમુક્ત કરીને કેદમા પડવાનુ કારણ પૂછ્યુ.

ખલીફે ઉત્તર આપ્યો " હજરત ! આ શહેરમાના બે હરામખોર લુચ્ચા સોદાગરોએ અમારા પર જુલમ કરીને અમારી વિટંબના કરી છે. મારા સેવકોને કાંઇ જરૂરી કામ માટે મોકલી દઉંછુ અને પછી અત્યાર સુધી બનેલી સર્વ કાંઇ હકીકત આપની આગળ નિવેદન કરૂ છુ. "

પછી મેસરૂર તરફ ફરીને તેને કાનમાં ખલીફે કહ્યું—"હમણાંને

હમણાં જા અને તે બન્ને સોદાગરને કેદ કર અને તેમનાં ડોકાં ઉડાવી દે. તેમના વાડામાની બન્ને દાસી અને માલમત્તા લૂટી લઇને સરકારવાડામાં મોકલી દે અને તેમનો વાડો જમીન દોસ્ત કરી નાંખ.

સદ્ધર્મ પ્રતિપાલકે સોપેલુ કાર્ય આટપી લેવા માટે મદદ મેળવવા મેસરૂર તત્કાળ પાસેની ચોકી તરફ ચાલતો થયો. પોતાના માલિકની આજ્ઞા આટલા ઉત્સાહથી અને મનપૂર્વક આ પૂર્વે તેણે કદિપણુ અમલમાં મૂકી નહોતી.

ઉપર જણાવ્યા પ્રમાણે મેસરૂરની રવાનગી કર્યા પછી ખલીફ આ ગૃહસ્થ પાસે પાછો આવ્યો અને બોલ્યો. “ હજરત અમને સંકટમાંથી મુક્ત કરવા માટે તમે ત્રણે જણે ખટપટ કરી તે માટે આપનો આભાર માની અમારી આવી દુર્દશા શાથી થઇ તેનું કારણુ હું આપને નિવેદન કરૂ છુ.”

પછી ધર્મશાળામાં પહોચ્યા ત્યારથી તે પોતાનો છૂટકારો થયો તે દરમીયાનમાં બનેલી સઘળી કચી હકીકત ખલીફે તે ગૃહસ્થને નિવેદન કરી પણુ તે જણાવતાં પોતે ખરેખર કોણુ છે તે માત્ર તેણે પેલા ગૃહસ્થને બિલકુલ જણાવા દીધુ નહી.

વેષ અને મુદ્રા બન્ને પોતાના જેવીજ છે એવા તે ગૃહસ્થને પોતાનુ બધીખાને પડવાનું કારણુ જણાવ્યા પછી તમને જોઇને અમને કેદ કરનાર ગુલામ નાશી કેમ ગયા ? એનુ કારણુ ખલીફે તે ગૃહસ્થને પૃચ્છયું.

ખલીફનો છૂટકો કરનાર સોદાગર માત્ર દેખાવમાજ તેના જેવો હતો એટલુ જ નહિ પણુ તેના માફક મોટા મનનો અને ધીર પુરૂષ હતો. ખલીફનો પ્રશ્ન સાંભળીને તે હસતો હસતોં બોલ્યો.

"મારૂં નામ શિદી-બિન ટલ્મી છે અને હું વ્યાપારી છું. એ વાત મારા પોશાક પરથીજ આપના સમજવામા આવી હશે. મારા શરીરનો બાંધો અને મુખમુદ્રા પણ તમારા ચહેરા પ્રમાણે જ છે તેમજ મારો ચહેરો સદ્ધર્મ પ્રતિપાલક ખલીફ ( પરમેશ્વર તેનુ રક્ષણ કરો ) ના ચહેરા જેવો છે તેથી તેના લોકપ્રિય વર્તનનુ આપણે પણ અનુકરણ કરવું એમ મારા મનમાં આવ્યુ. સદ્ધર્મ પ્રતિપાલક સોદાગરનો વેષ લઇને લોક સ્થિતિનું અવલોકન કરવા માટે ફરે છે અને તેમ કરતાં તેમને અનેક પ્રકારના સાહસના પ્રસગ આવે છે એ વાત તમારા સાંભળવામાં આવી હશેજ. જે માણસો તેની સામે ઉભા રાખવાથી જુલમથી પણ એક શબ્દ બોલે નહિ, તેજ લોક વેષાંતર કરેલા ખલીફની મુલાકાત થતાં તે કોઇ સામાન્ય મનુષ્ય છે એમ ધારીને તેની સાથે સ્વાભાવિકપણે અને ખુલ્લા દિલથી વાતો કરે છે, આથી ખલીફને ઘણોજ આનદ થાય છે અને લોકવાયકા કેવી છે એ જાણવાથી તેને ઘણી મજા અને સંતોષ થાય છે. સદ્ધર્મ પ્રતિપાલક તરીકે તે સામાન્ય મનુષ્યો તરફ દ્દષ્ટી કરે છે ત્યારે તેને તેમની ખરી સ્થિતિ જણાતી નથી. તેથી ખલીફની માફક વેષાંતર કરીને લોક અને લોક સ્થિતિનું અવલોકન કરવાનો વિચાર મને આવ્યો. મારી અને સદ્ધર્મ પ્રતિપાલકની ઇચ્છા એકજ છે. પણ તેનો અને મારો માર્ગ માત્ર ભિન્ન છે. આ આપણા જેવોજ માણસ છે એમ જાણીને લોક મારી સાથે કેવી રીતે વર્તે છે તે હુ જોઉછું; પણ ખલીફનો વેષ ધારણ કરવાથી લોકનુ મારા પ્રત્યેનું વર્તન જોવામાં તો કંઇ જુદાજ પ્રકારનો આનંદ પ્રાપ્ત થાય છે.

"વ્યાપારીનો વેષ ધારણ કરીને જગતનું નિરીક્ષણકરવાનો ખલી-

ફનો સ્વભાવ છે, એ વાત આપણને અનુકુળ છે તેમ જોઇને તેમજ મારો ચહેરો, રંગ, શરીરનો બાંધો, સઘળુ તેના જેવુંજ હોવાથી હુંજ ખલીફ છુ એમ લોકને પ્રતિતી કરાવવી તે તદન સહેલુ છે. મને જોતાજ તમને પકડી લાવનાર ગુલામો શાથી નાશી ગયા તેનો ખુલાસો આપને આ પરથી સમજાશે. આ શિદી લોકોએ મને મારા તૈગ્રીસ નદીપરના મુકામમા બેઠેલો ઘણો વખત જોયો હશે. અને કોઇ પણ રખડેલ માણસે હુ વેષાંતર કરીને ફરનાર ખલીફ છુ એમ તેમને જણાવ્યુ હશે તેથીજ તેઓ તમે કોણ? કયા જાઓ છો? વિગેરે મે કરેલા પ્રશ્નથી ભય પામીને નાશી ગયા તેમા કાંઈ વિશેષ નથી

તોતયા ખલીફે કહેલી હકીકત સાંભળીને હરૂન-અલ-રશિદને ઘણી મજા પડી અને તેને કહ્યુ "હજરત, તોતયા ખલીફ બનીને આપ જે કાઇ કરોછો તે જોખમ ભરેલુ છે એમ મને લાગે છે."

"લોક કેહે છે કે ખલીફ હરૂન-અલ-રશિદ ક્રૂર અને અવિચારી મનુષ્ય છે તમારી ચલાવેલી આવી વર્તણુકની તેને ખબર પડશે તો તરતજ તે તમારી ગરદન ઉડાવશે એમ મને લાગે છે માટે આ બાબત વિચાર કરો એ તમારૂ કામ છે. મારે માટે કહોતો તમારા અવિચારીપણાને લીધે મારૂ સ્વાતંત્ર્યજ નહિ પણ મારો જીવ પણ બચ્યો છે એટલે મારાથી તમને કાંઇ પણ દોષ દેવાય તેમ નથી. એટલુંજ નહિ પણ અત્યારથી તમે ગમે તેવા જોખમના કાર્યમા પડશો તે વખતે પણ હુ તમને ઘણી ખુશાલીથી સહાય કરીશ. તેવો પ્રસંગ ગમે ત્યારે આવે. પણ હાલ તુર્ત તો તોતયા ખલીફ બનીને આપે જે કાઇ પરાક્રમનાં કાર્ય કર્યા હોય તેનો વૃતાંત સાંભળવાની મને ઇચ્છા છે તો તે પૂર્ણ કરો."

આથી સિદી બિન ટલ્બીએ ઉત્તર આપ્યો-' ચાલો, આપણે સર્વે તૈગ્રીસ નદીપર મારા પડાવમાં જઇએ અને થોડા ઘણો ઉપહાર લઇએ. રાત્રે આપને ઘણો ત્રાસ પડયો છે અને કદાચિત ઉપવાસ પણ પડયો હશે. ખાનપાનથી પરવાર્યા બાદ " સદ્ધર્મ પ્રતિપાલક " એ નામ મારૂં શી રીતે પડયું તે સબંધી તથા તે પડયા પછી મારા પર ગુજરેલા પ્રસંગની હકીકત હું તમને કહી સંભળાવીશ. પરંતુ તે પહેલા મારો પરમમિત્ર અને સાથી અર્થાત્ અબ્રાહાની તથા તમારી ઓળખાણ કરાવું છું. જે લોક મને ખલીફ કહે છે તે લોક આ મારા મિત્રને વજીરના નામથી સંબોધે છે "

એમ કહી તોતયા ખલીફે પોતાની સાથેના તોતયા વજીરની અને અન્ય મંડળીની ઓળખાણ કરાવી આ પ્રમાણે પરિચય કરાવ્યા પછી તોતયા ખલીફ બોલ્યો ' આ મારો વજીર છે એટલુંજ નહિ પણ તેનો અને મારો ઘણો અંગત સબંધ છે. "

પછી હરૂન-અલ-રશિદ જાફર પ્રત્યે બોલ્યો-" દોસ્ત મુબ્ક ધારણ કરેલા સોગની વાત આખર પર્યંત નભાવવાના ઇરાદાથી અને પ્રસ્તુત ચાલી રહેલા ભ્રાંતિકારક ચમત્કારોની ગમત જોવાના મજે એટલા માટેજ હરૂને મુબારક જાફરને આ નામે હાંક મારી. આ વજીર સાહેબને અદબથી સલામ કર આ વજીર સાહેબ ખલીફના જાફર વજીરની માફક કદાચિત તેના કરતા પણ વધુ સારા ગૃહસ્થ હશે એવી મારી ખાત્રી છે. "

ખલીફ હરૂનની તાલીમથી તૈયાર થયેલો અને તેનીજ સાથે અનેક પ્રસંગનો અનુભવ મેળવેલો હોવાથી જાફર પોતાના માલીકની ધારણા તાબડતોબ સમજી ગયો અને બરોબરીના-મિત્રત્વના નાતાથી

બોલ્યો "તારૂં કહેવું વાજબી છે, આપણા પ્રસંગમાં આવેલા આ બન્ને ગૃહસ્થોને હું અદબથી નમન કરૂંછું. ખલીફ નામ ધારણ કરવાને શિદી-બિન ટલબી જેમ લાયક છે તેજ પ્રમાણે વઝીર કહેવાવાને માટે આ ગૃહસ્થ ખરેખર યોગ્યજ છે."

પછી તેમના તરફ જોઇને હરૂન-અલ-રશિદ બોલ્યો-"જનાબ, મારો મિત્ર યુસફ તે જરા ગામડીયા જેવો છે. તેને રિતરિવાજ કે સભ્યતાની ખબર નથી. વળી આપ વઝીર કહોછો તે ગૃહસ્થનો તેને થોડો ઘણો ભેવા પણ છે તેના મનની આ પ્રકારની નબળાઈ માટે આપ તેને ક્ષમા કરશો."

તોતગા ખલીફનો તોતયા વઝીર અબ્રાહા કાંઇક મૂર્ખ અને જડબુદ્ધિનો માણસ હોવાથી હરૂન-અલ-રશિદે કરેલી પ્રાર્થના અને પોતાના મિત્રને માટે માગેલી ક્ષમા તેને ખરી લાગી અને તેણે તે માગણી શાંતપણે અને સદ્‌ભાવથી માન્ય કરી એ જોઈ હરૂનને મજા પડી.

ખલીફને અદબથી સલામ કરી તોતયા વઝીર બોલ્યો "હજરત, આપના મિત્ર યુસફની રીતભાત અને બોલવા ચાલવા સબંધી આપે કાંઇ મનમાં આણવું નહિ. મોટા માણસો સાથ કેમ વર્તવું એની તેને ખબર નથી. તે બિચારો ભોળો માણસ છે. એ વાત ધ્યાનમાં રાખીને તેના તરફથી અમર્યાદા કિંવા એવોજ કોઇ પ્રકારનો પ્રમાદ થાય તો તે તરફ હું બિલકુલ લક્ષ આપુ તેમ નથી."

હરૂન અને અબ્રાહાની વચ્ચે ઉપર પ્રમાણે વાત ચાલતી હતી તેવામાં જાફર અને શિદી-બિન-ટલબી પાછળ પડી ગયા હતા તેમની પાછળ થોડે અંતરે સરકારવાડામાંથી તોડા લઇ આવનાર ગુલામો ચાલતા હતા. સર્વ મંડળી નદી પાસે આવી પહોંચતાં ખલીફે જરા બાજુ

જઇ તે શિદીને ઇશારત કરીને પોતાની પાસે બોલાવ્યો. તે પ્રમાણે તે પાસે આવ્યો એટલે તેને એક ચીઠી લખી આપી તે સરકાર વાડાના ખાનગી કારભારીને આપી આવવાની આજ્ઞા કરી-"મને સરકારવાડે આવતાં ઘણો વખત લાગશે માટે આ ચીઠી લેઈ આવનાર ગુલામને એકદમ સિપાઇઓના હવાલે કરી, પચાસ દિવસના રસ્તાવાળા કોઈ પણ શહેરમાં બદોબસ્તથી અને કોઇની પણ સાથે તે બોલે નહિ એ ધ્યાન રાખીને રવાના કરવો." એવુ ખલીફે આ ચીઠીમાં લખ્યું હતું.

રાત્રે થયેલી હકીકત આ ગુલામે જોયેલી હોવાથી તે બાબતની તે કોઇને પણ વાત ન કરે તેટલા માટેજ હરૂને મુદામ આ ગોઠવણ કરી.

ગુલામને આ પ્રમાણે રવાને કર્યા પછી ખલીફ, વજીર, શિદી-બિન-ટલબી અને અબ્બાહા સાથે તૈગ્રીસ નદી પરના મુકામે જઇને બેઠા. ત્યા વિસામો લઈ, થોડો ઘણો નાસ્તો પાણી કરીને ખલીફે શિદી-બિન-ટલબીને પોતાનુ વચન પૂર્ણ કરવાને એટલે તેના પર ગુજરેલા તાજા પ્રસંગની હકીકત સભળાવવાનું યાદ કર્યુ, એથી શિદી-બિન-ટલબીએ નીચે પ્રમાણે વાત તે મડળીને કહી.

## શિદી-બિન-ટલબીનો વૃતાંત.

શિદી-બિન-ટલબી બોલ્યો "મિત્ર અહમદ (ખલીફને આ નામથી તે ઓળખતો હતો) આપણો માલિક ખલીફ-હરૂન અલ-રશિદનો વેષ ધારણ કરવાની ઇચ્છા મને કેમ થઈ તે મારે તમને

પ્રથમ જણાવવુ જોઇએ. પ્રભુ કરે અને હું ખલીફ છુ એવો હુ ઢોંગ કરૂં છુ તે તેના કાને ન જાય એટલે બસ."

હરૂન બોલ્યો–"મને લાગે છે તમે પોતેજ કહેશો તોજ તેને આ વાતની ખબર પડશે. નહિ તો બીજી રીતે તેને ખબર પડવાની નથીજ." તે બોલ્યો "તો પછી ભય રાખવાનુ કંઈ કારણ નથી. તોતયા ખલીફ થવાની કલ્પના મારા મનમા ઉદ્‌ભવી તેથી નીચેની હકીકત બની.

"એક દિવસ તેગ્રીસ નદીપરના મુકામે રહેવા આવવા માટે હુ બજારમા એક કાછીયાની દુકાને કાઇક ફળ લેવા ગયો. દુકાનમા બેસીને મે કેટલાંક ફળ જુદા પાડ્યા અને તેની કિમત તે દુકાનદારને પૂછી દુકાનદારના રોજના રીવાજ પ્રમાણે વાજબી કરતા ચાર છ ગણી કિમત એકદમ કહીને પછી ધીમેધીમે ઉતરવાને બદલે તે કાછીયો મારી સાથે અદબથી બોલવા લાગ્યો, જે "આપને ફાવે તે ફળો કાઢી લો અને ધ્યાનમા આવે તે આપો.' એમ નમ્રતાથી બોલવા લાગ્યો આ જોઇ મને ઘણુજ આશ્ચર્ય લાગ્યુ

તેની નમ્રતા જોઇને મે તેને કહ્યુ–"માલ તારો અને કિમત કરવી મારે" એ શી રીતે બને ? રૂપિયાના આઠ આના આપીશ તો શુ તું લેશે ખરો ?"

કાછીયાએ ઉત્તર આપ્યો.—"ખુદાવત, સરકારે આ પ્રસગે જે વેષ ધારણ કર્યો છે તેનુ સ્પષ્ટીકરણ કરવાનુ સાહસ કરવાની બુદ્ધિ આ સેવકને ખુદા ન આપે. આ સેવકની દુકાનમા પગ મૂકવાની સરકારે મહેરબાની કરી અને મારી સાથે ખુલ્લા દિલથી બે ચાર બોલ બોલવાની તસ્દી લીધી તે કૃપા બદ્દલ હુ સરકારનો ઘણોજ આભારી છુ. આ દુકાન અને દુકાનનો સઘળો માલ સરકારનોજછે.'

" મે કહ્યુ—' મીયા, તુ મને કોણ જાણીને આટલી બધી સ્તુતિ કરે છે ? એટલે કાછીયો બોલ્યો-' સદ્ધર્મ પ્રતિપાલક ખલીફને મે મારી દુકાન આગળ થઇને હજારો વખત મશીદમા જતા આવતા જોયા છે. એટલે તે ગમે તે વેષ ધારણ કરે તો પણ હુ તેમને ન ઓળખુ એવું કદિપણ બની શકેજ નહિ. હુ આ સબધી હવે કઇ બોલતો નથી. આપ સોદાગર અગર ગમે તે હો-પરતુ આ ફળ કયા પહોચાડવા છે એટલુ મને કહો એટલે બસ.'

" ખલીફ સરખો દેખાતો હોઉ તો પણ હુ ' સદ્ધર્મ પ્રતિપાલક ખલીફ નથી જ એમ મે તેને ફરીથી પણ કહ્યુ. પરતુ તેનો આગ્રહ કોઇપણ રીતે બદલાયો નહિ એટલે નિરૂપાય થઇ મે તે વિષય પડતો મૂકયો અને લીધેલા ફળ શિદ્દી-બિન-ટલબી તરફ પડાવપગ પહોચતા કરવાનુ મે તેને કહ્યુ

" મને વેપાતર કરેલા ખલીફ સમજીને તે ભોળા કાછીઆએ કીધેલી સ્તુતિથી હુ એટલો પ્રસન્ન થયો કે તેના અર્ધા દિનારની કિમતનાં ફળના મે તેને બે દિનર આપ્યા

" મે આપેલા દિનાર લેતી વખતે તે કાછીઆએ અત્યત નમ્રતાપૂર્વક અને ભાવપૂર્ણ મનથી મને પુષ્કળ વખત સલામ કરી અને બોલ્યો -' આપને શિદ્દી-બિન-ટલબીના નામથી ઓળખવા એવી આપની ઇચ્છા છે એટલે હુ તેજ નામથી આપની સાથે બોલુ છુ. અહો, શિદ્દી-બિન-ટલબી સાહેબ, આપની ઉદારતા માટે હુ આપનો ઘણોજ ઉપકાર માનુ છુ અને જો આપ ગુસ્સે ન થાઓ તો આપની પાસે એક ચીજની માગણી કરૂ છુ"

"તેથી હુ બોલ્યો, તારી માગણી મારી શક્તિની બહાર નહિ હોય તો જરૂર હુ માન્ય કરીશ."

કાછીઓ બોલ્યો—" આપનુ આ મધુર ભાષણ સાંભળીને મને આનદ થાય છે. હુ માગું છુ તે વાત આપના હાથમાંજ છે."

"મારે એક છોકરો છે. તેને કચેરીમાં કોઇપણ જગા આપવાથી અમો બન્ને ઉપર આપનો મહદ ઉપકાર થશે."

" આ વાત સહજ બની શકે તેમ છે, એમ જાણી હું બોલ્યો તારી વિનતી હુ માન્ય કરૂ છુ અને તારી ઇચ્છા પ્રમાણે તે છોકરાને ચાકરીએ લગાડુ છુ, પણ હુ શિદ્દી-બિન-ટલબી હોઇ અન્ય કોઇ નથી એ તારે પૂર્ણપણે ધ્યાનમાં રાખવું જોઈએ."

" તમે શિદ્દી-બિન-ટલબી નામના સુખવસ્તુ સોદાગર છો-બીજા કોઇ નહિ. એવી લોકની જે સમજ છે તેમા કોઇપણ પ્રકારે હું અગર મારો છોકરો વિરોધ આણીશું નહિ એ પ્રમાણે તે કાછીયાએ સોગન લીધા પછી તેણે પોતાના છોકરાને મારી સાથે મોકલ્યો. તે છોકરો નળતાવડો તથા સુશિક્ષિત છે એમ જોઇ મે તેને મારી કચેરીમાં દુયમ-(આસિસ્ટન્ટ) કારભારીની જગાએ નીમી દીધો.

" બસરા અને બીજાં શહેરોમા મારી જમીન જાગીર અને વતન વાડી હોવાના કારણે હું બગદાદ શહેરમાં વધારે રહેતો નહિ. કોઇક વાર લહેર આવે તો અહી આવી નદીપરના પડાવમાં રહીને આરામ લેતો. બગદાદ શહેરમાથી હુ વારવાર બહાર ગામ જતો તેથી અથવા **बाबावाक्यं प्रमाणम्** માનીને ચાલનારો આ છોકરો હોવાથી, હું ખરેખર ખલીફ છુ એવી મારા આ નવીન કારભારીની માન્યતા થઇ હતી એમ થોડાજ વખતમા મને જણાયું. મારા સબધી તેની માન્યતા તેણે પોતાના મનમાંજ રાખી હોત તો કઈ હરકત નહોતી. પણ પોતે ખલીફનો દુય્યમ કારભારી છે એમ સર્વ લોકને જણાવ્યા

સિવાય તેનાથી સ્વસ્થ રહી શકાયુ નહિ, એથી તેણે પોતાની માન્યતા નદી કિનારાના લોકમાં પ્રસિદ્ધ કરી. પોતે એક મોટા અધિકારી છે એમ લોકને જણાવી માનપાનના આશાએ તેણે આ વાત ફેલાવી હોય તો પ્રભુ જાણે ? તે ગમે તેમ હોય પણ મારે માટે ખોટી દાંડી પીટાવવામાં તેણે કંઇપણ કસારા રાખી નહિ તેમાં બિલકુલ સંશય નથી.

'અર્થાત્ આ સમજુતીનું એવુ પરિણામ આવ્યું કે, હું કોઇપણ મંડળીમાં જતો તો લોક મારૂં સારી રીતે સન્માન કરતા અને મારે વિષે આદરભાવ દર્શાવતા. વસ્તુત લોક મને આવું માન આપે એવી મારી બિલકુલ યોગ્યતાજ નથી. હુ વેષાંતર કરેલો ખલીફ છું એવી લોકની માન્યતા થવાથી તેઓ મને મિજબાનીઓ આપવા લાગ્યા અને નાતજાત પંચાતમા મને આમંત્રણ કરવા લાગ્યા. ખલીફ જેવા પ્રખ્યાત અને તરૂણ ગૃહસ્થને પોતાની નાતજાતમાં બેલવા ચાલવાનો પ્રસંગ આવે તેટલોજ તેમનો માત્ર ઉદ્દેશ હતો.

"હુ મારાથી બને ત્યાંસુધી આવા આમંત્રણો ન કબુલ કરતો, છતાં પણ મારે કદિ કદિ તે સ્વીકારવાં પડતાં. ચાર માણસમા બેઠો હોઉં અને કાઇ તકરાર ઉપસ્થિત થાય તો તેનો નિવેડો લાવવાને લોક મને વિનતી કરતા અને મારો કરેલો ન્યાય તેઓ વગર વાધે માન્ય કરતા, આથી ઘણી વખત મને ત્રાસ પડયો છે. હુ ખલીફ નથી એમ મે લોકને અનેક પ્રમાણ આપીને કહ્યુ છતાં તે તેમને ખરૂં લાગતુ નહિ એટલે મારો ઉપાય નહિ. વસ્તુત મારી શક્તિ કેટલી છે. તે મને બરાબર ખબર છે. એકાદ અપરાધીએ કરેલા કોઈ અપરાધની સજા કરવાનું અગર કોઈ તકરારનો મેં કરેલો નીકાલ લોકોએ માન્ય કરવો જોઇએ એવી સખતાઇ કરવાનું

મારામાં સામર્થ્ય નથી એ પણ મારી જાણમાંજ છે.

"મે કહેલી વાતનો વધુ પૂરાવો જોઇતો હોય તો બે ચાર દિવસ પહેલા બનેલી એક વાત હુ તમને કહુ એટલે બસ.

"હુ અને અબ્બાહા બન્ને જણ નદી તરફ આવતા હતા તેવામાં શહેરના નીચલા ભાગમા આવેલા એક રસ્તામા લોકની ઘણી ગરદી થયેલી અમારી નજરે પડી. તે લોક હાથ ઉચા કરીને અને બૂમો પાડીને ગરબડ કરતા હતા તે ગરદીમાં એક માણસ બીજાને ગાળો દેતો "હરામખોર ! કાજી પાસે ચાલ ! લુચ્ચા ! કાજી સામે ચાલ' એમ વચમા વચમા બોલતો હતો આવા પ્રસગોમાં હમેશાં થાય છે તેમજ થયુ એટલે કેટલાક માણસ એકના તરફથી અને કેટલાક બીજાનો પક્ષ કરીને મોટેથી બોલવા લાગ્યા.

"અમને જોઇને તે લોક બમણી ગરબડ કરવા લાગ્યા. આ ઘોઘાટ શા કારણે થાય છે તેની મને તે વખત ખબર નહોતી પણ "ખલીફ પાસે ચાલ ! ખલીફ પાસે ચાલ" એવા શબ્દ મારે કાને પડયા તેથી આ તકરારમા મધ્યસ્થ થઈ તેનો નિકાલ કરવો, એવી તે બુમો પાડનારની ઇચ્છા છે એમ મને જણાયુ.

"ગરદીની પાસે પહોચતાજ ઘોઘાટ બધ કરવાના ઇરાદાથી મે ઇશારત કરવાથી ઘોંઘાટ બધ થયો. ઇનસાફ કરવા માટે આ જગા યોગ્ય નથી. એમ ધારીને સામી બાજુના મેદાનમા આવેલા એક કુડ તરફ નજર ફેરવી એટલે લોકના ટોળાં મારી પાછળ પાછળ આવવા લાગ્યાં. કુંડ પાસે પહોચતાં હુ એક ઉચ્ચા પગથીયાપર બેઠો અને ફરિયાદી અને આરોપી બન્નેને મારી સામે ઉભા રહેવાનું કહ્યુ મારા હુકમ પ્રમાણે તેઓ મારી સામે આવી ઉભા રહેતાં

બાકીના તમાશગીરો-પ્રેક્ષકોએ આગળ શું થાય છે તે જોવાને ભીડ કરવા માંડી. ફરિયાદી અને આરોપી બન્નેની હકિકત સાંભળી લઇને અને આરોપીએ ખરેખર ગુન્હો કર્યાનું સાબીત થવાથી, મારા હાથે તેને યોગ્ય શાસન મળ્યા વિના રહેશે નહિ એમ સર્વના મનોદેવતા તેમને કહેતા હશે એમ તેમના તે વખતના વર્તન પરથી મને સ્પષ્ટ જણાયુ.

"પછી 'તારૂં શુ કહેવું છે ! ' એવો મેં ફરિયાદીને પ્રશ્ન કર્યો. મારો પ્રશ્ન સાંભળીને તે મોટા આવેશથી બોલ્યો—

"સરકાર આપની સમક્ષ ઉભા રહેલા આરોપીએ અર્થાત્ આ પાજીએ મારા ભાઇને ઠાર માર્યો છે આ મનુષ્ય તે હજામ છે એમ કહે છે! પણ તે લુટારૂ અને ખુની છે ! સરકારે ઇનસાફ કરીને આ ચાંડાળને યોગ્ય શાસન કરવુ જોઇએ—"

"મે કહ્યુ 'જરા થોભ, ગભરાઇશ નહિ. આ હજામે તારા ભાઈનુ ખુન શી રીતે કર્યુ. તે પ્રથમ સવિસ્તર અને શાતિથી કહે !"

"ફરિયાદી બોલ્યો ! જેવી સરકારની આજ્ઞા. મારો ભાઇ તાપમા કામ કરતો હતો તેથી લુખ લાગવાથી તે બેશુદ્ધ થઇ ગયો. તેથી તેનુ લોહી કાઢવાથી તે શુદ્ધિમાં આવે તો જોઉ એમ કરીને હું હજામને બોલવવા ગયો. એટલામાં મારા ફૂટલા નશીબે આ દુષ્ટ અનગઢ મારી નજરે ચઢયો. હુ એને મળ્યો ત્યારે તે એક મનુષ્યની હજામત કરતો હતો. તે કોઇ મોટું ધરાક હોવાથી તે પોતાનું કામ મૂકીને મારા ભાઇને જોવા માટે આવ્યો નહિ. હજામત પરવારીને તે મારી સાથે આવ્યો એક તો મારી સાથે આવવાનુંજ તેણે મોડુ કર્યું અને વળી એણે પોતાનું કાર્ય કાળજી પૂર્વક કરવું જોઇતું હતું.

પણ તેએ કર્યું નહિ, એણે માપ કરતાં વધારે રક્ત કાઢયું તેથી લોહી કાઢયા પછી બેજ કલાકે મારો ભાઈ મરણ પામ્યો. એટલે મારા ભાઇને એણેજ મારી નાખ્યો એ ખુલ્લુ છે. એને હજામ કહેવા કરતા કસાઈ કહીયે તો શું ખોટું છે?'

ફરિયાદીની ફરિયાદ સાંભળી લીધા પછી, 'આ માણુસ શું કહે છે, તે તું સાભળે છે ને?' એમ કહી 'તારે શુ કહેવું છે?' એવો મેં હજામને પ્રશ્ન કર્યો.

"સોગન સફરાની બાબતમાં હજામની જાત મહા પહોચેલી હોય છે. તેજ પ્રમાણે આ હજામ પણ ઘણોજ પહોચેલો અને વળી વાચાળ પણ હતો. એટલે મારો સવાલ સાંભળતાંજ તે બોલી ઉઠયો.

"સરકાર, આ માણુસે મારા પર જે દોષ મૂકયો છે તેમજ હું અડાણી છુ અને મને મારો કસબ આવડતો નથી, મને રક્ત કાઢતાં આવડતું નથી, કિંવા હજામત કરતાં પણ આવડતી નથી એમ શી રીતે બની શકે? આ મનુષ્યનો ભાઇ મરી ગયો તે હું ઉપાય કરતો હતો ત્યારેજ મરી ગયેલો હોવો જોઇએ. મારા કરેલા ઉપાયની અસરથી તે કાંઈ ખાસ મરી ગયો નથી. રોગીને જોવા આવવા માટે મેં મોડું કર્યુ એવું જે ફરિયાદીનું કહેવું છે તે પણ મારે કબુલ નથી. હુ હજામત કરતો હતો ત્યારે આ માણુસ મને બોલાવવાને આવ્યો તે વખતે મારી હજામત ઘણી ખરી થઈ ચૂકી હતી. ચટપટીયાપર બે ત્રણુ ઝપાટા લગાવી તરતજ હુ તેની સાથે આવવાને નિકળ્યો, ત્યારે તે ઘણોજ ગાભરો બની ગયેલો હોવાથી બેચાર મિનિટને 'ઘણું મોડુ' કહે છે એટલુજ! રોગીના શરીરમાં-થી મેં વધારે લોહી કાઢયું એમ કહે છે તે પણ ખોટું છે. રોગીના

અગમાંથી મે માત્ર ૫ દર તોલાજ લોહી કાઢયું હતું. અને ૫ દર તોલા લોહી એટલે કઈજ નહિ. અને તે લોહી એક ઘડી સુધી પણ ઠર્યું નહી એથી શુ સિદ્ધ થાય છે એનો ખુદાવંદ સરકારે જ વિચાર કરવો.'

"મને બોલાવાનો વખત ન આપતાં ફરિયાદી વચમાંજ બોલી ઉઠયો—આથી એટલુજ સિદ્ધ થાય છે કે તું ચોર અને ખુની હોવાથી, તારા લોહી કાઢવાથીજ મારો ભાઈ મરણ પામ્યો અને તેટલા માટે તારૂં ડોકુ ઉડાવી દેવું જોઇએ."

ફરિયાદિના બોલવા તરફ બિલકુલ લક્ષ ન આપતાં આરોપી મારા તરફ જોઇને બોલ્યો—'આ માણુસ દિવાનાની માફક બડબડ કરે છે એ આપ જુઓછોજ. મારા જેવા ૫ દર વર્ષના અનુભવવાળા હજામ કરતાં ફસ ખોલવાની પોતાને વધારે સારી માહિતી છે એવું ગામના એકેએક હજામ વખતે ડોળથી કહેશે. રક્ત કમી કાઢ્યુ કે વધુ કાઢયું તે બાબતનો અભિપ્રાય પણુ તેઓ બેધડક અને બીનચૂક આપી દેશે. આપ ઘોડાને પણુ ફસ ખોલાવો છો અને તેથી તેને આરામ થાય છે. તે વાતને પણુ માણુસો કાલે ઉઠીને ભૂલી જશે અને બિલકુલ લોહી કઢાવવું નહિ એમ પણુ તેઓ પ્રતિપાદન કરવા માંડશે. લઠ અને રોગી એ બન્ને પ્રકારના માણસોના અગમાંથી કેટલા પ્રમાણમાં રક્ત કાઢવું એની મને આજ ૫ દર વર્ષના અનુભવથી સારી માહિતી છે."

"તેથી ફરિયાદી ગુસ્સે થઇને બોલ્યો, દુષ્ટ રોગીનો જીવ લીધા સિવાય તને ફસ ખોલતા આવડતીજ નથી. કિવા અસ્તરો લગાડયા સિવાય તને હજામ કરતાં પણુ આવડતી નથી એ મને બરાબર માહિતછે."

" હજામ સંતાપ પામીને બોલ્યો. આજ સુધી મેં સેંકડો માણસોને ફસ ખોલીને લોહી કાઢેલુ છે. પરતુ મારા હાથે એકપણ માણસે દગો દીધો નથી કિવા કોઇને તલમાત્ર પણ ઇજા થઇ નથી. તારો ભાઈ મરી ગયો તે કાંઈ મારા ફસ ખોલવાથી મુઓ નથી. તે દારૂડીયો હોવાથી મે તેને જોયો ત્યારે તે મરેલા જેવોજ હતો. હવે અસ્તરાની બાબતમાં જણાવવાનુ કે પ્રત્યક્ષ ખલીફથી ( પરમેશ્વર તેને દીર્ઘાયુ અર્પો અને તેની કીર્તિમાં વૃદ્ધિ કરો ) માંડીને તે વાંદરાં પર્યંત ભૂતળપર એવું એક પણ પ્રાણી નહિ મળે કે જેની મારે હાથે હજામત કરતાં તેને મારો અસ્તરો જરા પણ લાગે ! "

" આ ઝઘડો મટાડવાનુ મારા મનમાં હોવાથી હજામની આત્મ પ્રસશા સાભળીને હુ બોલ્યો–" તમારી તકરારનો નિકાલ કરવાનું કામ મૃશ્કેલ છે હજામની હસ્ત કૌશલ્યની પરીક્ષા કરવા માટે કઇ પણ માથાકૂટ વગર જો આ વાદરાની હજામત કરી શકે તો આ હજામ ફસ ખોલવી, હજામત કરવી વીગેરે ધધાના સર્વ કસબમાં ઉત્તમ પ્રકારે નિષ્ણાત છે એમ હુ ઠરાવીશ."

" લોકને શુ, કઇપણ ગમત જોઇએ અને તે થતી હોય ત્યાં તેઓ સહજ દોડતા આવે છે એથી મે બતાવેલો માર્ગ સર્વને પસદ પડયો તેમાં કાંઇ આશ્ચર્ય નહોતું એટલે સર્વ લોકો 'માકડુ લાવો, માંકડુ લાવો' એમ બૂમો મારવા લાગ્યા, કારણ હજામત કરાવવા માટે હજામ પાસે માંકડુ શાતીથી કેવી રીતે બેસે છે. એ મજાહ જવાની ઇચ્છા સર્વને હતીજ. બીજા તમાસગીરની વાત તો બાજુએ રહી, પણ મૈયત મનુષ્યના ભાઇને એટલે પ્રત્યક્ષ ફરિયાદીને પણ આ સાંભળીને હસવું આવ્યા સિવાય રહ્યુ નહિ."

તોતયા ખલીફે કહેલી હકીકત સાંભળીને હરૂન અલ-રશિદને પણ હસવું આવ્યું અને પોતાની દાઢીપર હાથ ફેરવતાં ફેરવતાં તે બોલ્યો "આ સ્ફુરણ આપને બરાબર પ્રસગે થયુ એમાં કાંઈ સશય નહિ. આ યુક્તિ આપને વખતસર ન સુઝી હોત તો તો તમારી ઘણીજ ફજેતી થાત નહિ કે ?"

પોતાના ડહાપણની પ્રસશા સાભળીને તે બદલ પોતાની પસંદગી બતાવવા માટે શિદી-બિન-ટલબીએ કિંચિત માથું હલાવ્યા સરખું કર્યુ અને બોલ્યો,—

"વાંદરૂં લાવી હજામ પાસે તેની હજામત કરાવવાની કલ્પના સર્વને રૂચતી આવી ખરી. પરતુ તત્કાળ વાદરૂં મળવું મુશ્કેલ ! તે કયાથી મળશે તેની કોઇને પણ ખબર નહોતી. તે મુશ્કેલીમાંથી મેં પોતેજ તેમને તત્કાળ મુક્ત કર્યા. મારા ઓળખીતા એક સોદાગરની પાસે પરદેશથી આણેલાં પશુપક્ષિનો સારો સગ્રહ છે તે મને યાદ હોવાથી મે તેને સદેશો કહાવીને એક વાંદરૂ મગાવ્યુ, તે તેણે મોકલી આપ્યુ. અને તે અમારા કામમાં બરાબર આવે એવું હતું."

"આ વાંદરૂ ઉમરમાં ઘણું નાનું હતું એમ તેની બાળલીલાપરથી સ્પષ્ટ દેખાઈ આવતું છતાં પણ તેના ગાલ અને કપાળ ઉપરની રૂવાટી તથા દાઢીના સફેત વાળ વગેરેથી તેની મુદ્રા એક વૃદ્ધ શિદી જેવી લાગતી હતી. આ વાંદરૂ તે હજામને સ્વાધિન કર્યું ત્યારે તે સઘળી મંડળીને ઠીક ગમત આપશે એમ તેની ચાલચલકત પરથી તત્કાળ જણાઇ આવ્યુ."

"પોતાની સામે બેઠેલા ઘરાકની હજામત કરતા પૂર્વે હજામને કોથળી છોડવી, ખોળાપર કપડુ પાથરવુ. અસ્તરા બરાબર છે કે

નહિ તે તપાસવું, ચટપટીયું ડાબા હાથમાં પકડવું વગેરે કેટલી બધી બાબતો કરવી પડે છે. આટલી તૈયારી કર્યા પછી દાઢી અને માથાપર સાબુ અને પાણી લગાવી વાળ નરમ કરવા પડે છે. આ ઘરાકને માટે પણ હજામને સઘળી તૈયારી કરવાની હતી. એટલે પાસે પડેલી એક ટીપાઇપર પોતાના ઘરાકને બેસાડીને તેણે હોજમાંથી પોતાની વાડકીમા પાણી આણીને તે વાડકી તે ટીપાઇ પાસે મૂકી. થોડીજ ક્ષણમા તે નાનકડા પ્રાણીએ તે પાણીમાં મોટા કૌતુકથી અને ગંભીર મુદ્રાએ જોયુ. પણ હાથમાનો સાબુનો કટકો તે હજામે તેમાં બોળીને તેની દાઢીયે લગાવતાજ તે ચપળ ઘરાકે તેની બન્ને હાથે વાડકી ઉપાડી, વાડકીની પૂઠે શુ છે તે જોવાને માટે બાળક બુદ્ધિથી તેણે વાડકી ઉપાડી હશે એ સ્પષ્ટ છે.

"વાડકીનું પાણી ઢોળી દેતી વખતે તે તે વાંદરાએ પોતાના ખોળામાંજ રેડી દીધુ, તેથી તેને ટંડી લાગવાથી તે નાસવા લાગ્યુ અને વાદરાએ નાંખી દીધેલી વાડકી લેવાને હજામ જરાક ખસ્યો કે તરત તે નાનકડા ચપળ ઘરાકે પોતાના ખોળાનું લુગડુ હજામના મોઢાપર ઢાંકી દીધુ અને તેના માથેથી પાઘડી પોતાને માથે મૂકી અને તરતજ કાઢીને જમીનપર ફેંકી દીધી."

"તે વાંદર ચેષ્ટા જોઇને સર્વ મડળી ખડખડ હસવા લાગી. પણ તે હજામ ચીડીયો ન હોવાથી તેને આત્મસયમ કરતાં આવડતો હતો લોકના હસવા તરફ આંખ આડા કાન કરીને તેણે પોતાના ખોળામા બેઠેલા વાદરાને ઉચકી લીધું અને ટીપાઇપર તેને પૂર્વવત બેસાડયુ. અને પાઘડી ઘાલી તે પુન વાડકીમા પાણી લેવા ડડયો.

"બીજી વખત તેણે પાણીની વાટકી વાંદરાથી ઘણેજ દુર

મૂકી. પછી થોડુ પાણી અને સાબુ હાથમા લઇને તે વિદ્રૂપ ઘરાકની દાઢીયે લગાવ્યુ. દાઢીયે ભીનું ભીનુ લાગવાથી તે માંકડાએ હજામના હાથમાંથી સાબુ ઝુંટાવી લઈ તેના દાંતવડે ટૂકડે ટૂકડા કરી નાંખ્યા. સાબુના વેરાયલા ટૂકડા હાથ લાગે તો જોઉં કરીને હજામ આમ તેમ જોતો હતો એટલામાંજ તે માંકડાએ, ટીપાઈપરથી એક દમ ઉઠી સામે ઉભેલા માણુશો તરફ દોટ મૂકી, માંકડાની ચેષ્ટા જોઇને પેટ પકડીને હસતા એક નાના છોકરાની પીઠપર થાપ મારી. માંકડાની લીલાથી તે છોકરો તદન ભયભીત થયેલો હોવાથી માંકડું પણ મોઢેથી બુમો પાડી આમ તેમ દોડવા લાગ્યુ. તે માંકડુ તે છોકરાના ખભાપર બેસી રહ્યું હોત તો કંઇ હરકત નહોતી. પણ પોતે-આસનથી પડી જાય તેટલા માટે તે બિચારા છોકરાને મજબુત પકડી રાખ્યો હતો તેથી દરદ થવાથી છોકરો રડી પડયો. એ સ્વાભાવીક જ છે. બાળકની બુમ સાભળીને હજામ દોડતો આવ્યો અને તેણે આ ત્રાસ દાયક ઘરાકને પુન પૂર્વવત્ તે ટીપાઈ પર બેસાડયું અને પોતાનું કામ શરૂ કર્યું.

“તમાશો જોવા માટે એકત્ર થયેલા માણસો માત્ર ખડખડ હસતા હતા એટલુંજ નહિ પણ તે બિચારા હજામને, વાહ હજામ ! ઘરાક તો ખાસું મળ્યું છે ? રાત, જરા હાથ ચલાવો, સંભાળજો, તે બિચારાની દાઢી બાઢી કાપતા ! રાત, હાથ બાથ તો ધ્રુજતો નથીને !’ આ અગર આવા પ્રશ્નો પૂછીને તેને બનાવતા હતા.

“આ સર્વ ટોળ કરનારને હજામે માત્ર હસીને ઉત્તર આપ્યો કે ‘મ ડળીએ જરા ધીરજ રાખવી. તમારી ઘેલછાથી અને ધમાધૂમથી મારૂં આ નાનકડું ઘરાક જરા ગભરાયું છે. જરાક શાંત રહેશો તો તે

મારી પાસે કેવુ સ્વસ્થ થઈ બેઠુ છે તે તમારી દૃષ્ટિએ પડશે'

"તે હજામના કહેવા પ્રમાણે તે માંકડ ત્રીજીવાર તો એક કાજીની માફક ગભીરમુદ્રા કરીને બેસી રહ્યુ અને તેણે પોતાની હજામત ખુશીથી કરવા દીધી.

"હજામત થતા સુધી આ માકડુ શી રીતે શાત બેસી રહ્યુ તે વિષયે સર્વ આશ્ચર્ય પામી તે હજામના હસ્ત કૌશલ્યની વાહવાહ કરવા લાગ્યા તેટલામાંજ મૈયત માણસનો ભાઈ એટલે ફરિયાદી આગળ આવીને મોટેથી બોલ્યો—'અહો આ સઘળો જાદુ વિદ્યાનો ખેલ છે. આ નજરબધી છે. આ દુષ્ટ હજામ નીચ પ્રકારનો ખુની છે ધર્મશીલ મુસલમાનોનુંજ ખુન કરીને તે રહેતો નથી પણ આ વિદ્રૂપ માંકડા જેવાની પણ હજામત કરે છે।" તેણે એટલુ કહ્યુ નહી તેટલામાં તો ચચળ વૃત્તિનો જનસમાજ લાગલોજ ઉપડયો અને જો હુ વચ્ચે પડયો ન હોત તો તેમણે તેની કણેક ત્યાને ત્યાજ કરી નાંખી હોત

"હુ વચમા પડીને બોલ્યો–'જરા સબુર કરો. તે માંકડુ હજામત કરાવતી વખતે શાંત શી રીતે બેસી રહ્યુ તે હુજ હજામને પૂછું છુ.-તે મને સવ કહેશે. જાદુ વિદ્યાના સામર્થ્યથી તેણે આ કામ કર્યુ હશે તો તેને યોગ્ય શિક્ષા કરવામાં આવશે, તેમ સિદ્ધ ન થાય તો કેવળ ફરિયાદી કહે છે તેટલા પરથીજ આપણે તેને શા માટે શિક્ષા કરવી જોઇએ.'

'ઉપર પ્રમાણે કહીને ચીડાયલા લોકને મે શાત કર્યા અને તે હજામને સાથે લેઇને ઝટઝટ પગલે નદી પરના મારા પડાવમા આવ્યો.

'અહી આવીને પહેલુ હજામને ખાવા પીવાનુ આપ્યુ અને તે હોંશિયાર થયા પછી તેં તે વાંદરાને એકાએક શાત શી રીતે

કર્યું તે ભેદ મને કહે એ પ્રમાણે મે તેને આગ્રહ કર્યો હજામે કરેલું વિલક્ષણ કામ જોઇને, અન્ય મનુષ્યોની માફક મને પણ ઘણુંજ આશ્ચર્ય લાગ્યુ હતું અને તેનું રહસ્ય જાણવાની પ્રબળ ઇચ્છા થઈ હતી

"મારી ઇચ્છા જાણીને હજામ બોલ્યો 'મે આજ સુધીમા સેકડો લાખે લાંબેના દેશમા પ્રવાસ કર્યો છે. અનેક વિલક્ષણ-સાહસ કાર્યો કર્યા છે અને સેકડો વિલક્ષણ અને લોકોત્તર વાતો મે જોયેલી હોવાથી અનેક ચમત્કારીક વસ્તુનો મારી પાસે સગ્રહ પણ છે. પણ જે વસ્તુના યોગે આજે સવારે આપે જોયેલો ચમત્કાર હુ કરી શક્યા તેવી વિલક્ષણ અને અમૂલ્ય વસ્તુ મારા જોવામાં કદિજ આવી નથી;

"આવી દુર્લભ અને અમૂલ્ય વસ્તુ તે શુ છે, અને તે તારી પાસે ક્યાથી આવી? તે મને કહે, એ પ્રમાણે મે તેને ઘણો આગ્રહ કર્યો, એથી તેણે મને પોતાનો ત્રાતા અને પ્રાણરક્ષક સમજીને નમ્રતા પૂર્વક સલામ કરી અને સઘળો ભેદ જણાવવા માટે રાજી થઈને તેણે આગળ પ્રમાણે હકીકત કહેવાનુ શરૂ કર્યું—

## હજામની વાત.

"આશરે ત્રણેક મહિનાપર એક બેશુદ્ધ પડેલા મનુષ્યની ફસ ખોલવા માટે એક માણસ મને પરોઢમા બોલાવવા આવ્યો. આજે સવારે મારા વિરૂદ્ધ ફરિયાદ કરનાર માણસે ગુસ્સાના આવેશમાં મને ગમે તે દૂષણ દીધા હશે. તેના બોલવાથી મારામાં કઇ ન્યુનતા થવાની નથી. છતાં મારા સબધમાં આપનો અનિષ્ટ ગ્રહ બંધાયેલો

હોવાથી તે બદલાય તે માટે હું હજામ છુ અને હજામના કુળમાં જન્મ્યો છું અને મારો કસબ મને ઉત્તમ પ્રકારે આવડે છે એ આપને જણાવી મારી વાત આગળ ચલાવુ છુ—

"ફસ ખોલવા માટે બોલાવવા આવેલો એટમે જરૂરી સાધન સાથે લેઈ ને હું ઘેરથી નિકળ્યો અને રોગીને ત્યાં તરતજ આવી પહોચ્યો.

"તેનુ ઘર તદન ભીખારી જેવુ હતુ, તે રોગી પણ વૃદ્ધ હતો અને તે મહોલ્લામાં વૈદુ કરનાર માગે ઓળખીતો એક વૈદ તેની પાસે બેઠો હતો એમ મે જોયુ.

"એ વૈધરાજ સારા અનુભવી હતા છતા પણ પ્રસ્તુત રોગીના લક્ષણો જોયાથી તેને શા ઉપચાર કરવા તેની તેમને સમજ પડતી નહોતી. કારણ આવો ચમત્કારી રોગી તેમણે પૂર્વે કદિપણ જોયો નહોતો, માટેજ તેમણે મને બોલાવવા મોકલ્યુ હતુ. હુ રોગી પાસે ગયો અને જોઉ છુ તો તે તદ્દન બેશુદ્ધ પડેલો મને જણાયો. છતાં પણ આવી સ્થિતિમા બહુધા દૃષ્ટિએ પડે છે તે કિવા બીજુ એક પણ લક્ષણ મને જણાયુ નહિ. રોગી પથારીપર પડી રહ્યો નહોતો. પણ બેઠેલો હતો તેના ચહેરા તરફ જોતાં તે મરી ગયો છે કિવા મરવાની તૈયારીમા છે તે પણ સમજાતુ નહોતુ. કોઈ કારણે તેને મનસ્તાપ થઇ સતાપ વાયુ થયો હશે એમ મને એકદર લક્ષણો-પરથી સમજાયું. તેના ચક્ષુ તથા મુદ્રા (આંખો અને મોઢુ) ક્રોધથી રાતું થઇ ગયુ હતું. તેથી મનને લાગી આવે તેવુ કાંઇપણ બળાત્કારનુ કૃત્ય તેણે જોયેલુ હોય એમ મને લાગ્યુ. તેનું મ્હોં બધ હતું છતાં પણ કાંઇક બોલવાનું તેના મનમાં હોય, પણ બોલી ન શકવાથી તે નિરૂપાય થયો હોય એમ પણ મને લાગ્યું. તેનો શ્વાસ તદન

ધીમે ધીમે ચાલતો હોવાથી તે ચાલે છે કિંવા નહિ તે બદલ પણ શંકા આવતી. તે સમયે તેની સ્થિતિ પથ્થર જેવી અગર એકાદ સહજ વાળી શકાય એવા પદાર્થ જેવી થયેલી હતી. રોગીના શરીરનાં પ્રત્યેક અંગ દાબી જોતાં સહજ દબાતાં અને જેમ મૂકીયે તેમ મૂકી શકાતાં અને છોડી દેતાં જમીનપર ન પડતાં મીણના અગર પથ્થરના કોરી કાઢેલા અવયવ પ્રમાણે તેની જગાએજ સ્થિર રહેતાં !

" પછી હું ફસ ખોલીને રક્ત કાઢવા લાગ્યો પણ તે બિલકુલ આવતું નહોતું. તેથી આ શું ચમત્કાર છે તે વિષયે મને પણ મોટી મુઝવણ થઇ પડી. રોગી ખરેખર મરી ગયો છે એમ પણ લાગતું નહોતું અને તે ખરેખર જીવતો છે તેમ પણ લાગતું નહિ ! અને હવે શું ઉપાય કરવો તે પણ અમને સુઝે નહિ. થોડા વખતમાં વૈદ્યરાજને બીજા એક ઘરાકને ત્યાંથી બોલાવવા આવ્યું એટલે તે આ વિલક્ષણ રોગીને સર્વસ્વ મને સોંપીને ચાલ્યા ગયા.

" વૈદ્યરાજના ગયા પછી દેખાવમા સજીવ પણ ખરેખર અચેતન થયેલી આ વિચિત્ર મૂર્તિ તરફ લક્ષ્યપૂર્વક જોતો હું ઘણો વખત બેસી રહ્યો. તે સમયે રોગીની કોટડીમાં હું કાંઇ એકલો નહોતો. આસપાસ રહેનાર પુષ્કળ માણસો તે બુઢાને જોવાને માટે આવેલા હોવાથી તે નાની કોટડી તદન ગીચ ભરાઇ ગઈ હતી. તે લોક આ વૃદ્ધ માણસને ઘણા દિવસથી સારી રીતે ઓળખતા હોવાથી બહારથી જો કે તે ગરીબ દેખાતો છતાં પણ તે ઘણો ગબ્બર આસામી છે પણ મુખ્ખીચુસ છે એવી તેમની માન્યતા હતી એમ મને જણાયું. તે કૃપણને જોવા આવેલા લોકમાંથી કેટલાક તો બૂઢાએ દાટેલા દાબડા, દેખાય તો જોઇએ એવા વિચારથી કોટડીના ખુણા ખાંચરા

ક્રાક દૃષ્ટિથી જોતા હતા. પણ તે ડોસો શુદ્ધિમાં આવતો નથી તેમજ તેના ડબા પણ કંઈ દેખાતા નથી એ જોઈને કોટડીમાંનાં માણસો ધીમેધીમે ત્યાંથી જવા લાગ્યાં.

"સર્વ માણસો ચાલ્યાં ગયાં છતાં પણ આ વિલક્ષણ અશ્રુત-પૂર્ણ મૌનનું આખર પરિણામ શુ થાય છે તે જોવા માટે હુ આશ્ચર્ય પામતો અને કૌતુક જોતો તે રોગીના સામે એક દૃષ્ટિ રાખીને બેસી રહ્યો. થોડા વખતે કોઇપણ પ્રકારની સૂચના કર્યા સિવાય તે બુઢ્ઢાના અંગમાં એકાએક ચૈતન્ય આવવા માડયુ અને તે એકાએક હાલચાલ કરવા લાગ્યો. એ જોઇ મને ઘણો ભય લાગ્યો તેનુ ચૈતન્ય જેમ એકાએક નષ્ટ થયુ હતુ તેજ પ્રમાણે તે એકાએક આવેલુ હોવાથી તે બેશુદ્ધ થયો હતો કિવા નહિ તેનો જ મનેતો સ શયપડ્યો

"ચૈતન્ય પ્રાપ્ત થતાં જ, આટલા વખત સુધી અર્ધા બંધ કરેલા મ્હોંડામાથી શબ્દોચ્ચાર થવા લાગ્યા અને તે બુઢ્ઢો મોટેથી બૂમો પાડવા લાગ્યો—"પકડો પકડો! જુઓ ને જાય છે! અરે દુષ્ટો! અલ્લા તમારૂ સત્યાનાશ કરો! ચોર પાજી હરામખોરોએ મને લૂટી લીધો! મને લુટયો, મારી સર્વ જીંદગી લઇ ગયા! હાય હાય!, દોડો દોડો! ચોર નાશી જાય છે! ચોર! ચોર! ચોર!"

"આ પ્રમાણે તે બુઢ્ઢો છાતી કૂટતો અને દાઢી ખેંચતો બૂમો પાડતો અને આડોશી પાડોશીને બૂમો પાડતો હતો. તેને આ પ્રમાણે બૂમો પાડતોમૂકીને હું આસપાસના લોકનો બોલાવી લાવ્યો અને તેમને હાથમાં લઇને તે બુઢ્ઢાની ફસ ખોલવાનો પ્રયત્ન કર્યો અને સુદૈવે તે આ વખતે સફળ પણ થયો રક્ત કાઢવાથી તે જરા સ્વસ્થ થયો. પછી તેને અમે ઉંચકીને પથારીમાં સુવાડયો. આ વખતે જો કે તેનો

ફિન્માદ કમી થયો હતો છતાં પણ તેની શક્તિ ઘણી ક્ષીણ થઇ ગયેલી જણાતી હતી. રક્ત કાઢયા પછી બુઢ્ઢો થોડાઘણો શુદ્ધિમાં આવ્યા પછી અમે તેને પથારીમાં સુવાડતા પૂર્વે, તેની આવી અવસ્થા શા કારણથી થઇ એમ તેને પૂછતાં ' કાલે રાત્રે મારી કોટડીમાં ત્રણ ચોર આવ્યા હતા અને મારી પાસે હતું તે સઘળું લુટીને તેઓ જતા રહ્યા.' એટલુ જ માત્ર અમને તેના તરફથી જાણવા મળ્યુ. પણ પછી તે કયા ગયા અને પોતે બેશુદ્ધ શાથી થઈ ગયો એ વાત તે કહી શકયો નહિ.

" અહીં આવ્યે મને ઘણો વખત થયો હતો આવી સ્થિતિમાં તે બુઢ્ઢો પામે 'ફી' મળવાની પણ આશા ન હોવાથી અને મે કર્યું તેથી અધિક મારાથી કાંઇ પણ ન બની શકવાથી, આડોશીપાડોશીને ડેસાની સભાળ રાખવાનું કહીને હુ ત્યાથી ચાલી નિકળ્યો.

" ત્યાંથી થોડેક છેટે આવ્યો નહિ એટલામાં તો ઉટના વાળની ગુંથેલી એક ચમત્કારિક નાની સરખી પીંછી જમીન પર પડેલી મેં જોઇ. તે પીંછી ચપટી અને સુમારે એએક આગળ જાડી હતી અને તેના વાળ ટચલી આંગળી જેવડા લાંબા હતા. આ પીંછી શા કામની હશે અને કોઇ દિવસ પણ તે કામ આવશે એવો વિચાર કરીને મેં તે ઉઠાવી લીધી અને ઘેર આણી.

" આ વાતને કેટલાક દિવસ વીતી ગયા એટલે તે બુઢ્ઢા તેનુ વિલક્ષણ મૌન્ય એટલું જ નહિ પણ તે પીંછી જડવાની વાત પણ હુ વિસરી ગયો. એવી સ્થિતિમાં એક દિવસ બપારે એક મનુષ્ય મારી પાસે હજામત કરાવવા આવ્યો અને આડી અવળી વાતો કરીને 'પેલા કુંજુસ ડોસાના ઉપચાર કરવાને હું ગયો હતો, તે વખતે તેની પ્રકૃતિ કેવી હતી અને ત્યાં શું શું બન્યું ? વગેરે હકીકત મને પૂછવા લાગ્યો.

" ત્યાં બનેલી સર્વ હકીકત મે તેને નિવેદન કરી, પણ પીંછી માટે હું કાંઇ જ બોલ્યો નહિ, એટલું જ નહિ પણ એ વસ્તુ એટલી બધી તુચ્છક હતી કે તે મને જડવા સબંધીની વાત પણ હું વિસરી ગયો હતો તે કારણે મારા મ્હોડેથી તે બદલ એક શબ્દ પણ ન નિકળે એ સ્વાભાવિક છે "મારી હકીકતમાં પીછીની વાતનો કંઈ પણ ઉલ્લેખ થયો નહિ એમ જોઈ ' તને તે ઘરમાંથી કંઇ પણ ચીજ મળી કે નહિ ?' એમ તેણે મને સ્પષ્ટ પૂછ્યું. વસ્તુત તે પીંછી મને તે ઘરમાંથી મળી નહોતી, રસ્તામાંથી જડી હતી, અને તે જડવાની વાત પણ ખરેખર મને યાદ ન હોવાથી ' નહીં ભાઈ ' મને કાંઈ મળ્યુ નહિ મારા પહેલાં જ ત્યાં જઇને કેટલાક લોકોએ કોટડીમાની ચીજ ભાવ ઉડાવી લીધેલી હોવાથી મારા ગયા પછી મને કિંવા બીજા કોઇને પણ મળવા જેવું ત્યા કંઇજ રહ્યુ નહોતું ? એ પ્રમાણે મેં તત્કાળ ઉત્તર આપ્યો. આ જવાબ આપ્યો ન આપ્યો એટલામાં જ મને તે પીંછી-ની યાદ આવી અને જે વસ્તુ માટે આ મનુષ્ય વારવાર પૂછે છે તે આતો નહિ હોય ? એમ લાગવાથી આ બાબત ચોખી કરવાના નિશ્ચયથી હુ બોલ્યો—"કેમ વારૂ ? તે ડોસાના ઘરમાથી કાંઈ જર-જવાહિર ગયાનુ તમારા કાને આવ્યુ છે શુ ?"

" તે હસીને બોલ્યો—' છી; છી; તેવું કાંઇ જ નથી. સહજ પૂછુ છુ મને લાગે છે કે ત્યાથી ઘણો માલ ઉપડી ગયો છે. પણ જવા દોને આપણે તેની શી પંચાયત છે."

" મેં કહ્યું " હા તેમ તો ખરૂં જ. મને લાગે છે કે બુઢ્ઢાએ મૂકેલા ડાબડાની જગાની તમને કદાચિત ખબર હશે ?"

" તેથી મારો ઘરાક બોલ્યો " હું શોધુછુ તે વસ્તુ કાંઇ કિંમતી

નથી. તે દિવસની ગડબડમાં મારા એક મિત્રની એક નાની સરખી પીંછી ખોવાઈ ગઈ છે. તે પીંછી તેના બાપ દાદાઓના વખતથી તેના ઘરમાં હતી એટલે તે મળે તો તેને જોઇએ છે."

"તેથી હું બોલ્યો. "તે પીંછી તમને તે ડોસાની કોટડીમાંથી મળશે એમ મને લાગતું નથી. કારણ કે મે અને બીજા ઘણાએ ઘણી જ બારીક નજરે તે કોટડીમાં તપાસ્યુ હતું પણ અમને ત્યાંથી કાંઈ પણ મળ્યું નહોતું."

"તેથી તે ફરીથી બોલ્યો—"ત્યારે થયુ. તે પીંછી ત્યાં તો પડી નથી એ નકી. તને પૂછતા પહેલા મે ત્યા તપાસ કરાવી પણ તે કાંઈ મળી નહિ અને તારા કહેવા પરથી તને પણ તે મળી નહિ હોય. પણ કોઇને તે મળી હોય અને મને તે આણી આપે તો હુ તેને સારૂ ઇનામ આપીશ"

"મે કહ્યુ "એમ વારૂ? એવડી નાની પીંછી માટે વળી ઇનામ શેનુ જોઇએ? એક દિનાર આપીયે તો સેકડો પીંછીઓ મળે છે'

"તે બોલ્યો "તે ખરૂ પણ તે નાની સરખી પીંછી કાઇ જુદા જ પ્રકારની હતી. તેવી પીંછી હાલના વખતમાં કોઇ પણ કારીગરને બનાવતાં આવડે એમ નથી."

"આથી હુ બોલ્યો. "ત્યારે આ પ્રશ્ન પીંછીના આકાર અને કારીગરી બાબતનો જ માત્ર છે ને? બાકી એક જ સરખી લબાઇ પહોળાઈની પીંછીની કિમતમા વધુ ફેર પડવાનો નહિ".

"તે મનુષ્ય બોલ્યો—"ગમે તેમ હોય. ઘરાકની સાથે વાત કરતાં સહજ પીંછીની વાત કાઢી પતો લાગે તો મને જણાવજે. હું તેને સારૂ ઇનામ આપીશ."

" મેં પૂછ્યું—' સારૂ એટલે કેટલુ ? "

" તે બોલ્યો " દશ દિનાર આપીશ. "

" દશ દિનાર આપવાની વાતથી મારા મ્હોમાં કેવું પાણી છુટે છે તે જોવા માટે તે મારા સ્હામુ તાકીને જોઈ રહ્યો. કારણ મને પીંછી મળી નથી એમ મે કહેલુ છતાં તે તેને ખરૂ લાગતું નહોતું. પીછી મને જડી છે. એવો તેને પકો સશય આવ્યો હતો. તેમાં કંઈ પણ શકા નહી. આ પીંછી ખરેખર વિશેષ ઉપયોગની હોવા સિવાય આ માણસે દશ દિનાર આપવાનુ કહે નહિ, એવો મેં મનમાં વિચાર કર્યો; અને જો પોતે થોડીક ખેચતાણ કરે તો તે દશને બદલે વીસ દિનાર આપવા કબુલ થશે એમ મને લાગ્યુ. "

" પછી મેં સ્વસ્થપણે કહ્યું " તમે કહો છો તે બક્ષિસ કાંઈ થોડા નથી. પીંછીની બાતમી મળશે કે તમને હું ખબર આપીશ ".

" એથી તે બોલ્યો સાત આઠ દિવસમાં હુ અહીં પાછો આવીશ તેટલામા તું તેની તપાસ કરી રાખજે. "

પોતે પીંછી માટે વિશેષ ગરજુ નથી એમ બતાવવા માટે તેનો તપાસ કરવાનો ઢોંગ કરવાની મને પણ સવડ મળે એટલા માટે તેણે આઠ દિવસની મુદત આપી હશે.

' એક અઠવાડિયુ ગયુ. પન્દર દિવસ થયા છતાં પણ તે કાંઈ આવ્યો નહિ અને તે પછી તે કદી પણ દેખાયો જ નહિ. બુઢ્ઢાના ઘરમાથી માલ ઉઠાવનાર ચોરોની ટોળીમાંનો જ તે એક હોવો જોઇએ અને તેને રાજસેવકોએ ચોરી માટે પકડેલો હોવો જોઇએ. કિંવા એવો જ કોઇ બીજો ગુન્હો કર્યો હોવાથી બગદાદ શહેરમાંથી તે આખી ટોળીને પોબારા કરવા પડયા હશે, તે બદલ મને કાંઈ ખબર નથી;

પણ એટલું તો ખરૂં જ કે મેં તેને ફરીથી કદિ પણ જોયો નથી.

"ત્રણ મહિના થઈ જવાથી તે માણસની ફરીથી મુલાકાત થવાની આશા સુદ્ધાં નહોતી અને તે પીંછીના દશ દિનાર તે આપતો હતો છતાં મે તે લીધા નહિ એ વિષય મારા મનમાં ખટકયા કરતો હતો એવામાં એક દિવસ બપોરે, અવાળું ફુલેલો એક માણસ મારી પાસે આવ્યો અને આ દર્દ પર તારી પાસેનુ ઔષધ લગાડ એમ કહેવા લાગ્યો. અવાળુપર લગાડવાના ઔષધની શીશી તેની જગાએ મળી આવી પણ તેની હમેશની પીંછી તેની સાથે નહોતી તેથી અને મને રસ્તામાંથી જડેલી પીંછીની યાદ આવવાથી ઔષધ લગાડવા માટે મેં તેનો ઉપયોગ કર્યો આ પીંછીના વાળ મારી પીંછી કરતાં લાંબા હોવાથી ઔષધ લગાડતાં થોડુક ઔષધ રોગીની પીઠપર થોડાક ભાગમાં લાગ્યું. ભીની પીંછી લાગતાજ તે માણસ બેઠો હતો તેજ સ્થિતિમાં પથ્થરની માફક નિશ્ચલ થઈ ગયો અને મુખના ભાગમાં પીંછીનો સ્પર્શ થતાંજ જેવી તેની મુદ્રા હતી તેવીજ કાયમ રહી. સારાંશ ત્રણ મહિના પૂર્વે તે વૃદ્ધ કૃપણ મનુષ્યને લાગેલી તંદ્રા પ્રમાણે આ માણસને પણ તંદ્રા લાગેલી મને જણાઇ આવી.

"લાંબા વખત પછી તે મનુષ્ય શુદ્ધિમાં આવ્યો, ત્યારે મેં ઔષધ લગાડવા માટે તેને બેશુદ્ધ કર્યો હતો એવો ડોળ કર્યો. મે કરેલા ઉપચાર માટે તેણે મારો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો અને મારી પાસે હજામત કરાવીને મને સારી બક્ષિસ આપીને તે ચાલ્યો ગયો.

"આજ સવારે બોલતાં બોલતાં ગમે તે સજીવ પ્રાણીની હજામત મને ઉત્તમ પ્રકારે કરતાં આવડે છે એવી મેં વડાઇ હાંકી પણ મારી એ વડાઇથી મારા ટાંટીયા મારાજ ગળામાં નાંખવા સરખો

પ્રસગ આણ્યો. તેવે મારી પાસેની ઉટના વાળની પીંછીનો પ્રયોગ કરી મે હાંકેલી વડાઇ ખરી કરી બતાવવાનો મે નિશ્ચય કર્યો. "

ખલીફે શિદ્દી-બિન-ટલબીને પૂછ્યુ. "ઠીક પણ તે પીંછીનુ આગળ શુ થયુ ? હજામ પાસેથી તમે તે વેચાતી ન લીધી શુ ? "

શિદીએ ઉત્તર આપ્યો મે તે તેની પાસે માગી જોઇ પણ તે હજામે મને ન આપી. તેણે મને સ્પષ્ટ કહ્યુ કે તખ્તપર બેઠેલા ખલીફ સિવાય અન્ય કોઈ પણ મનુષ્યને કોઇ પણ શરતે તે પીંછી નહી આપવાનો મારો ઠરાવ છે. "

ખલીફ બોલ્યો " શિદ્દી-બિન-ટલબી તે હજામનુ કહેવુ સત્ય છે. તમારે મુખેથી સાભળેલી હજામની હકીકત વિલક્ષણ છે અને તે સાભળીને અમારૂ મન ઘણુ રજન થયુ છે. અમારા ઘરની મડળી અમારી વાટ જોતી હશે માટે અમને હવે રજા આપશો. આવતી કાલે હું આપને મારા ઘેર આમંત્રણ કરૂ છુ માટે આપ જરૂર પધારશો. એવી મારી વિનતી છે. "

## મીજબાની.

બીજે દિવસે સવારે ખલીફે પોતાના નિયમ પ્રમાણે વજીર વગેરે દરબારના મુખ્ય માણસોને મુલાકાત કરાવવા માટે આગળ જણાવેલા હજામને બોલાવી લાવવા મેસરૂરને આજ્ઞા કરી.

ખલીફની આજ્ઞા માન્ય કરીને કાસીમ હજામ ( એવુ તેનુ નામ હતુ ) મેસરૂરની સાથે રાજવાડામા આવ્યો. રાજવૈભવ દર્શક વસ્ત્ર પહેરીને સિહાસનપર બેઠેલા ખલીફને જોઇને, આગલે દિવસે ગુસ્સે

થયેલા લોકના હાથમાંથી પોતાને બચાવનાર તથા પડાવમાં બેસીને પોતાની હકિકત શ્રવણ કરનાર શિદ્દી-બિન-ટલબીની કાસીમને યાદ આવી અને તે તથા પોતાની સામે સિંહાસનપર બેઠેલા ખલીફ એ બન્ને સરખા જ દેખાય છે એવી તેની ખાત્રી થઈ પછી-" કાસીમ તારી પાસે એક વિલક્ષણ પીંછી હોવાનુ મારા કાને આવ્યુ છે તે મને આપ" એમ તેને ખલીફે કહેવાથી તે હસીને બોલ્યો. "મારી પાસે તે પીંછી શી રીતે આવી એ સબંધી ખુદાવીંદને સઘળી હકિકત માહિત હશેજ. ખુદાવીંદની આજ્ઞા પ્રમાણે તે પીંછી હું સરકારને ઘણી ખુશીથી અર્પણ કરૂ છુ" એમ કહી તેણે તે ખલીફના હાથમા આપી.

પીંછી હાથમા લઇને જાફર તરફ ફરીને ખલીફ બોલ્યો. "કાસીગને આજથી હુ સરકારી હજામની જગા આપુ છુ તેની આ નવીન જગાને શોભે તેવો પોશાક અને સાધન હાલને હાલ તેને આ ી તેનો દરમાસે એકસો દિનારનો પગાર ચાલુ કરવો."

આ સિવાય ખલીફે એક હજાર દિનાર તેને ઇનામ તરીકે અપાવ્યા અને તેને ખુશી કરીને રજા આપી.

પછી ખલીફે ગુર્દેવી સોદાગર અબુહસનના બાગમાના મહેલમા તે જ દિવસે એક મોટી મીજબાનીનો સમારંભ કરવાની જાફરને આજ્ઞા કરી અને શિદ્દી-બિન-ટલબી અને તેના મહેમાન અબ્રાહા, મુરાદ એસેદ ખલીફનો પોતાનો ગાયક અને કવિ, ઇશ્કબિન-ઇબ્રાહિમ-એલ મોસેલી, અને દરબારના ગુરદાસ કવિવર અબુઅટહિયા અને બીજા મોટા માણસોને નિમંત્રણ કરવાની તેની મારફત વ્યવસ્થા કરાવી.

આ મીજબાનીના પ્રસંગે પોતાને તથા જાફરને સઘળાએ અહમદ અને યુસફના નામથી બોલાવવા અને પોતાને સોદાગર સમજી

સર્વ વહેવાર કરવા તેણે સર્વને સૂચના કરી મૂકી હતી.

બીજખાની માટે, ઉત્તમ પ્રકારે શણગારેલા રંગમહેલમાં સર્વ મંડળી આવી પહોંચતાં ભોજન અને મદ્યપ્રાશનની શરૂઆત થઈ. ભોજન માટે અનેક પ્રકારના પકવાન તૈયાર કરેલાં હતાં અને તે છૂટે હાથે પીરસવામાં આવતાં હતાં. મદ્યની તો વાતજ શી કરવી? તે દિવસનાં મદ્ય જેવું સ્વાદિષ્ટ અને ઉત્તમ મદ્ય ભોજનપર બેઠેલા ખલીફ અને જાફર સિવાય કોઇએ કદિપણ ચાખ્યુ નહિ હોય. ભોજન અને મદ્યપ્રાશનથી પરવાર્યા બાદ ગાનતાન તથા વાર્તા વગેરે શરૂ થવાથી વખત ઘણો જલદીથી અને ગમતમા ચાલ્યો ગયો.

અહમદે મુરાદ એસેદને–પ્રસ્તુત મહેલના માલિકની એટલે સુદૈવી સોદાગરની વાત મંડળીને કહી સંભળાવવાની વિનતી કરી અને તેમ કરતાં જોકે તે મને અને મારા મિત્ર યુસફને તો માલૂમ છે પણ અન્ય મંડળીને તેની માહિતી ન હોવાથી તે સાભળીને તેમનુ મનરંજન થશે એમ પણ તેણે જણાવ્યુ.

ઘરધણીની આજ્ઞા પ્રમાણે મુરાદ એસેદે સુદૈવી સોદાગરની વાત તે સર્વને અથથી ઇતિ પર્યંત નિવેદન કરી. પછી અહમદે 'અબુ-અટહિયાને નવીન કાવ્ય બનાવવાને અને ઇષ્કિ–બિન–ઇબ્રાહિમ–એલ મોસેલીસને તે મધુરકંઠે ગાવાને જણાવ્યુ. અબુઅટહિયા–ઇષ્ક–મો-સેલીમની પાસેજ બેઠેલો હતો. તેણે તત્કાળ પદ્યરચના કરી અને તે મોસેલીએ ઉતારી લઇને અહમદને અત્યંત પ્રિય થઈ પડેલા રાગમાં ગાવા માંડયું. તે પ્રસંગે બગદાદ શહેરનો નામાંકિત વાજીંત્રી ઈઝાક પણ તેની સાથે સારંગીપર હાથ ચલાવતો હતો.

ગાયન પૂર્ણ થતાંજ ખલીફ બોલ્યો—"વાહવા! વાહવા'

કેવી સુંદર રચના અને કેવું મધુર ગાયન–પ્રભુ સાખે કહું છુ કે આવું ગાયન મેં કદિપણુ સાંભળ્યું નથી." પછી પોતાની પાસે પડેલા સોનાના એ પ્યાલાં ઉઠાવી તેને મધથી ભરવાની તેણે નોકરને આજ્ઞા કરી. તેણે તેમાં મધ રેડયા પછી ગાયક અને કવિ એ બન્નેને એક એક પ્યાલું અર્પણુ કરતાં ઉદાર ખલીફ બોલ્યો–મેં મોકલેલાં પ્યાલાં આપનાંજ સમજી તમે તેનો સ્વિકાર કરો તમારી માફક ૨૦–૨૫ કવિ અને ગાયક મને મળે તો તેમને પણ આવાંજ પ્યાલાં હું ઘણી ખુશીથી આપીશ; એ હું પ્રભુના સોગન ખાઇને કહું છું."

કવિ અને ગાયકની અજબ શક્તિ જોઇને ઘરધણીની માફક અન્ય મંડળી પણ ખુશ થઇ એ કહેવાની કંઈ જરૂર નથી.

ગાયન અને ત્યારપછી થયેલો બક્ષિસ સંમારંભ પૂર્ણ થયા પછી ખલીફે અબુઅટહિયાને કહ્યુ "કવિવર, તમે મારે માટે પદ્ય રચના કરી, તે મેં સાંભળી. હવે મંડળીને કોઇ એકાદ સુંદર વાત કહો એટલે બસ."

---

## અબુઅટહિયાએ કહેલી

## મુબારક નામના સોદાગરની વાત.

---

પ્રાચીનકાળમાં મુબારક નામનો એક સોદાગર થઈ ગયો. તેના બાપનું નામ બુરોદ–અબુ–મુબારક હતું અને તે બગદાદ શહેરમાં એક નામાંકિત વ્યાપારી હતો.

"મુબારક ૨૩ વર્ષનો થયો ત્યારે, જુદા જુદા દેશ જોવાની તથા પ્રવાસ કરવાની એટલી બધી ઉત્કટ ઇચ્છા તેને થઇ કે તે વિચાર માંડીવાળીને ઘેર સ્વસ્થ થઇ બેસી રહેવા માટે ઘણુંએ સમજાવ્યો છતા તેણે કોઇનુ પણ સાંભળ્યુ નહિ. પ્રવાસે જવાનો મુબારકનો વિચાર જાણીને તેના બાપને ઘણુંજ દુઃખ થયુ તથાપિ નિરૂપાય જાણીને તેના બાપે પોતાના પુત્રના મનમાં જે જે દેશ જોવાની ઇચ્છા હતી તે તે દેશમા ખપે તેવો માલ સ્વાધીન કરીને, પ્રકૃતિ સભાળવા વિષે તથા લેવડદેવડ કેમ કરવી એ સબંધી ઘણી શીખામણ આપીને મહાકષ્ટે તેને જવાની રજા આપી.

"પછી, મુસાફરોને જરૂર જોવાજેવા પુષ્કળ દેશમા થઇને પ્રવાસ કરતો કરતો મૂર્તિપૂજકોના એક દેશ તરફ જનાર એક વ્યાપારીના વહાણમા તે બેઠો. વહાણમાં બેઠે ત્રણ દિવસ થયા નહિ એટલામા તો મોટુ વાદળ થયુ. પવનના સુસવાટાથી તે જહાજ અથડાતુંકુટાતુ એક બળતા જ બદરે આવી પહોચતાં તરતજ ડુબી ગયુ.

"મુબારકનો માલ પણ પાણીમા બુડયો, પણ તે જાતે જેમ તેમ કરીને જમીનપર આવી પહોચ્યો અને ભૂખ્યો તરસ્યો આમ તેમ બટકવા લાગ્યો. આખરે તેને તે દેશના કેટલાક વતનીઓ મળ્યા. તેઓ તેને પોતાની સાથે એક મોટા નગરમા લઇ ગયા. આ નગર સમુદ્ર કિનારે હોઇ તે દેશની રાજધાની હતી. શહેરમા એક વિસ્તીર્ણ અને સુવાસિક બગીચાના મહેલમા તે દેશની અપેપા નામની રાણી રહેતી હતી. તે રાણી પણ પોતાની પ્રજાની માફક મૂર્તિપૂજક હોવાથી સાથે ઘણીજ સૌદર્યસપન્ન હતી પણ તે ઘણી નિર્દય, ખૂની અને જાદુવિદ્યામાં અતિ પ્રવીણ હતી.

"તે દેશના કાયદા પ્રમાણે તે લોકો તેને પોતાની રાણી પાસે લઇ ગયા તે વખતે તેને જોઇ રાણી મોહિત થઇ ગઇ. મુબારક શરીરે હૃષ્ટપુષ્ટ અને સુંદર હોવાથી તેમજ તેની મુદ્રા મોહક હોવાથી તેને જોઇ રાણીને મોહ થાય એ સ્વાભાવિકજ હતું.

"અયેપાએ તેને સ્નાનગૃહમાં મોકલી સ્નાન કરાવ્યું અને એકાદ રાજપૂત્રને અગર વજીરને શોભે એવા વસ્ત્રો ધારણ કરાવી પાચ પકવાનથી ભોજન કરાવ્યું. ભોજન થઈ રહ્યા પછી રાજવાડા સામેના બાગમા સહલ કરવા માટે તે તેને પોતાની સાથે લઇ ગઈ.

વહાણ ડુબવાથી થયેલું નુકશાન તથા પોતાના શરીરને પડેલું અત્યંત કષ્ટ વગેરે રાણીએ કરેલા આદરસત્કારથી મુબારકને વિસારે પડ્યું અને તેની સાથે તે બાગમા ફરવા લાગ્યો.

"ફરતા ફરતા તદ્દન છાયામા એક વૃક્ષ નીચે લીલા ઘાસથી આચ્છાદીત થયેલી જગાએ આવીને તે બેઠી પછી ક્ષણભર રહીને બોલી.

"મારા જેવી સ્ત્રી પર અને રાણીપર જે પ્રકારનો પ્રેમ રાખવો જોઇએ તે તારાથી બનશે કે?"

"મુબારકે ઉત્તર આપ્યો 'તરૂણ મનુષ્ય કામી હોવાથી જેટલો પ્રેમ રાખી શકે તેટલો પ્રેમ હું પણ અંતઃકરણપૂર્વક તમારાપર રાખીશ'"

"આથી તે બોલી 'પણ મારા જેવી રાણી પર પ્રેમ રાખવો તે નિષ્કપટપણે રાખવો જોઇએ. તે પુરૂષનો પ્રેમ કોઇ અન્ય સ્ત્રીપર લાગેલો રાણીથી કદિપણ સહન થઇ શકશે નહિ."

'મુબારક બોલ્યો 'હે અનુપમ સુંદર રાણી ! ખુદા અને તેના પેગંબરના સોગન લઇને કહું છું કે તારી બરોબરી કરે એવી સ્ત્રી બીજી કોઇ પણ નથી. તારા જેવી સ્ત્રીનો લાભ જેને મળ્યો છે તે

સુખી મનુષ્યને અન્ય સ્ત્રીની કલ્પના સુદ્ધાં આવવાની નહીંજ.'

"મુબારકે લીધેલા સોગન સાંભળીને અગ્રેષા તિરસ્કારથી હસવા લાગી અને બોલી કેવા ખોટા સોગદ ખાય છે! મૂવો તારો ખુદા અને પેગંબર !"

"મુબારક તરૂણ હોવાથી ઘણો ક્રોધી હતો વળી બચપણથી મહમંદી ધર્મ પ્રમાણે વર્તવાનુ તે શિખેલો હોવાથી રાણીની તિરસ્કાર પૂર્ણ વાણી સાંભળીને તેને એટલો બધો ક્રોધ ચઢયો કે તેના શબ્દો પૂરા થતા ન થતામાંજ પોતાની કમરબધમાં લટકતી રત્નજડીત કટાર કાઢી તેણે તત્કાળ તેની છાતીમાં ભોંકી દીધી.

" કટારીથી કરેલા જખમમાંથી બળભળ રક્ત વહેવા લાગ્યુ. અને તે રાણીને પોતાના પગ આગળ મરણ પામેલી પડેલી જોઈને પોતે કરેલા સાહસનો તેને પશ્ચાતાપ થયો પણ તે મોડો થયો હતો. પોતે કરેલુ ઘોર કૃત્ય તે સુદર રાણીના ક્રોધે ભરાયલા સેવકજનોને જણાતાં તેઓ પોતાને પકડશે અને હાલહવાલ કરીને ઠાર મારશે તેમાં કાંઇ શકા નથી એમ તેને લાગ્યુ. આથી પોતાને છૂપાઈ રહેવાને બની શકે એવું કોઇ સ્થળ અને જીવન સંરક્ષણ માટે આવશ્યક અન્ન પાણી આ મૂર્તિપૂજકોના શહેરમાં ક્યાં મળશે એની પણ તેને અત્યારે મોટી ફીકર પડી.

"તથાપી અહીઆં એક ક્ષણભર રહેવું પણ કામનુ નથી એમ વિચાર કરી તે રાજસેવકોની ધાસ્તીથી રાજવાડાની આસપાસ આવી રહેલા વીસ્તીર્ણ ઉદ્યાનમાં અને તેનાં વૃક્ષોની ઝાડીમાં ભટકવા લાગ્યો. ભટકતાં ભટકતાં તે એક નાની સરખી ગુફા આગળ આવી પહોંચ્યો અને ઘણોજ થાકી ગયેલો હોવાથી જમીનપર પડીને તત્કાળ ઉંઘી ગયો અને લાંબા વખતે તે ઉઠયો.

"આકાશમાં ચાંદનીઓ દેખાતી હતી. છતાં દહાડો ઉગવાનો સમય થયેલો હોવાથી તેમનુ તેજ ઝાંખુ થવા માંડયું હતું. એટલે તે ગુફામાંથી ઉઠયો અને આગળ ચાલતા તે રાણીનુ શબ જ્યાં પડયુ હતું ત્યાં પુન જવું એમ એકાએક તેને લાગવાથી તે ત્યાં ગયો.

"આગલા દિવસે કરેલા દુઃખપર્યવસાયી દુઃખદાયક નાટકની રંગભૂમિ જડવી પણ તેને મુસ્કેલ થઇ પડી અર્થાત્ તે શોધી કાઢતા તેને ઘણો પરિશ્રમ પડયો. ત્યાં આવીને જુએ છે તો રાણીનુ શબ અદ્દસ્ય થયેલું જણાયુ. અર્થાત્ તે તેના ચાકર લોકોની દૃષ્ટિએ પડવાથી તેઓજ ઉપાડી ગયા હોવા જોઇએ એવો તેણે તર્ક કર્યો પણ જે સ્થળે રક્ત પડયુ હતું તે જગાપર એક નાનો સરખો છોડ ઉગી તેને પુષ્કળ ડાળીયો ફૂટવાથી તેનાપર માણસના માથા જેવાં દેખાતાં નાનાં ફળનાં ઝુમખાં લટકતાં હતાં. મુબારકને ઘણા વખતથી ખાવાનુ નહી મળેલુ હોવાથી આ ફળ જોતાંજ તેની ભૂખ બમણી જાગૃત થઇ અને તેણે તે ઘણાં તોડીને ચાલતાં ચાલતા ખાવાનો પ્રારંભ કર્યો. થોડાંશાં ફળ ખાધાં નહિ એટલામાં તો તેને અતિશય સુસ્તી આવવા જેવું લાગ્યું એટલે એક એકાંત અને છાયાવાળી જગા જોઇ તે ત્યાં સ્વસ્થપણે પડીને ઉંઘી ગયો.

"આ સ્થળે ઉંઘી ગયે તેને ઘણો સમય થયો હશે કારણ કે તે જાગ્યો ત્યારે સુર્ય બરોબર માથાપર આવ્યો હતો. ઉન્હો પવન વહાવાનો સમય થયો છે છતાં પોતાને બિલકુલ તાપ લાગતો નથી એ તત્કાળ તેના લક્ષમાં આવ્યું. તેમજ પોતાની પાસે પડેલી સઘળી વસ્તુ સ્પષ્ટ દેખાય છે, અને તેના ગુણદોષનો પણ પોતાને ઉત્તમ પ્રકારે વિચાર કરતાં આવડે છે. છતાં પણ પ્રસ્તુત જ્ઞાન અને પોતાના

શરીરને જાણે કંઈ સબંધ નથી એમ તેને જણાયું. પોતે ઘાસપર પડેલો હતો અને ત્યા પોતાને ગાઢ નિદ્રા આવી હતી તેનુ પણ તેને અત્યારે બિલકુલ સ્મરણ રહ્યું નહોતું.

"પોતાની આ વિચિત્ર દશા શા કારણે થઇ હશે, એ સંબંધી વિચારમા તે ગર્ક થઇને જમીનપર નજર કરીને બેઠો હતો એવામાં વાતાવરણમાં સચાર કરતો એક યક્ષ તેની સામે આવીને ઉભો અને બોલ્યો –"મુબારક' જમીનપર એકીટસે તુ શુ જોઇ રહ્યો છે ? ચાલ તારી ઇચ્છા હોય ત્યાં હુ તને લઇ જાઉ છુ. અનેક મોહક અને સુદર સ્થળો જોવાનુ આપણામા સામર્થ્ય હોવાથી પૃથ્વીમા પડી રહેવુ આપણને શોભતું નથી"

"મુબારકે ઉત્તર આપ્યો 'હે મેઘમડળમાં સચાર કરનાર યક્ષ ! તું કહેશે ત્યાં આવવા હું તૈયાર છુ."

"યક્ષ બોલ્યો -'મુબારક આકાશ મડળ તરફ નજર કર અને કયા ગ્રહમાં હું તને લઈ જાઉં તે કહે."

"મુબારક ઉચે જોવા લાગ્યો પણ ખરા બપોર હોવાથી સૂર્ય-પ્રકાશના યોગે પોતાની આખો અંજાતી નથી અને આકાશમા બિરાજતા અસખ્ય તેજસ્વી તારા પોતાની આખે સ્પષ્ટ દેખાય છે એમ તેને લાગ્યુ. એટલે એક અતિશય દૂરનો ચળકતો નાનો તારો પસદ કરી તે બ્હીતે બ્હીતે બોલ્યો –"ચાલો આપણે ત્યાં જઇએ." પછી કેવળ વિચાર વેગથીજ આ નાની સરખી પૃથ્વીપરથી ઉડીને પ્રચડ વાતાવરણ ઓળંગીને તે બન્ને જણ તે ગ્રહમાં આવી પહોંચ્યા.

"અહિ આવ્યા પછી તે બન્ને જણ, વિશેષ કરીને મુબારક પોતાની આસપાસના હરેક અશ્રુતપૂર્ણ પદાર્થનું અવલોકન કરવા લાગ્યો.

પૃથ્વીને એક ઠેકાણેથી (સૂર્યમાંથી) પ્રકાશ મળે છે પણ તેમ નહોતું ત્યાંનો પ્રકાશ તો આકાશના સર્વ તેજસ્વી અને સ્વચ્છ ભાગમાંથી સરખોજ આવતો હતો. પૃથ્વી કરતાં આ સ્થળે જો કે ઉષ્ણતા તથા આકાશ મંડળનો ચકચકાટ વિશેષ હતો છતાં પણ પૃથ્વીપરના મનુષ્યો કરતાં અહીંના રહેવાસીનાં શરીર જુદાંજ મૂળ તત્વોથી બનેલાં હોવાથી ત્યાંની શીતોષ્ણતાનુ પ્રમાણ પૃથ્વીપરનાં માણસોને વધારે લાગે તેમ હતું, છતાં પણ ત્યાંના લોકને તે થડુ અને શ્રમવાહક લાગતું હતું.

" મુબારક અને યક્ષ જે સ્થળે ઉતર્યા હતા ત્યાં એક મોટું અને ગીચ વસ્તીનું શહેર હતુ. તે શહેરની વ્યવસ્થા અને શોભા એવી હતી કે તેની બરોબરી કરે એવુ એક પણ શહેર આપણી પૃથ્વીપર નહિ હોય તે શહેરના રસ્ત્રા પહોળા હતા, તેમાં વચમાં વચમા ચોક બનાવેલા હતા. રસ્તાની બન્ને બાજુએ ઝાડ લગાવેલાં હતાં તેમા અનેક પ્રકારનાં અને અનેક રગનાં પુષ્પો આવેલાં હોવાથી તેમની શોભા અવર્ણનીય થઇ રહી હતી. ચોકમાં ઉંચે ઉચે ઉડતા ફુવારા ગોઠવેલા હતા તેમાથી થડુગાર અને સ્ફટિકમણી સરખુ ચળકતું પાણી રાત્રી દિવસ ઉડયા કરતું હતુ. આ પાણી આપણી પૃથ્વીપરના પાણી જેવું નહિ પણ અત્યંત નિર્મળ કાચનો રસ હતો. શહેરમાંનું પ્રત્યેક ઘર રાજવાડા જેવુ શોભતુ હતુ. શિવાય પૃથ્વીપર ગરીબ લોક હોય છે પણ અહી તેવું કોઇજ નહોતું. મુબારક અને યક્ષ બન્ને શહેરના એક વિસ્તૃત ચોકમાં ઉભા રહીને આસપાસનો દૃશ્ય જોઇને આશ્ચર્ય પામતા હતા તેમને જોઇ કેટલાક નગરવાસીઓ તેમની પાસે ટોળે મળ્યા અને કુશળ પ્રશ્ન પૂછી અતિથી માટે તૈયાર કરેલા એક સુંદર પ્રચંડ મહેલમાં તેઓ તેમને લઇ ગયા.

"મહેલ પાસે પહોંચતાં અહીં અમારે આવવું થશે એવી મને આ ઘડી સુધી કલ્પના પણ નહોતી છતા અમારે ઉતરવા માટે એક ઘર તૈયાર કરી મૂકેલુ હતું એ શુ ? એ પ્રમાણે મુબારકે તે લોકને પ્રશ્ન કર્યો.

"તેથી તેમનામાનો એક જણ બોલ્યો—"આ વિષયે આપને આશ્ચર્ય પામવાનુ કારણ નથી. પરમેશ્વરનુ સામર્થ્ય અને ઔદાર્ય સર્વ સ્થળે દેખાઈ આવે છે તેની કૃપાથી આવો સુદર પ્રદેશ અમને રહેવાને મળ્યો છે. અહીં અધકાર દારિદ્ર કે દુષ્ટનુ તો નામે નથી. અમુક સુખ અને ઉપભોગ અહીં નથી એમ તો છેજ નહીં. જેની દયાથી આ સર્વ સાધનો પ્રાપ્ત થયાં છે તેણેજ તમારા જેવા પરદેશી ગૃહસ્થોની ગેરસોઇ દૂર કરવાની ખાતર સ્ફૂર્તિ અને શક્તિ અમને આપેલી છે"

"શહેરની અન્ય હવેલીઓની માફક આ હવેલી પણ અનેક રંગની બીલોરી ઈંટોથી બાંધેલી હતી. ઇમારતનો દરવાજો શીપો જેવા પદાર્થનો બનાવેલો હતો અદરની બાજુ અનેક મોટાં મોટા દિવાનખાના પણ હતાં.

"સર્વ મડળી અંદર આવી કોચપર બેઠી. મુબારક બેઠો હતો તે કોચપરનુ કપડું એટલુ બધુ બારીક અને સુવાળુ હતુ કે તેવી જાતનુ કાપડ તેણે પોતાના જન્મભરમા કદી પણ જોયુ નહોતુ. મુબારકને ક્ષુધા લાગેલી હોવાથી. સેવકલોક ખાવાપીવાના પદાર્થો લઇને આવશે એવી તેણે ઘણો વખત વાટ જોઈ, પરતુ કોઇ અવ્યુ નહીં

"ન જાણે બોલાવ્યા સિવાય અહીંના દાસલોક આવતા નહીં હોય એમ જાણીને તેમને બોલાવવા માટે તેણે તાળી મારી છતાં પણ કોઇજ આવ્યુ નહીં. બોલતાં બોલતાં મુબારકે તાલ કેમ મારી તેનુ કારણ માલમ ન હોવાથી તેની પાસે બેઠેલા માણસો આશ્ચર્યથી એક-એકના સામુ જોવા લાગ્યા અને બોલ્યા:—

"હજરત તમે તાળી કેમ વગાડી?"

"મુબારક બોલ્યો પેલી બાજુની કોઇ કોટડીમાં નોકર બેઠા હોય તેને બોલાવવા માટે મે તાળી મારી હતી."

ને લોકોએ પૂછ્યુ "દાસ એટલે શુ?"

મુબારકે ઉત્તર આપ્યો. "ઘરમા કામકાજ કરનાર માણસને દાસ કહે છે"

મુબારકે આપેલો ઉત્તર સાંભળીને એ લોકને હસવું આવ્યું અને તે બોલ્યા. "અમારા આ જગતમાં તમે કહો છો તેવાં મનુષ્યો નથી અને નાના મોટા ઘરમાં રહેનાર સઘળા મનુષ્યો ગમે તે કામ કરે છે. એટલુજ નહીં પણ પોતાનાં કાર્ય પરવારી ફૂરસદના વખતે તે બીજા માણસોને પણ મદદ કરે છે. તે ઉપરાત વળી તમારા દેશમા ખબર પણ નહીં હોય એવી કેટલીએ કળા અને શક્તિ અહીં વિદ્યમાન હોવાથી અમે પોતપોતાના કામ તેમની દ્વારાએ સહજ કરાવી લઇએ છીયે."

"મુબારક બોલ્યો 'તમે કહો છો એ વાત બોલવામા સહેલી છે પણ તમારે ખવા માટે પ્રાણીઓ કોણ મારે છે? અને અન્ન વગેરે રાંધીને તમારી થાળીઓ કોણ પીરસે છે?"

"મડળીમાનો એક માણસ સાભળીને આશ્ચર્યથી બોલ્યો 'શુ કહો છો! તમારા દેશમા મનુષ્યો એકમેકને મારીને ખાય છે કે શુ?"

"મુબારકે ઉત્તર આપ્યો. "છી છી, મનુષ્યો એકમેકને મારીને ખાતા નથી પણ મેંઢા બકરા વગેરે પ્રાણીને મારીને અમે ખાઇએ છીયે."

એકાદ નર માંસ ભક્ષકે પોતે માંસ ભક્ષક છે એવી કબુલાત આપેલી સાંભળતાંજ આપણા શરીરે જેમ રોમ ઉભાં થાય છે તેમ

અમે માંસાહાર કરીયે છીયે એમ મુબારકે કબુલ કરતાં તે લોકનાં રૂવાં ઉભાં થયાં અને 'અમે કોઇ પણ પ્રાણીની હિંસા કરતા નથી' એ વાત સ્પષ્ટ કરી બતાવી.

"વળી તેઓ બોલ્યા કે શરીરને પુષ્ટાદાયક અને મધુર ફળ અમારા દેશમાં પુષ્કળ છે. તે ફળ જેને જોઇએ તે વીણી લાવે છે" પાસે પડેલુ ફળ ઉપાડી મારા મુખમાં ઘાલ એવું કહેનાર મનુષ્યને જેમ આપણે આળસુ કહીએ છીએ તે પ્રમાણે બીજાએ એકઠાં કરેલાં ફળનો ઉપભોગ કરનારને તે દેશમાં એદી-દરિદ્રિ કહે છે એમ પણ તેને સમજાયુ.

"પછી સર્વ મંડળી ઉઠી. એટલે તેમની સાથે મુબારક અને યક્ષ પણ ઉઠી બીજાની માફક પોતાના હાથમાં રંગબેરંગી સ્ફટિકનાં કમંડળ ઉઠાવી ઘરની સામેના બાગમાં ફળ વિણવા માટે ચાલ્યા.

"બાગમાંથી એકત્ર કરેલાં ફળના અંતરભાગમાં સર્વ પ્રકારનાં રત્નો-પુષ્કરાજ, ઇંદ્રનીલ, લીલમ, માણેક, વગેરે હતાં. તે રત્ન યુકત ફળો તે વિલક્ષણ લોકોએ રાજી થઇને ખાધા અને ફળાહાર કરતાં કરતા તેના સ્વાદિષ્ટપણાની અને પૌષ્ટિકપણાની તારીફ કરવા લાગ્યા.

"ફળાહારથી પરવાર્યા પછી, પોતાનાં નગરનાં જોવા લાયક સ્થળો દેખાડવા માટે તે લોક પરોણાઓને લેઇ ગયા.

"સ્ત્રીઓની માફક મેનામાં અગર પુરૂષોની માફક ઘોડે બેસવાને બદલે તે લોકોએ ઘરના આગલા ભાગના એક થાંભલાની એક ખુંટી દાબી એટલે વાયુનો એક મંદ પ્રવાહ આવી તે આ સર્વ મંડળીને અપેક્ષિત્ત સ્થળે લેઇ ગયો.

"આ પ્રમાણે આ સુખાવહ અને સહજ સાધ્ય વાહન દ્વારાએ મુબારક અને તેની સાથેની મંડળી શહેરમાંના જુદા જુદા ભાગ જોવા

લાગી. રસ્તામાં જે કોઇ તેમને મળતુ તે તેમનો મોટા આનદથી સત્કાર કરીને વિનયથી કુશળ પ્રશ્ન કરતુ હતું.

" આ પ્રમાણે આ શહેરની જુદી જુદી અને પ્રેક્ષણીય સ્થળોનુ અવલોકન કરતાં અને ત્યાંની સપત્તિ, કળા, કૌશલ્ય અને લોકની બુદ્ધિમત્તા અને સૌજન્ય જોઇને મુબારકને ઘણું આશ્ચર્ય લાગ્યુ અને તે "બોલ્યો:—મિત્રો, તમારી આ નગરી વિસ્તીર્ણ છે અને એના જેવી બીજી નગરી કાઇ પણ મળવી મુસ્કેલ છે. પણ અહી મને એક વાતની ન્યુનતા માલમ પડે છે. રજવાડાનાં જેવા હજારો ઘર મે જોયા કિંવા તમે મને બતાવ્યા પણ તેમાં એકાદ મશીદ અર્થાત્ નમાજ પડવાની જગા મારા જોવામાં આવી નહિ અને તમે પણ મને તે બતાવી નહી."

" મુબારકના મ્હોં સામુ જોઇ આશ્ચર્યથી એક જણ બોલ્યો. "આ નગરમાં આવ્યા ત્યારથી અમે બતાવેલ અગર કહેલી વાતથી તમને જેટલી નવાઈ લાગી હશે તેના કરતાં પણ તમારો આ પ્રશ્ન સાંભળીને અમને ઘણું જ આશ્ચર્ય લાગે છે. જ્યાં પરમેશ્વરની આરાધના કરવાનું બની શકે નહિ એવું એક પણ ઘર માણસ બાધી શકે શુ ? જો ન બાંધી શકે તો તમે કહોછો તેવા ઘરનો અર્થ શો અને તેની આવશ્યકતા પણ શી ? "

" મુબારકે પૂછ્યું તમારે ધર્મ નથી શું ? "

" તે લોક બોલ્યા ધર્મ એટલે શું ? આ શબ્દ પણ અમે તો કદિ સાંભળ્યો નથી'.

" મુબારક બોલ્યો તમે પ્રભુની ઉપાસના કરો છો કે નહિ ? "

" અલબત, કરીયે છીયે, પણ પ્રભુ કરે અને નિરિશ્વરવાદિ થવાની બુદ્ધિ અમને ન થાય! પ્રભુએ અમને ઉત્પન્ન કર્યા છે અને તેણે જ

અમને અહીં રહેવા દીધા છે. તેની ઇચ્છાનુસાર અમે ચાલીયે છીયે. તમે શુ કહોછો તેનો અર્થ જ અમને તો સમજાતો નથી ' એમ તે બોલ્યા."

"આ લોકનુ કહેવું ખરૂ છે એમ જાણી ધર્મ સબધી ચર્ચા મુબારકે બધ કરી, સત્ય લાગે તે જ કરવું તે આ લોકનો ધર્મ હોવાથી સસાર એ જ તેમનો ધાર્મિક આચાર, પોતાને પોતાનુ કર્તવ્ય એ જ તેમનુ આરાધન અને સુખોપભોગ એજ તેમની ઇશ્વર પ્રાપ્તી હતી'.

"મુબારક અને તેની સાથે આવેલા યક્ષ આ બન્નેએ તે વિલક્ષણ જગતના ચમત્કાર અને પ્રેક્ષણીય સ્થળોનું અવલોકન કરવામાં ઘણો કાળ વ્યતીત કર્યો. ત્યાં સૂર્યાસ્ત, મધ્યાન્હ, રાત્ર, વગેરે દિવસના જુદા જુદા ભાગ ન હોવાથી અને ત્યાંનો પ્રકાશ આપણી પૃથ્વીપરના સવારના પ્રકાશ જેવો એક સરખો રહેતો હોવાથી પોતાને ત્યાં કેટલા દિવસ થયા તે તેમને બન્નેને સમજાતુ નહિ,

"આ પ્રમાણે ઘણા લાબા વખત સુધી આનદમાં ફર્યા પછી મુબારક પોતાને ઘેર પાછો આવ્યો પણ ઘણો વખત સુધી ફરવાથી થાક જણાતો હતો તેથી તે આવ્યો નહોતો. કારણ કે થાકવું અને કટાળવુ વગેરે બાબત તે જગતમાં બિલકુલ બનતીજ નહોતી. પોતાને ઘેર પાછો આવવામા તેનો હેતુ માત્ર એટલોજ હતો કે આ નવીન જગતની રહેણીને અનુસરીને પોતે પોતાનાં નિત્યનાં કાર્યો કરવા માડે. તેથી તેણે આ વિચાર ત્યાંના લોકને જણાવ્યો. ત્યારે પહેલાં તમારે વિવાહ કરી લેવો જોઇએ એમ તેમણે તે બન્નેને કહ્યુ. તે લોકનુ આ કથન સાંભળી જગત સંચારી યક્ષને તો કઇ કંઈ થઇ ગયું.

"પછી એકેકેથી સુદર અને અત્યુત્તમ વસ્ત્રો પરિધાન કરેલી

સ્ત્રીએ તેમની સામે આવીને ઉભી રહી. તે સ્ત્રીઓમાં સૌથી છેલ્લી સ્ત્રી એટલી બધી સુંદર હતી કે આપણા આ જગતની એકાદ પદ્મણીને તેના નખની શોભા જેટલી પણ સુંદર ગણાય નહી.

'પણ એક મોટી અડચણ હતી તે એ કે એક કરતાં અધિક સ્ત્રી કરવાની ત્યાંના લોકને પરવાનગી નહોતી. તેથી મુબારક પાસે ઉભેલી તરૂણીઓમાંથી કોને પસંદ કરવી તે બાબતની તેને મોટી પચાત પડી તે પ્રકાશમય જગતમાં રોગરાઇનું નામ પણ કોઇને ખબર નહોતું કિવા શ્રમથી ત્યાં થાક પણ લાગતો નહોતો. ત્યાંની સ્ત્રીઓ સદાકાળ આનંદી, ઉલ્લાસી, અને તરૂણ રહેતી. જગતના અન્ય ભાગની પોતાની ભગિનીઓ પ્રમાણે તે બોલતી હતી. પણ ગુસ્સે થવું, બબડવું, ઝઘડવું એ તેમને માહિત નહોતુ. આ સઘળી હકીકત જોવા જાણવાથી ત્યાં આવેલી સ્ત્રીઓમાંથી અમુક સારી અને અમુક ખોટી એમ ભેદ કરવો એ કાંઇ સહેલુ કામ નહોતુ અને લગ્ન તો કરવાનુંજ હતું તેથી તેમાંની એક સ્ત્રી પસંદ કરીને તે તેની સાથે સુખેથી રહેવા લાગ્યો.

"મુબારક સાથે આવેલો યક્ષ ઘરબાર માંડીને કિવા લગ્ન કરીને રહેવા ખુશી નહોતો. યક્ષ એટલે હમેશાં ચચળ અને વિસંગત વૃત્તિનો પ્રાણી હોવાથી, આ યક્ષને પણ એક સ્થળે ખીલે બધાઇને રહેવાનું પસંદ નહિ હોવાથી, જગતના નિત્ય નવીન ચમત્કાર જોવા માટે તેની જીજ્ઞાસા કાયમજ હતી.

"મુબારક અને યક્ષને અહી આવ્યે ઘણો કાળ વીતી ગયો. પણ તે સમયમા નિત્યના ક્રમથી વિરૂદ્ધ થયેલી એક પણ વાત અહીં નોંધવા સરખી બની નહિ. ઉન્હાળા પછી ચોમાસુ, ચોમાસા પછી

શિયાળો, અને તે તે ઋતુ પ્રમાણે ભિન્ન ભિન્ન હવામાન એવી રેટ ત્યાં નહોતી. ત્યાં તો સદાકાળ ઉન્હાળોજ હતો. પણ તેની ઉષ્ણતાનું માન ત્રાસદાયક નહોતું. ત્યાંની હવા સુખાવહ ઉત્તેજક અને શ્રમ પરિહારક હોવાથી તેમાં કદી કમી જાસ્તી થતુ નહિ.

"આ પ્રમાણે મુબારક કાળ ક્રમણ કરતો હતો તેવામા તેના હાથે એક પ્રમાદનુ કાર્ય બન્યુ. તેથી તેનુ અધપતન થયુ. તેણે પોતાની સ્ત્રીને ખુશ કરવા માટે ઘણા આનદથી અતિ શ્રમ કરીને સ્ફટિકનુ એક ઉત્કૃષ્ટ પાત્ર તૈયાર કર્યું હતું. તે તેના હાથમાથી નીચે પડ્યુ અને ફૂટી ગયુ. તેથી તેને ઘણો સ તાપ થયો અને તેને પુષ્કળ ગાળો દીધી.

મુબારકે આ મોટી ભૂલ કરી, સ્ત્રીજનોને ગમે તેમ બોલનાર માણસ આ લોકમાં રહેવાને લાયક નથી એવું ત્યાંના લોકોએ ઠરાવીને તેને પુન ભૂલોકપર રાણીના ખુન વાળી જગાએ લાવી મૂક્યો. જતાં તે જેટલા વેગથી ઉપર ગયો હતો તેટલાજ વેગથી તે નીચે આવ્યો. પોતે ભૂલોકમાં જાય છે એટલીજ માત્ર તેને ખબર પડી. પણ ભૂલોકમાં જવાની પોતાની ઇચ્છા ન છતાં પોતાને બળે કરીને ધકેલી દેનારી આ ગુપ્ત શક્તિ કોણ હશે તેનો માત્ર તે તર્ક કરી શક્યો નહિ.

"આ પૂર્વે બનેલી હકીકત તેનાં ચક્ષુ સમીપ તરવરતી હોવાથી પોતે દિવ્ય લોકમાં છે કિવા પૃથ્વીપર છે આ વિષયે તેને શકા પડી; પરંતુ થોડાજ સમયમાં તે બરાબર સાવધ થયો ત્યારે આજ સ્થળે પોતે રાણીનુ ખૂન કર્યું હતુ તે સબબથી આ બાગમાં રહેવુ હવે સુરક્ષિત નથી એમ પણ તેને જણાઈ આવ્યું. પછી તે ત્યાંથી ઉઠયો અને એક દુર્જન પગથીએ ચાલતો ચાલતો સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. અહી આવીને બેઠે થોડો વખત થયો નહિ એટલામાં તો

થોડેક છેટે એક જહાજ તેની દૃષ્ટિએ પડયુ. તે જોઈ તેને આનંદ થયો. વહાણુપરના લોકનુ ધ્યાન પોતાના તરફ ખેંચાય તેટલા માટે તેણે મોટેથી બુમો પાડવા માડી. આ બુમો સાભળીને આ કોઇપણ સકટમાં ફસાયેલો પરદેશી માણસ છે એમ ખલાસી લોકને લાગવાથી તેમણે તે બાજુ એક નાની હોડી મોકલી તેને પોતાના વહાણ તરફ આણી ઉપર લીધો.

"સુભાગ્યે તે વહાણ બસરા શહેર તરફ જવાનું હતું. એટલે ત્યાં આવ્યા પછી તે લાગલોજ બગદાદ શહેર તરફ ચાલ્યો. હવે તેનો બાપ વૃદ્ધ થયો હતો. પોતાનો પુત્ર મરણ પામ્યો હશે એવી તેની સમજ થઇ હતી તેથી તે ઘણો દુખી થતો હતો પણ તેને પાછો આવેલો જોઈને તેને અત્યાનંદ થયો.

"પુત્રના આગમન પછી બુરીદે-અલ્-મુબારક થોડાજ દીવસમા મરણ પામ્યો. એટલે તેની સર્વ માલ મિલકત મુબારકને મળી, અને તે પોતાના બાપની સપતિનો ઉપભોગ કરતો આનંદથી બગદાદ શહેરમા દીવસ નિગમન કરવા લાગ્યો."

આ પ્રમાણે મુબારકની વાત પૂર્ણ થતાં અને સર્વેએ આવી ઉત્તમ વાત કહેવા બદલ અબુ-અટહિયાનો આભાર માન્યા પછી ખલીફે શિદ્દી-બિન-ટલબીને કહ્યુ:— "શિદ્દી બિન-ટલબી સાહેબ, હું અને યુસફ એ બે સિવાય કાસીમ હજામની વાત અહીં હાજર રહેલા કોઇએ પણ સાંભળેલી નથી એટલે આપ તેમને કહી સભળાવશો એવી મારી આપને વિનંતી છે."

"શિદ્દી-બિન-ટલબીએ ઉત્તર આપ્યો" મિત્ર અહમદ! તારી ઇચ્છા પ્રમાણે તે વાત ફરીથી કહેવાને હું તૈયાર છું. આજની આ

જબરી મીજબાનીના પ્રસંગે અહીં પધારેલી મંડળીનું મનરંજન કરવા માટે ના પાડે એવો બેઅકલ માણસ કોણ હશે ?"

પછી શિદ્દીએ કાસીમ હજામની અને તેની પાસેની ઉટના વાળની પીંછીની વાત સર્વને કહી સભળાવી. ખલીફે એ વાત પ્રથમ સાંભળી ત્યારે તે પીંછીનુ પાછળથી શું થયુ તે જાણવાની જેવી તેને ઇચ્છા થઇ હતી તેવીજ ઇચ્છા હાલ બીજાઓને થઈ અને તેમણે તે બદલ શિદ્દીને પ્રશ્ન કર્યો; તેથી તે બોલ્યો–' કાસીમ હજામ, તે પીંછી રાજભૂષણ ધારણ કરી સિહાસના રૂઢ થયેલા ખલીફ સિવાય અન્ય કોઇ પણ મનુષ્યને કોઇ પણ શરતે આપવાને તૈયાર નહોતો. ત્યાં પછી બીજાને શુ ઉપાય ?"

શિદ્દી-બિન-ટલબીની વાત પૂરી થવાના અરસામાં મંડળીની સેવામાં હાજર રહેલા હબશી ગુલામો પૈકી એક ગુલામ આ વાત ઘણા ધ્યાનથી સાંભળતો હતો અને વચમા આશ્ચર્ય પામી પોતાના દત કચકચાવી હસતો હતો એ જોઇને ખલીફે પોતાની પાસેની ઉટના વાળની પીંછી કાઢી તે પાણીમા બોળી અને તે જાફરને આપીને તે શિદ્દિના મ્હોડે તેનો સ્પર્શ કરવાનુ તેને ધીમેથી કહ્યું.

માલિકની આજ્ઞા પ્રમાણે કરવા માટે, જાણે કે પોતે એવો દેખાવ કરે એમ કરી જાફર ઉઠયો અને તે હબશીને ખબર ન પડવા દેતા તેની પાસે જઇને તે પીંછીનો તેના મોઢે સ્પર્શ કર્યો. પીંછીનો સ્પર્શ કરવાનો અને તે હબશીએ ચમત્કારિક મુખ કરીને અને દાંત બીડી તે વાતનું છેવટ આવેલુ સાંભળવાનો એકજ સમય હોવાથી, પીંછીનો સ્પર્શ થતાંજ, તે તેજ સ્થિતિમા એકાદ કાળા પથરની મૂર્તિ માફક સ્તબ્ધ અને અચેતન થઈ ગયો !

" પછી ખલીફ તે શિદ્દી તરફ આંગળી કરીને શિદ્દી-બિન-

ટલબીને કહેવા લાગ્યો. "તમે કહેલી વાત સાંભળીને માણસને કેટલો બધો આનંદ થયો છે જુઓ?"

ખલીફ બોલ્યો "હજામ નહિ પણ પીંછી માત્ર અત્રે આવી છે."

એટલું કહી તેણે હળવેથી ચપટી વગાડી એટલે તરતજ જાફરે તે પીંછી પોતાના માલિકના હાથમાં આપી.

એ જોઇને શિદ્દી-બિન-ટલબી એકદમ બોલી ઉઠયો—"અલ્લા અમારા પર દયા કરો. આ તો પ્રત્યક્ષ સદ્ધર્મ પ્રતિપાલક ખલીફજ છે."

ટલબીની ભયચકિત અવસ્થા જોઇને હરૂન અલ્-રશીદે તેને ધીરજ આપીને કહ્યું "હજરત, આપ કહો છો તેમજ હોય તથાપિ બીહવાનુ કાંઈ કારણ નથી. મારા નામે આજ સુધી તમે જે જે ઢંગ કર્યા, તેની હુ તમને ક્ષમા કરૂ છુ. અને આજ પછી આવો ખેલ તમે કરો નહિ એવી મારી ઇચ્છા હોવાથી હુ તમારી સુરા પ્રાંતની સુબેદારી પર નિમણોક કરૂ છુ. હવે પ્હો ફાટવાનો વખત થયો છે એટલે સવાર થતાજ તમારે તમારા પ્રાંત તરફ ચાલી જવું."

પોતાના પર કરેલા ઉપકાર બદલ શિદી-બિન-ટલબીએ ખલીફનો આભાર માન્યો અને અત્યંત નમ્રપણે તેની રજા લીધી.

પછી દુર્દૈવી સોદાગર મુરાદ એસેદ તરફ ફરી ખલીફ બોલ્યો—

"મુરાદ એસેદ, આ હવેલી અને તેમાનો સામાન સુમાન એક વખત તારોજ હતો તે હુ તને બક્ષિસ કરૂ છું. મારો જમાદાર કાલ સવારે દશ હજાર હોન ( શિકા ) લઇને તારી પાસે આવશે તે રકમ લઇને તું પૂર્વવત્ વ્યાપાર શરૂ કર અને આજ પછી અવિશેષ સાવધગીરીથી રહીને લોકમાં કીર્તિ સપાદન કર."

એટલું થયા પછી સર્વ મડળી પોતપોતાને ઘેર ગઈ અને સોદાગર અહમદે આરંભેલી મીજબાનીનો સમારભ પૂર્ણ થયો.

# ખલીફ અને જાદૂની અદ્ભૂત દુર્બિન.

એક દીવસે ખલીફ હરૂન અલ–રશીદ પોતાના મહેલના એક ખંડમાં બેઠો હતો. તે ખંડમાથી બગદાદ શહેરનો મોટો ચોક દેખાતો હતો. ત્યાં એક મનુષ્ય પોતાના હાથમાં એક નાનું સરખું દુર્બિન લઇને તેમાથી વખતે વખતે જોતો હતો અને પછી પોતાની પાસે એકઠા થયેલા લોકને કંઇક કહેતો હતો. તે ખલીફની દૃષ્ટિએ પડયુ.

આ પ્રકારનું થોડોક સમય બરોબર અવલોકન કરીને, તે મનુષ્યના હાથમાના દુર્બિનના ગુણાગુણ જોવા જોઇએ એવી ઇચ્છા થવાથી ખલીફે તે માણસને પોતાના મહેલમા બોલાવી મગાવ્યો. આ મનુષ્ય સુદર અને તરૂણ હતો, તેની મુદ્રા આનદિત હતી, અને તેણે ધારણ કરેલા વિચિત્ર અને પરદેશી પોષાક પરથી તે કોઇ પણ પ્રવાસી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું.

હાથમાંના દુર્બિનમા જોઇને તું લોકને શુ કહેતો હતો એમ ખલીફે જ્યારે તેને પૂછ્યું ત્યારે તે બોલ્યો —

" ખુદાવદ ! મારા હાથમાંની દુર્બિન જો કે દેખાવમાં ઘણી સાધારણ એક નાની સરખી કાચની નળી જેવી દેખાય છે છતાં તેમાં કેટલું સામર્થ્ય છે તે હુ આપને બતાવું તો આપને ઘણુંજ આશ્ચર્ય લાગશે, એ બદલ મને કઇપણ શકા રહેતી નથી.

"હુ હિદુસ્થાનમાં હતો ત્યારે મારી અને એક મહાન્ જાદુગરની ઓળખાણ થઈ. તેનું કાંઇ મહત્વનુ કામ કરવાથી તેણે મને આ દુર્બિન ભેટ આપ્યું છે અને તેનો ઉપયોગ કેમ કરવો તે શિખવવાનો પણ તેણે મારાપર અનુગ્રહ કર્યો છે. એક વિશિષ્ટ તરેહની આ દુર્બિનની બનાવટ કરેલી હોવાથી ( આ સબધી સાદ્યંત માહિતી

કોઇને પણ આપવાની મને આજ્ઞા નથી) અને તેમાંથી જોવાથી જગતના દૂર દૂરના દેશમાં શું શુ થાય છે તે તથા અહીંથી હજારો ગાઉ દૂર આવેલા દેશમાં આજથી હજારો વર્ષ પર્યંત શું શું બનવાનુ છે તે પણ હુ આના યોગે કહી શકુ છું ”

તે માણસે કહેલી હકીકત સાંભળીને ખલીફ બોલ્યો—

“ અલમિખન (તારૂ નામ અલમિખન છે એમ મેં સાભળ્યું છે.) તું કહે છે તેવો ચમત્કાર તારા દૂર્બિનથી મને જણાય તો મને ઘણી મજા પડે, તેમ થશે તો હુ તને ઘણી સારી બક્ષિસ પણ આપીશ. પણ જો તારી આ દૂર્બિન ભોળા લોકને ફસાવવાનુ સાધન હોય ને તેના નામે કલ્પના સૃષ્ટીના આધારે અદ્ભૂત અને આડાં અવળાં ગપ્પાં મારીને તું ધાપ મારતો હોય તો તે પણ સ્પષ્ટ કહે અને અહીથી ચાલ્યો જા. તારી ઠગબાજી મને આગળપર જણાશે તો તારી દુર્બિન ફોડી નાંખીશ અને તારૂં માથુ પણ ધડથી છૂટુ કરીનાંખીશ. ”

અલમિખને ઉત્તર આપ્યો-“ ખુદાવંદ મારા દુર્બિનથી દેખાનાર હકીકતના ખરાપણા માટે મારી પોતાની પૂર્ણ ખાત્રી છે અને તેના દ્વારા જે જે મને દેખાશે તેમાં મીઠુ મરચું ઉમેર્યા સિવાય અને ઢાક પીછોડો નાંખ્યા સિવાય હુ સરકાર સ્વારીને ઘણી ખુશીથી કહી સભળાવીશ, તથાપિ સરકારને જે જે હકીકત જોવાની ઇચ્છા છે તે કેવળ દૂરદૂરના પ્રાંતની છે કિવા હજારો વર્ષેપૂર્વ થઇ ગયેલી તેટલુજ માત્ર મને જણાવવાની હજુરે કૃપા કરવી જોઇએ.”

ખલીફ બોલ્યો-“ અલમિખન દૂરદૂરના અનેક દેશના લોકની રીતભાત સંબંધીની વાતો અનેક પ્રવાસીઓના મુખે મેં એટલી બધી સંભાળી છે કે તે સંબંધી તારા જાદૂઇ દુર્બિનથી મને કઇ વિશેષ માહિતી મળે એમ લાગતું નથી. એટલે તું તારી દૂરદર્શક

નળીથી ભવિષ્ય કાળ તરફ નજર કર અને તને જે દેખાય તે મને કહે; પરંતુ મને ચકિત કરી નાંખવા માટે તારા પદરનુ કંઇપણ કહેતો નહિ, એટલુજ માત્ર હુ તને પુન તાકીદ આપી જણાવુ છુ. બગલમાં માથુ ઘાલી ચાલનાર અને તાડના ઝાડ પ્રમાણે ઉચા કિવા ચણાના ઝાડપર સીડી મૂકી ચઢનાર ઠીગુજીની અથવા એવાજ પ્રકારની આડીઅવળી વાતો પ્રવાસીઓ કહે છે, તે સાભળીને હવે હું કટાળી ગયો છુ. એટલે તુ તેવુ કંઇપણ કહીશ નહિ એવી મને આશા છે.”

પોતે કંઇ પ્રાર્થના કરે છે અગર મત્ર ભણે છે એમ બતાવવા માટે જાદૂગરે થોડીશી બડબડ કરી, પછી તે નળીમાથી જોવા લાગ્યો અને પોતાને તેમાં જોયેલા પ્રકારનું વર્ણન કરતાં ઘણું દુખ થાય છે એમ બતાવવા માટે ગચકાં ખાતો ખાતો બોલ્યો —

“અહીંથી લાખે—ઘણેજ લાખે સેકડો મૈલના અતરપર મને એક વિલક્ષણ અને ધીચ વસ્તીનો દેશ દેખાય છે ત્યાંની ભૂમી જ્યાં ત્યા લીલીછમ અને આનદકારક છે અને ત્યાં પાણીની રેલછેલ છે આ દેશની સરહદપર આવેલા કિલ્લાની પેલીમેરના પાણીમા પ્રતિબિબ પડવાથી તે ચળકાટ મારે છે. આ પ્રદેશ બેટ હોવાથી ચારે બાજુ પાણીથી વીંટાયલો છે. ત્યાના લોક વિધર્મી, દાડ અને જગલી છે. તેમની સ્ત્રીઓ મુખપર બુરખો નાંખ્યા સિવાય જ્યા ત્યા ફરે હરે છે અને રસ્તે જતા આવતા પુરૂષો ઉત્તમ ઉત્તમ સ્ત્રીઓના મ્હો સામુ આનદથી તાકી તાકીને જુએ છે.

“આ વિચિત્ર લોક પાસે ઘોડા છે અને તે ઘણા સારા છે; પણ તેઓ બહુધા ઘોડાપર બેસતા નથી. તેમની પાસે રથના જેવાં જુદા જુદા પ્રકારનાં વાહન છે અને તેને ચક્રો પણ છે. આ વાહનોમા તેઓ બેસે છે અને તેને ઘોડા જોડી ચલાવે છે.

"આથી પણ વિચિત્ર વાત તો એ છે તે લોકની પાસે એક વિચિત્ર પ્રાણી છે તે પ્રાણી ભલુ, અગડબબ અને અતિશય બળવાન હોવા સાથે તે હાથી કરતા મોટું અને પક્ષી કરતાં પણ ચપળ છે આ ભયકર પશુની પીઠ ત્રીસ ચાળીસ ફીટ લાબી છે અને તેનુ ઉદર એકાદ પ્રજ્વલીત ભઠ્ઠી જેવુ છે આ પ્રાણી અતિશય વેગથી દોડતાં છતા પણ તેની પીઠપર એ ત્રણ મનુષ્યો ખુશી થી ઉભા રહી શકે છે આ પ્રાણીને તે લોક પાછલા ભાગથી ખાવાનું આપે છે. એ તો વળી અતિશય આશ્ચર્યકારક જણાય છે."

ખલીફ બોલ્યો—"અલમિખન શું ! આ તું મુસાફરોની માફક ગપ તો નથી મારતો ને ?"

અલમિખને ઉત્તર આપ્યો "ખુદાવદ, મેં કહેલી વાત અશ્રુત પૂર્ણ છે ખરી પણ મને જે દેખાય છે તેજ હું આપને કહુ છુ. તે પ્રાણીના પાછલા અંગમાં એક મોટું બાકુ છે અને તે બાકુ તેના ધગધગતા ઉદર સુધી પહોચેલુ છે. આ બાકામા તેની પીઠપરના માણસો કાળા રગના મોટા મોટા પથરા નાખે છે આજ તે પ્રાણીનો ખોરાક છે."

ખલીફ બોલ્યો—"દુર્દૈવી અલમિખન, તારા જીવનો કટાળો આવ્યો હોય એમ તું આ શું કરે છે ? સમુદ્રથી પાર ઘણા દુરના બેટમાં આજથી હજારો વર્ષ પૂર્વે અસ્તીત્વમા આવેલુ તારૂ હાથી કરતા પણ વિશાળ અને પક્ષી કરતાં પણ ચપળ અને પાછલા ભાગ માંથી મોટા મોટા પથરા ખાનાર વિલક્ષણ પ્રાણી કદિપણ અસ્તિત્વમાં આવશે એ હુ ખરૂ માનુ એમ શુ તને લાગે છે ?"

અલમિખાન બોલ્યો "પરવરદિગાર, તે લોક નિઃસશય ઘણી જબરી કલ્પના શકિતવાળા હોવા જોઇએ. મેં વચમાંજ કહ્યું તેટલુંજ કરીને તેઓ થોભે તેમ નથી. પણ તે પ્રાણીને રથના માલિકને સોંપીને

તેની પાસે સર્વ પ્રકારનો માલ અને મનુષ્યો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવ લઈજા કરાવે છે એમ મને મારા દુર્બિનમાંથી દેખાય છે. એ હુ આપને ખાત્રી પૂર્વક કહુ છુ "

ખલીફે પ્રશ્ન કર્યો. "તે પ્રાણી કેટલા વેગે ચાલે છે એમ તું કહે છે ?"

" અર્થાત્ તેની સાથે માલ અને માણસો પણ વાયુ વેગે જતા હશે એ ખુલ્લું છે. તું કહે છે તે વાત ખરી છે શુ ? મને તો એક પછી એક ધાપ મારતો હોય એમ લાગે છે."

અલમિખન–" સરકાર, મને જે દેખાય છે તેજ હુ આપને કહું છું !

" ઠીક વળી બીજુ શું દેખાય છે ?"

પોતાની નળીમાં જોઇને જાદુગર બોલ્યો—" તે મહેનતુ લોકોએ પોતાના દેશમાં સર્વત્ર મોટા મોટાં આશ્ચર્યજનક કામો ઉભાં કર્યાં છે એમ મને દેખાય છે. પ્રત્યેક નદીનાળાપર અને ખાડીપર તેમણે પૂલ બાંધ્યા છે તેમાના કેટલાક પૂલ તો એટલા ઉચા છે કે તેની નીચેથી મોટાં મોટા જહાજ શઢ સુદ્ધાં સહેજ જઈ શકે છે સરકાર-ની તરવારપર જેવાં જુદી જુદી જાતના રત્નો જડેલા છે તે પ્રમાણે તે દેશ મોટા મોટાં નગરોથી છવાયલો છે. મોટા મોટા રાજમંદિરો તેમજ પ્રાર્થના મંદિરો પણ અહીંઆં છે પણ તે સર્વથી અત્યંત રમણીય અને વિલક્ષણ ઇમારત કહીએ તો ત્યાંનો બિલોરી કાચનો મહેલ છે. આ આખી ઇમારત તેવા કાચની બાંધેલી છે અને તેની આસપાસ એક સુંદર બગીચો આવેલો છે."

તેમના આખા દેશપર કરોળીયાની જાળની માફક બારીક તારનાં રાક્ષસી જાળાં પ્રસરેલાં છે. તેના યોગે અને ગુપ્ત જાદુવિધાની સહાયથી તે લોક ગમે તેટલા દુરના મનુષ્ય સાથે વિધુત વેગથી વ્યવહાર કરી શકે છે. આ સર્વમાં આકર્ષણ કારક વાત તો એ છે કે

બસરા અને બગદાદ જેટલા અંતરપર ઉભેલા બે માણસો એક મેકની સાથે વાત કરી શકે એવાં તેમની પાસે યત્ર છે.”

આ આશ્ચર્ય કારક અને ધરાધર ખોટી ગપો સાંભળીને ખલીફને ક્રોધ ચઢયો અને તે બોલ્યો—

“ અરે અલમિખન તારા જે દુર્બિનથી લાંબે લાંબેના દેશ અને ભવિષ્ય કાળની વાતો અમને બતાવી શકે છે તો શું તને તેના કરતાં અધિક સંભવનીય અને સુસગત વાતો બતાવતાં નથી આવડતી? બગદાદ અને બસરામાં ઉભા રહીને એકમેક સાથે સભાષણ કરનાર લોકની છાતી કેટલી મોટી હોવી જોઇએ અને તેમનો અવાજ પણ કેટલો પ્રચડ હોવો જોઇએ ?”

પછી એક કામદાર તરફ વળીને ખલીફ બોલ્યો—આ જાદુ-ગરની પાસેની નળી છીનાવી લે અને તે ફોડી નાંખ. પછી તેને ઉટપર પૂછડા ભણી મ્હો કરીને બેસાડી આખા શહેરમાં થઇને ત્રણ વાર એનો વરઘોડો કાઢો અને વરઘોડો ફેરવતા “લોકો સાંભળો ! જે કોઈ પોતે જાદુ જાણે છે એમ કહી લોકને ફસાવશે તેને સદ્ધર્મ પ્રતિપાલક આ લબાડની માફક દેહાંત દડ આપશે. ” એવી દાંડી પીટાવી શહેરમાં ત્રણ પ્રદક્ષિણા કરાવ્યા પછી આજ પછી કોઈ પણ માણુસ આવી લબાડી કરે નહિ તે માટે તેને ફટકા મારી તેનું ડોકું ઉડાવી દેવું ” એવો હુકમ ફરમાવ્યો.

ઉપર લખ્યા પ્રમાણે દૂર્બિનવાળા અલમિખનનો શોચનિય અંત આવ્યો; પરંતુ અન્ય લોકોના કરતાં તેણે વધારે લબાડી કરી હતી અને તેને મળેલા શાસનથી બીજા લોક તેના અપાયકારક ઉદાહરણથી અનુકરણ કરે નહિ એવી ઇચ્છા પૂર્ણ થઈ કે કેમ તે વિષયનો નિર્ણય કરવાનો અમે પ્રયત્ન કરતા નથી.

# પુરવણી.



છેલ્લા પ્રકરણમાં જાદૂઈ દૂર્બિનની હકીકત તે વખતે ખોટી લાગી એ જ્ઞાનનો અભાવ બતાવે છે. પણ તે સઘળી વાતો તે સમયના ભવિષ્યના ઉદરમાં અસ્તિત્વ ધરાવતી હતી એમ આજ દેખાતી રેલ્વે, તાર અને ટેલીફોનથી સિદ્ધ થાય છે. હરૂન-અલ-રશિદનો સમય આજથી છસો સાતસો વર્ષ પૂર્વનો હતો જ્યારે આ દેખાતી સામગ્રીને અસ્તિત્વમાં આવ્યે માત્ર ૧૦૦-૧૫૦ વર્ષજ થયાં છે. તે પ્રકરણ વાચનાં આશ્ચર્ય લાગે તેમ છે પણ સુજ્ઞ મનુષ્ય તો સહજ વિચાર કરતાં કલ્પના પરથીજ સમજી જાય તેમ છે. જનસમાજને કેટલાક અદ્‌ભૂત વૃત્તાંતો વાંચવાથી બુદ્ધિ વિકાસ પામે છે અને કેટલાક ઉત્તમ વિચારોની પ્રાપ્તી થાય છે એ ધ્યાનમાં રાખીનેજ આ પુસ્તકની યોજના કરવામાં આવી છે.



એક મિનીટ નકામી ન ગુમાવતાં

આજેજ ગ્રાહક થાવ.

# ઈનામી વિવેચક સચિત્ર

---

માસિક પત્ર ગુજરાતી ભાષામાં ૧૯૧૩ થી પ્રગટ થાય થાય છે. તેના લેખોથી ગુજરાતી ભાષા જાણનાર દરેક ગુર્જરો પ્રસન્ન થયા છે. દર વરસે ઉત્તમ ભેટ આપે છે અને નહીં જેવી સસ્તી કીંમતે ઉત્તમ ગ્રંથો ગ્રાહકોને આપવામાં આવે છે. નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવાથી મોકલી આપીશું. સત્વર ગ્રાહક થાવ.

લવાજમ રૂા. ૧-૧૦-૦ હિન્દ બહાર રૂા. ૧-૧૪-૦ પોષ્ટસહ

**હીરાભાઈ દાદાભાઈ દેશાઈ.**

સંપાદક 'વિવેચક' માસિકપત્ર.

લાછરસ—નાંદોદ.

## ज्योतिषंनयनंस्मृतः ॥

---

**उत्सुक शुं नेत्रथी प्रारब्ध जोवाय छे ?**

**ज्ञानी हा, वेद नेत्र ( ज्योतिष ) थी जोइ शकाय छे.**

विज्ञापना वांची अनुभव करो.

अमारे त्यां ज्योतिष संबंधी कांइपण बाबत जोवरावधाना कामो घणां सारा अने काळजीथी करी आपवामा आवे छे; जेवा के प्रश्न, जन्माक्षर ( टपकां ) पाका जन्माक्षर जन्मोत्री वर्षफळ ( नवा गणीतना सुधारा वधारा साथे ) विगेरे सारी गणत्री तथा फळादेशथी भरपुर, ग्राहकोनु मन प्रसन्न थाय तेवा रूपमां करीए छीए तो जेओने तत्संबंधी कांइपण पूछवुं होय अने जींदगीनु बराबर फळादेश जाणवानी इच्छा होय तो बे पैसानी पोष्ट टीकीट बीडी-प्राइसलीस्ट मंगावजो नीचेने सीरनामे लखो नोटपेड पत्र लेवामां आवशे नहि.

ठे. पानवाडी रोड
**भावनगर.**
( काठीयावाड )

**ज्योतिष शास्त्री.**
**हीरालाल भाइशंकर भट.**

મ્હોટી પ્રખ્યાતીને પામેલી )-( પુર્ણ ફતેહમંદ થયેલી
અખુટ કૌવત આપનારી

## આતંકનિગ્રહ ગોળીઓ.

લોહીને તથા વીર્યને સુધારે છે અને વધારે છે, મંદ પડેલી પાચનશક્તિને સતેજ કરે છે, યાદશક્તિને વધારેછે અને શરીરને કદાવર તથા બળવાન બનાવે છે. કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ ના રૂપિયો ૧ એક.

બ્રાંચ ઓફીસ
મુંબઇ
કાલબાદેવી રોડ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી
જામનગર—કાઠિયાવાડ.

---

જીંદગીપર તમોને પ્યાર છે.

ખરાબ સંગત અને ખરાબ વિચારોથી લાગુ પડતી કુટેવને લીધે ઉછરતી અવસ્થાના જુવાનીઆ-ઓની જીંદગીની કેવી પાયમાલી થાય છે તે જાણવા તેમાંથી બચવા.




જે મંગાવે તેને વગર કિંમતે અને વગર પોસ્ટેજે મોકલવામાં આવે છે.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠીઆવાડ.

જો તમે તમારા બાળકોને તમારા ગૃહનો જ્ઞાતિનો અને ગ્રામ્યનો
તો શું? પણ આખા દેશનો ઉદ્ધાર કરવાને શક્તિમાન થાય
એવા બનાવવાં માગતા હો તો વાંચો.

# "ભારત વિજય" કાવ્ય સંગ્રહ.

## શાર્દૂલ વિક્રીડિત.

જેની છે રૂચિ રાબડી ભડકીથી, શ્રીખંડ શું સંઘરે?
જેણે કોમળ કામળી મન ગણી, તે શાલ શું વાપરે?
જેણે ગોળની ગાગડી ગળી ગણી, શું તે રિઝે સાકરે?
જેને દેશ તણીન દાઝ જરીયે. " કાવ્ય વિજય." શું કરે?

પુસ્તકોમાં યુવાન સ્ત્રી પુરૂષો કલ્પી વાંચકને સૃંગાર રસમાં ડુબાવી વાંચક વર્ગમાં માન મેળવવું તેના કરતાં મારો દેશ પૂર્વે કઇ સ્થિતિ એ હતો, હાલ કેવી અવનત દશામાં આવી પડયો છે અને કયા ઉપાયો કરવાથી પૂર્વેની સ્થિતિએ આવે એ વિષય પર લખી વાચક વર્ગમાં માન મેળવવું એ હજાર દરજ્જે પ્રસંશનીય છે.

સદરહુ પુસ્તકમાં સ્વદેશાભિમાન, ખરૂ આર્યત્વ, દેશી કારીગરીને ઉત્તેજન, સુધારાનો ઝુંડો, રણધીરા રજપુત, વીર સ્વરૂપ, પૂર્વજોનું સ્મરણ, બ્રહ્મચારીઓની પ્રતિજ્ઞા, ગુજરાતનું ભાવી ગોરવ. તથા બાળ લગ્ન, કન્યા વિક્રય, વૃધ્ધ વિવાહ, કજોડાં. ન્યાતવરા સ્ત્રી કેળવણી, પુત્રી કેળવણી વિગેરે અનેક ઉપયોગી વિષયો પર વીર શાન્ત, હાસ્ય તથા સાત્વિક પ્રેમ રસના ઉત્તમોતમ ઉતેજનામય કાવ્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે. બાળ લગનનો આમેહુબ ચીતાર આ પુસ્કમા ચિતરવામાં આવ્યો છે. મુર્ખ મા બાપો પોતાના બાળકો કે જે આખા દેશનો ઉદ્ધાર કરવા લાયક થવાને નિર્માણ થયાં હતાં, તેમને પોતાનું કે પોતાના કુટુંબનુ ગુજરાન ચલાવવું પણ આજ

કઠીન થઈ પડયું છે. બંધુઓ ? બાળ લગ્ન કરીને તમે તમારા બાળકનું બગાડોછો; એટલુંજ નહિ પણ સમગ્ર આર્ય દેશનું બગાડોછો.

જાપાનની ઉન્નતિ જોઇશું વિસ્મય પામો છો ? જાપાનની શૂરવીરતા, ધૈર્યતા શહન શીળતા અને કળા કૌશલ્યતા નિહાળી શું ચકીત થાઓ છો? તમારાં બાળકોમાં જાપાનીઝો કરતાં અધિક પ્રમાણમાં શૂરવીરતા, ધૈર્યતા અને શહનશીળતા રહેલાં છે; પણ માત્ર તે પ્રગટે તેટલા માટે તેને કેળવણી આપો. બાળ લગ્નથી તેમની શક્તિનો રોધ ન કરો.

જો તમે તમારા બાળકોને આખા યુરોપને ધ્રુજાવનાર નેપોલીયન બોનાપાર્ટ, ઇટાલીને સ્વતંત્ર કરનાર દેશ ભક્ત **ગેરીબલ્ડી** જાપાન દેશનો વિજય વાવટો ફરકાવનાર ટોગા જેવા વીર બાળકો બનાવવા માગતા હો તો "ભારત વિજય" કાવ્ય સંગ્રહના આજેજ ગ્રાહક થાવ કારણ ગ્રાહક પુરતીજ પ્રતો કાઢવામાં આવશે. નહિતર પાછળથી નીરાસ થવું પડશે.

ગરીબ યા તવંગર હરેક માણસ લાભ:લઈ શકે તેટલા માટેજ કીમત રૂ. ૧। રાખવામાં આવી છે પોષ્ટ ખર્ચ જુદું.

અગાઉથી ગ્રાહક થનાર આશ્રય દાતઓનાં નામ છાપી અમર કરવામાં આવશે.— લખો

**દયારામ સીતારામ શુરા.**

પોલોક સ્ટ્રીટ નં. ૨૬

**કલકત્તા.**

## બસો રૂપીઆમાં અન્નદાન સાથે અમર નામ.

અન્નદાન એ સર્વ દાનમા શ્રેષ્ઠ દાંન છે અને તેવાં દાન આપવાનુ અતિ ઉત્તમ સ્થાન આ અનાથાશ્રમ છે. જેમાં તમામ હિંદુ કોમનાં અનાથ બાલકો બાલિકાઓ અને અપંગોનુ પોષણ થાય છે, માટે.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણુરક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લબાવવા કૃપા કરશો ? ? અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ? ? જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે, તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દરવર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ! જરૂર મળશે. દયા લાવો લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ.

નડીયાદ.

એ. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે મુંબાઇ ઇલાકામાં પ્રાથમિક કન્યાશાળાઓ માટે ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કરેલું, તથા શ્રીમન્ત વડોદરા સરકારે શાળા-લાયબ્રેરી તથા શાળાઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું:—

# સૌભાગ્ય શિક્ષાબ્ધિ.

## ( આવૃત્તિ ચોથી. )

☞ આ પુસ્તક ખરીદનારે " ચોથી આવૃત્તિ " હોય તેજ તપાસી ખરીદવા વિનંતિ છે. **સારા કાગળ, સારી છપાઇ તથા સુન્દર સુશોભિત પુંઠું. કિંમત રૂપિઓ સવા, વી. પી. પી. ખર્ચ જુદું.**

**સૌભાગ્ય શિક્ષાબ્ધિ પુસ્તકમાં આવતાં પ્રકરણો**—પ્રકરણ ૧ લુ–બાળકના શરીર તરફ માતાએ પ્રથમથીજ ધ્યાન દેવાની જરૂર પ્ર. ૨ જુ–માતાએ ઘરગતું દેશી વૈદક ઉપાયો બાળકના હિત માટે જાણવાની જરૂર. પ્ર. ૩ જું–પુત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ ઉપયોગી થાય ! પ્ર. ૪ થુ–કન્યાવિક્રય એ પણ અસમાન લગ્નનો પોષાક છે. પ્ર. ૫ મું–બાળલગ્નથી થતી હાણી. પ્ર. ૬ ઠું–લગ્ન સબંધે વિચારવા જેવી બાબતો. પ્ર. ૭ મુ–કન્યા તરફથી લગ્ન વખતે લેવાતી પ્રતિજ્ઞાઓ ( સપ્તપદી ) પ્ર. ૮ મું–પતિધર્મ–પત્નિની પતિ પ્રત્યે ફરજ પ્ર. ૯ મું–પત્ની, પતિને કેવી રીતે પૂર્ણ વશ કરી શકે ? પ્ર. ૧૦ મું–સ્ત્રીને, સાસરૂં કેવી રીતે સુખરૂપ થાય ? પ્ર. ૧૧ મું–પરણ્યા પછી પિયરીયા તરફ કેવી રીતે વર્તવું જોઇએ ? પ્ર. ૧૨ મું–સાસરીયાંએ વહુ તરફ કેવું વર્તન રાખવું જોઇએ ? પ્ર. ૧૩ મું–સૌભાગ્યવતી સ્ત્રીઓના વ્રત નિયમની સફળતા શાથી થાય ! પ્ર. ૧૪ મું–નીતિમય

સંગીતથી સ્ત્રીના તનમન ઉપર થતી ઉમદા અસર. પ્ર. ૧૫ મું-સ્વચ્છતા અથવા સુઘડતાના શોખીન થવાથી શરીરને થતા લાભ ૧૬ મું-તરૂણીઓએ સવારમાં વહેલાં ઉઠવાથી થતો ફાયદો. પ્ર. ૧૭ પ્ર. મું-તરૂણીઓએ રાખવી જોઇતી ઉત્તમ ગૃહવ્યસ્થા. પ્ર. ૧૮ મું-તરૂણીઓએ પાકશાસ્ત્રમાં પ્રવીણ થવાની જરૂર, તેપર આપવુ જોઇતું ધ્યાન અને ખોરાક માટે રાખવી જોઇતી સંભાળ. પ્ર. ૧૯ મુ-આહાર વિહારમાં નિયમીત રહેવાથી મળતા લાભ. પ્ર. ૨૦ મુ-રજોદર્શન ( અટકાવ ), સગર્ભાવસ્થા અને સુવાવડના થતા જીવલેણ રોગો તરફ તરત ધ્યાન આપવાની જરૂર. પ્ર. ૨૧ મુ-તરૂણીઓએ ઉદ્યમી થવાથી થતા લાભ; અવકાશને વખતે શું કરવુ જોઇએ. પ્ર. ૨૨ મું-તરૂણીઓએ કરકસરથી રહેવાથી થતો ફાયદો; સંતોષ એજ ખરૂં સુખ. પ્ર. ૨૩ મું-દેણા ( કરજ ) થી વળતો દાટ. પ્ર. ૨૪ મું. અનુકમ્પા (દયા) પરોપકાર કરવો એજ પુણ્ય અને અવરને દુ:ખ દેવું એજ પાપ. પ્ર. ૨૫ મું-અપર માતાની પદવી ભોગવતી તરૂણીઓનું વર્તન કેવું જોઇએ ? પ્ર. ૨૬ મું-પાડોશી તરીકે કર્ત્તવ્ય. પ્ર. ૨૭ મું-પરોણા ( મહેમાન ) સત્કાર. પ્ર. ૨૮ મુ-તરૂણીઓને ચાકર સાથેની વર્તણુક. ૨૯ મું-તરૂણીઓનુ પરપુરૂષ પ્રત્યેનુ વર્તન. પ્ર ૩૦ મું-કોઇ પણ ટેવને અતિ આધિન થવાથી યુવતિઓની થતી કફોડી સ્થિતિ. પ્ર. ૩૧ મુ તરૂણીઓને રખડવાની ટેવથી થતાં નુકશાન. પ્ર. ૩૨ મું-સારી નઠારી સોબત, તેની અસર અને પરિણામ. પ્ર. ૩૩ મું-સન્નારીઓની સભામાં ભાગ લેવાથી સ્ત્રીઓને થતા લાભ. પ્ર. ૩૪ મું-સ્ત્રીઓએ શું અને કેવી રીતે વાંચવું ? પ્ર. ૩૫ મું-કેટલાક અઘટતા રીવાજો.

પ્ર. ૩૬ મું-મંદવાડ સમયે સ્ત્રીની ઉપયોગીતા, અને દરદીની માવજત સબંધે ખાસ લક્ષમાં રાખવા જેવી બાબતો ( આ પ્રકરણમાં સ્ત્રીની સ્વાભાવિક યોગ્યતા, દરદીનો ઓરડો, દરદીનુ ફરનીચર દરદીના ઓરડામાં છુટ, હવા અને અજવાળું દરદાને જોવા આવનારાઓની વધુભીડથી થતાં નુકશાન સૂર્ય પ્રકાશના ફાયદા, દીવાની રોશની, દરદીને લગતી ચીજોની સાફસુફ, ડોકટરની પસદગી અને ઇલાજ, ડોકટર, દવા અને દરદીની સ્થિતિ, દરદીની સાથે કેવું વર્તન રાખવુ. દરદીના ખોરાક પોષાક વગેરેની વ્યવસ્થા વગેરે અતિ અગત્યના વિષયો સહેજસાજ ગુજરાતી ભણેલી સ્ત્રીઓ પણ સહેલાઇથી સમજી શકે એવી રીતે લખવામાં આવ્યા છે. ) પ્ર. ૩૭ મું-સ્ત્રીની શ્રેષ્ઠતા. પ્ર. ૩૮ મું-સદ્વર્તની સુન્દરીઓ માટે સાક્ષરોના મતો ( કુલીન કાન્તાઓની કિંમત આ એકજ પ્રકરણના વાંચવાથી થઇ શકે તેમ છે). પ્ર. ૩૯ મુ-સુખદાયક શીખામણો ( આ પ્રકરણનુ ધ્યાનપૂર્વક વાંચન-મનન, શ્રીમન્ત કે ગરીબ દરેક સ્ત્રીને ગુસખીરૂપ થઈ પડે તેમ છે ). આ બધા મુખ્ય વિષયોમાં અનેક બીજી નાની નાની સ્ત્રી ઉપયોગી બોધક બાબતોનો સમાવેશ થઈ જાય છે. ગુજરાતી સીવાય હિંદી, મરાઠી ભાષામાં આ પુસ્તક છપાવવા માગણી થાય છે એજ તેની વિશેષ ઉપયોગીતાનો પુરાવો છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:-( કર્તા ) **નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ.**

**રાજકોટ-( કાઠીઆવાડ )**

**ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણવાની ઉત્તમ શોધ,**

# તિલેસ્માતિક—દર્પણ.

**દક્ષીણ વિહારી એક જૈન ગુરૂની સહાયથી લગભગ બે હજાર વર્ષ પર થઇ ગયેલા પાદલીપ્તાચાર્યના શિષ્ય નાગાર્જનાચાર્યની વિદ્યાની શોધ.**

દુનિઆમાંની અમુલ્યમાંની અમુલ્ય વસ્તુ કરતાં પણ આ દર્પણની પ્રાપ્તી ઘણી અમૂલ્ય છે. દર્પણની શક્તિથી સના, સુખ, તન અને ધનની પ્રાપ્તી થાય છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યના કામોના વિકટમાં વિકટ સવાલોના જવાબ તાબડતોબ મેળવવા હોય તો દર્પણ ખરીદવાને એક પળ પણ ગુમાવશો નહિ. આ દર્પણ અત્યારની બનાવટ નથી પણ આગળના મહાત્માની કૃતિ છે. એક વખત અનુભવ લઇ ખાત્રી કરો. દૂરનાં સગાની ખબર, વેપારમાં નફોતોટો, પરીક્ષાનું પરિણામ, રોગીની ખબર, ભાવની વધઘટ, ચોરાઇ ગયેલી વસ્તુની તપાસ આદિ અનેક શકાઓનું સમાધાન કરવાનું સાધન ફક્ત તિલેસ્માતિક દર્પણજ છે, જેની ખાત્રી માટે અનેક સરટીફીકેટો મળ્યાં છે **કી. રૂ. ૨. વી. પી. સાથે ૨-૮-૦.**

**જૈનમુની બાલવિજયજી.** જણાવે છે કે તિલેસ્માતિક દર્પણમાં સાક્ષાત દેવોના તથા તિર્થોનાં દર્શન થાય છે. આ દર્પણમાં જે સવાલ પૂછીએ છીએ તેના જવાબો સતોષકારક મળે છે.

**સોલએજન્સી,**

**વર્દ્ધમાન એન્ડ સન્સ.**

**મુંબઇ, નં. ૯.**

## હીસ્ટિરિયા.

### બે વર્ષે સાંકળોના બંધ છુટયા.

પાટણ ઝવેરીના પાડાના રહીશ ચુનીલાલ દલછાચંદ ઝવેરી-મને રંગુનમાં **ચિત્તભ્રમ** હીસ્ટિરિયા લાગુ પડયો. ઉંઘ નહિ, **તોફાન** થઇ જાય, **નજરે જોઉં** પણ **ધ્યાનમાં** ન રહે, **ખાનપાન** માગવુ નહિ, અને **ઝાડો પેશાબ** ગમે ત્યાં **કરી** તેમાં **પડયો** રહું. તેને સારૂ બે વર્ષમાં રંગુન, કલકત્તા અને મુબાઇ વગેરે સ્થળમા પ્રસિદ્ધ સરજનો, અને બીજા ઇલમીઓને **પુષ્કળ ફી** ભરી રંજન કર્યાં તેમ તેમ **મજબુત સાંકળે જકડાવુ** પડયુ. અંતે થાકયાં. અને આશા છોડયા પછી **મિ. છગનલાલ લલ્લુભાઇ શાહ દેશીનામાવાળાને મળ્યા** તેમણે ઇશ્વર પ્રીત્યર્થ ત્રણ માસમા સારો કર્યો. હવે હુ મનુ ષ્યાવતાર ભોગવતો થયો છું.

### છ માસે બેઠી થઇ અને ખાધું.

**વડોદરા કેમ્પ** ટ્રેઝરી કલાર્ક **મિ. જેઠાલાલ છો.** પોષ્ટ માસ્તર-દીકરી **લલીતા** હીસ્ટિરિયાને લીધે **છ માસથી પથારીમાં પડી પડી કેડેથી** નીચેના ભાગે રવડતી, અને તે દરમ્યાન **દશ દશ મિનીટે** કમાટ **થઇ બેશુદ્ધ** બનતી. માત્ર **બે ચમચાપુર** દુધની ચા ઉપર જીવતી શહેર અને કેંપના લાયક ડોકટરો, વૈદ્યો અને ભુવાઓએ **આશા મુકાવ્યા પછી ગમતની ખાતર** મિ. શાહનો આશ્રમ લીધો. તેમની વા મુકતા અને બીજી સારવારથી દશ કલાકમાં **સુધારો** દીઠો. અને **૧૮** દિવસમાં તો તદન સારૂં થઇ ગયું. ઇ ઇ.

કોઇ પણ જાતનો હીસ્ટિરિયા, **ફેફરૂં**, મૃગી **અને** તાણ આવતાં હોય તો તેને સારૂં અથવા બીજા હઠીલા દર્દને સારૂ પત્ર લખવો. દવા દેશી વનસ્પતિની રસાયન રહિત મળશે

**વ્યાયામ કળા શાસ્ત્ર**—તનદુરસ્તી સુધારનારી કસરતો. ચિત્રો ૩૩૫ કીંમત રૂ. ૨ ) પો. ૦)= **દેશી નામું**—ઇલાકામાં ટેકસ બુક કીં. ॥ પો. ૦)-

**સરનામું.**

**છગનલાલ લલ્લુભાઇ શાહ દેશીનામાવાળા.**

સંશોધક ઓફીસ વ્યાયામ ભુવન વડોદરા.

## નપુંષકનો રાજા.

## હયુમન—વિગર.

**નપુંષકપણું**—એટલે કમકૌવત પણું-ઇન્દ્રીની શિથીલતા છે. મનુષ્યને મનુષ્યત્વમાંથી કાઢી નાંખનાર દુષ્ટ વ્યાધિ છે. આ **હયુમન-વિગર** નપુંષકપણાના સઘળા રોગો દુર કરી વિર્યવાન બનાવે છે. આ દવા ધાતુપૌષ્ટિક, કામોત્તેજક અને **વીર્યવર્ધક** છે. આ દવામાં આવતી મુખ્ય દવાઓ—**ડામીયાના ફોસફરસ, સ્ટ્રીકનીયા, આયર્ન** વીગેરે ઉત્તમ દવાઓ નાંખીને આ **હયુમન-વિગર** બનાવેલ છે. તેનાથી ઉત્તમ ફાયદો થાય છે. તે નીચેના સરટીફીકેટ ઉપરથી માલુમ પડશે.

**સરટીફીકેટ સાથે રૂ. ૫૧ ઇનામ.**

ગામ વાસા તા. શિરોઇ ( મારવાડ ) વડોદરા સ્ટેટમાં સાંપલાનું પરૂ વસાવનાર શેઠ સાંકલચંદ નથુભાઇ લખે છે કે-મને વીસ વરસથી અફીણનુ બંધારણ હતુ. અફીણના કેફીપણાથી મારા શરિરની પાયમાલી થઇ ગઇ હતી તે આ **હયુમન વિગરથી** મારૂ અફીણનું બંધારણ છુટી ગયું અને દરેક વ્યાધિથી મુક્ત થઇ ગયો. તેથી આ કંપનીને હયુમન વિગરની ઉત્તમ બનાવટ માટે મારી રાજી ખુશીથી રૂ. ૫૧ એકાવન ઇનામ આપું છું તે આપ સ્વીકારશો. મેં મારા મીત્રોને હયુમન-વિગર ખરી દવાની ભલામણ કીધી છે. તેઓ તરફથી તમોને ઓર્ડર મલતા હશે.

**“ છે કોઇ માયનો પુત ! ”**

**હયુમન—વિગરની** ઉત્તમ બનાવટની કીમત જાણનાર. લાંબી જાહેર ખબરો તરફ ન લોભાતાં એક વખત આ દવા વાપરી ખાત્રી કરો.

કીમત. શીશી. ૧ ના રૂ. ૨. ત્રણ શીશીના. રૂ. ૫-૧૦-૦

**લખોઃ—સો. પી. શાહ એન્ડ કંપની.**

પાદરા. ( ગુજરાત. )

સંસારસુખ, સંતાનોત્પત્તિ અને શરીર સંરક્ષણની બાબતમાં આજસુધી ચાલતી આવેલી ગંભીર ભુલોથી બચવા માટે અમારૂં—

# કામશાસ્ત્ર.

પુસ્તક

વાંચો.

વગર કીંમતે અને વગર પોસ્ટેજેજ મોકલવામાં આવે છે.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

જામનગર - કાઠિયાવાડ.

